# દિલ્હી દરબાર.

ભગુભાઈ ફતેહચંદ કારભારી.

# ઠગાશો ના.

**દસ્તુર નામે વિલાયતના આંખના ડાકટર ફક્ત એકજ છે જે, કોટમાં ટ્રીચર કું૦ સામે-કાળા પથરની બેંક આગળ. દીનશાહ એમ. દસ્તુરની બાવીસ વરસની પુરાણી પેઢીમાં છે.**



અમારા આંખના ડાકટરે લંડનની ત્રણ મોટી આંખની હોસ્પીટલોમાં આંખના ડાકટરનો હોદ્દો બજાવ્યા વીશે લંડનના વિદ્વાન આંખના ડાકટરો કહે છે કેઃ—

**"ડાકટર દીનશાહ દસ્તુર આંખના દરેક કામમાં પુરેપુરા પ્રવીણ કુશળ તેમજ ઘણી બાહોશી અને સફાઇથી આંખનાં ઓપરેશન કરનાર અને કોઇ પણ આંખની હોસ્પીટલમાં આંખના સર્જનના હોદ્દા માટે પુરેપુરા લાયક છે."**

વળી હાઇ કોરટના **વડા જડજ બેસીલ સ્કોટ, ગવર્નરની કાઉન્સીલના મેમ્બરો,** જાણીતા ડાકટરો વીગેરે **નામાંકીત** ગ્રહસ્થોના ઉંચા લેખીત મતો અમોને મળ્યા છે.

મુંબઇમાં ફક્ત અમારે ત્યાંજ ચસમાંથી આંખની મુસ્કેલી ખામીઓ સુધારવા માટે મજકુર આંખના **ડાકટર મફત આંખ તપાસે છે.** વળી આંખના દરદોની દવા અને ઓપરેશનો પણ કરવામાં આવે છે.

ઉંચી જાતના પથરના ચશમા, દુરબીનો, તાવ તપાસવાનાં થરમોમીટર, નકલી આંખો વગેરે. **સંપુર્ણ સંતોષ સભ્યતા સાથે ઘણા સસ્તા ભાવે મળશે.**

## "લુ—લુ" આંખનાં ટીપાં

**આંખના દરદોનો તદન ખાત્રી ભરેલો ઠંડક આપનાર અકશીર ઇલાજ છે.**

આંખનાં દરદોને એક દીવસમાં ફાયદો કરે છે. કીંમત રૂ. ૧.

# The Coronation Durbar.

AT

## DELHI 1911.

(Being the descriptive account of their Imperial Majesties the King Emperor George V and Queen-Empress Mary's tour in India from 2nd December 1911, to 10th January 1912.)

EDITED AND PUBLISHED BY

**Bhagubhai Fatehchand Karbhari.**

EDITOR THE JAIN,

**BOMBAY.**

SOLD BY

**Messrs. N. M. Tripathi & Co.**

Princess St. Kalbadevi,

**BOMBAY.**

PRINTED AT

THE DIAMOND JUBILEE PRINTING PRESS

BY

**DEVIDAS CHHAGANLAL PARIKH**

AHMEDABAD.

*Price Rupee One Only.*

ANOTHER idea which we would commend to the consideration of the Government of India in this connection is that a couple of the best and most reputed writers in the vernaculars of each province should be deputed to the Coronation with instructions to write out a description of the scenes as they strike them. Most of the notable persons now selected are not remarkable for their literary powers, and any impressions they may form must remain in their bosoms or be retailed in the seclusion of their zenanas. The vernacular accounts so prepared should be distributed broad cast among the people. Beginning from the South, there may be selected for Tamil, Pandit Swaminatha Iyer, and Mr. C. V. Swaminatha Iyer, for Telugu, Rao Bahadur Viresalingham Pantulu and Mr. R. Venkatasivudu of Parlakimidi, for Kanarese, Mr. H. V. Nanjundayya of Mysore, for Marathi, Mr. Hari Narayan Apte of Poona, for Gujarathi, Mr. B. F. Kharbari of Ahmedabad and some of the many able writers in the vernaculars of Bengal, Hindustan and the Punjab.

—*Indian Social Reformer.*

13th April 1902.



**Their Majesties King Emperor George V and Queen Mary.**

The Bombay Art Printing Works, Fort.

# દિલ્હી દરબાર.

૧૯૧૧.

(નામદાર શહેનશાહ જ્યોર્જ ૫ મા અને શહેનશાહબાનુ મેરીના હિન્દમાં થયેલા રાજ્યાભિષેક તથા તેમના હિન્દના પ્રવાસનું વર્ણન—કેટલીક માહીતી સાથે.)


લખેનાર તથા પ્રકટ કરનાર,

**ભગુભાઈ ફતેહચંદ કારભારી.**

અધિપતિ—જૈન—મુંબઈ.



પ્રથમ આવૃત્તિ. પ્રતિ ૪૦૦૦ (ચાર હજાર).

વેચનાર,

**મેસર્સ એન. એમ. ત્રીપાઠી અને કંપની,**

**બુકસેલર્સ અને પબ્લીશર્સ.**

પ્રીન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી—મુંબઈ.

ઇ. સ. ૧૯૧૨. વિ. સં. ૧૯૬૮.

**અમદાવાદ.**

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપી.




મૂલ્ય રૂપિયો એક.

# મી. ભગુભાઈ ફતેહચંદ કારભારીનાં લખેલાં અને સંશોધિત પુસ્તકો.

## વાર્તા.

| | |
|---|---|
| *લંગડો જરવાસ. | ૦—૮—૦ |
| કુમુદા. (૪ થી આવૃત્તી) | ૦—૧૨—૦ |
| સદ્‌ગુણી સુશિલા. | ૦—૧૨—૦ |
| લંડન રાજ્ય રહસ્ય. | ૧—૮—૦ |
| લંડન રહસ્ય. | ૧—૪—૦ |
| પંચબાલિકા. | ૦—૫—૦ |

## ધર્મ અને તત્ત્વજ્ઞાન.

( સ્વામી વિવેકાનંદ )

| | |
|---|---|
| સનાતન હિંદુ ધર્મ. | ૦—૧—૦ |
| કર્મયોગ. | ૦—૧૦—૦ |
| રાજયોગ. | ૧—૪—૦ |
| પાતાંજલ યોગદર્શન. | ૦—૧૨—૦ |
| સ્વામીજીના પત્ર. | ૦—૬—૦ |

## પ્રચુટણ.

| | |
|---|---|
| ટોડરાજસ્થાન (બે ભાગ.) | ૧૦—૦—૦ |
| નશીબ અને ઉદ્યોગ. | ૦—૩—૦ |
| હિન્દજનતનો ભોમિયો. | ૦—૨—૦ |
| રાજભાષા. (૩ જી વાર.) | ૧—૪—૦ |
| *નળાખ્યાન. | ૦—૫—૦ |

## જૈન ધર્મ.

| | |
|---|---|
| *શ્રીપાળ. | ૧—૮—૦ |
| શ્રાદ્ધવિધિ. | ૨—૦—૦ |
| શત્રુંજય મહાત્મ્ય. | ૨—૦—૦ |
| હરીવિક્રમ ચરિત્ર. | ૧—૮—૦ |
| તિર્થયાત્રા વર્ણન. | ૧—૦—૦ |
| Jain Philosophy. | 1—8—0 |
| Yoga Philosophy | 0—8—0 |

## ડિક્ષનરી.

| | |
|---|---|
| સ્ટુડન્ટસ્. અં.ગુજરાતી. | ૩—૦—૦ |
| „ ( ન્હાની. ) | ૨—૦—૦ |
| ન્યુ પોકેટ. (છપાય છે.) | ૧—૪—૦ |
| ધ સ્ટાર. „ „ | ૦—૧૦—૦ |
| *સ્ટુડન્ટસ. ગુ. અંગ્રેજી. | ૩—૮—૦ |
| ધ સ્ટાર. „ | ૧—૮—૦ |
| *ગુજરાતી પ્રવિર્બસ. | ૦—૪—૦ |

*. આ નિશાનીવાળી ચોપડીઓ હાલ સીલીકમાં નથી.

મળવાનું ઠેકાણું:—**એન. એમ. ત્રીપાઠી અને કંપની.**

પ્રીન્સેસસ્ટ્રીટ—કાલબાદેવી.—**મુંબઇ.**



**Dahyabhai Hakamchand Shah,**
**Pleader.**
**DHANDHUKA.**

The Bombay Art Printing Works, Fort.

# અર્પણ પત્રિકા.

**મુરબ્બી ભાઈશ્રી,**

**શા ડાહ્યાભાઈ હકમચંદ.**

**સરકારી વકીલ, મ્યુનીસીપાલીટીના કૌન્સીલર, સ્કુલબોર્ડ ચેરમેન, ડિસ્ટ્રીકટ બોર્ડના મેમ્બર—ઈ.**

**ધંધુકા.**

**મુરબ્બી ભાઇશ્રી,**

મારા બાળવયથી એક વડીલ બન્ધુ તરીકે તમો મારા ઉપર દેખરેખ રાખી મારી કેળવણી ઉપર ધ્યાન આપતા હતા. તેમજ મારા વર્તમાન પત્રકાર તરીકેના સ્વતંત્ર ધંધા માટે અને મારા સાહિત્યના વધુ અભ્યાસ માટે તમો હમેશાં આપણા કુટુંબના માણસો સાથે સમત્ત છો, તેમજ આપણી જૈન વિસાપોરવાડ કોમમાંથી આપણા કુટુમ્બના માણસોએજ કેળવણીમાં આગળ વધવાની, દેશાવરમાં છેક ફ્રાન્સ, ઇંગ્લાંડ અને જર્મનીમાં પેઢીઓ ઉઘાડવાની તેમજ અનેક સંસાર સુધારા કરવામાં પહેલ કરી છે. આ બધી આપણી વૃદ્ધી થવાનું કારણ માત્ર તમારા જેવા કેળવાયેલાની સહાય અને હિમ્મતનુંજ કારણ છે. તેમજ તમો હમેશાં મારા પ્રત્યે જે પ્રેમ રાખો છો અને મને હમેશાં મારા માર્ગમાં આગળ વધતો જોવા ઇંતેજાર છો તેના કિંચીત સ્મરણ તરીકે, તેમજ તમો આજ વીસ વરસથી મ્યુનીસીપાલીટીના આગેવાન કૌન્સીલર તરીકે કામ કરોછો અને તેની સેવાના બદલામાં જે નામદાર સરકાર તરફથી છેલ્લા રાજ્યાભિષેકના ટાંકણે આપણી વીસાપોરવાડ કોમમાં તમને એકલાનેજ સર્ટીફીકેટ ઑફ ઓનર મળ્યું છે તેની યત્કિંચિત યાદ દાખલ આ મારૂં રાજ્યાભિષેકના સંબંધમાં લખાયેલું પુસ્તક તમને અર્પણ કરી આનંદ માનું છું.

**મુંબઈ જૈન ઑફીસ.**
તા. ૧૯–૨–૧૨.

હું છું તમારો લઘુ બન્ધુ,
**ભગુ.**

# પ્રસ્તાવના.

કેટલાક ભાઈબંધ પત્રકાર તર્ફથી રાજ્યાભિષેકના ટાંકણા પ્રસંગે તેમના પત્રોના ખાસ અંક કાઢવામાં આવ્યા હતા, અને તેથી મેં તે ભાઈબંધ પત્રકારોનું અનુકરણ નહીં કરતાં આ રાજ્યાભિષેકનું ટાંણું સદા માટે યાદગાર રહે તેવા વિચારથી આ પુસ્તક તૈયાર કરવા નક્કી કરેલું; મારો ખુદ વિચાર દિલ્હી વગેરે જઈ જાત માહીતી મેળવી આ પુસ્તક લખવાનો હતો. પણ 'ધારવું માણસનું અને કરવું ઇશ્વરનું' એ કહેણી પ્રમાણે મારા જૈન બન્ધુઓના મારા પ્રત્યેના અથાગ પ્રેમને લઇને હું તેમ કરી શક્યો નહીં. પણ કેટલાક ઐતિહાસિક પુસ્તકો, જાણીતા વર્તમાન પત્રોમાં પ્રકટ થયેલા અહેવાલો વગેરે ઉપરથી આ પુસ્તક મેં તૈયાર કર્યું છે. બન્યું ત્યાં સુધી **દિલ્હી દરબાર** અને **નામદાર શહેનશાહ જ્યોર્જ ૫ મા** તથા **શહેનશાહબાનુ મેરીના** હિન્દુસ્તાનના પ્રવાસનું તમામ સંક્ષિપ્ત વર્ણન આપવા મેં પ્રયાસ કર્યો છે અને આવી જાતનું દિલ્હી દરબાર સંબંધી ગુજરાતી ભાષામાં લખાયેલું આ પુસ્તક પ્હેલુંજ છે.

અંગ્રેજીમાં આ શહેનશાહી દરબારના સંબંધમાં એક સચિત્ર પુસ્તક મહાન **ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ** પત્રના બાહોશ અધિપતિ ડૉ. સ્ટેનલી-રીડે લખ્યું છે અને તે પુસ્તકને ખાસ નામદાર સરકારનો આશ્રય મળ્યો છે. વળી આનું મૂલ્ય દસ રૂપિયા હોવાથી તેનો ખપ અમુક વર્ગમાંજ થવાનો. જો મને વખત અને અવકાશ હોત, તેમજ કેટલીક ઉપાધીઓ માથે ન હોત તો હું પણ આ પુસ્તક સચિત્રજ કાઢવા ધારતો હતો, પણ તે કેવળ **જૈન**પત્રના ગ્રાહકોને મફત આપવાનું હોવાથી તેમજ વેચવા માટેની માત્ર અમુક નકલોજ છપાવી હોવાથી જો આ પુસ્તકની બીજી આવૃત્તિ કરવાનો સમય આવશે તો સહજ વધુ કિંમતે તે હું ૩૦-૪૦ ચિત્ર વાળીજ આવૃત્તિ બ્હાર પાડવા ધારૂં છું. આ બધો આધાર વાંચનાર ઉપરજ રાખે છે.

જૈન જેવી પૈસા ટકે સુખી એવી કોમના નૈતિક, ધાર્મિક અને વ્યવહારીક ઉન્નતી માટે આજ દસ વર્ષ થયાં જૈનપત્ર હું ચલાવું છું. અને તે પત્રમાં વિચાર સ્વતંત્રતાથી અને નીડરપણે જાહેર કરવામાં મને ઘણી મુસ્કેલીઓ નડી છે, આવી મુસ્કેલીઓ છતાં હું ધર્મના સત્ય તત્ત્વો અને લોકોમાં શુદ્ધ વિચારના આન્દોલનો ફેલાવવા ભાગ્યશાળી થયો છું, તેમજ એક સારી સંખ્યા વાંચનારની ઉભી કરવા ભાગ્યશાળી થયો છું. તેનું કારણ કાંઈ નહીં પણ મારી નીડરતા, અને કોઇની શેંમાં નહીં ખેંચાવાનો મ્હારો સ્વભાવજ છે, એટલુંજ નહીં પણ મારા કુટુમ્બના સંબંધીઓનો તે માટેનો મારા પ્રત્યેનો પ્રેમ એ પણ એક મુખ્ય કારણ છે.

ભાઈબંધ પ્રજાબંધુ પત્રના માલીકની ખાસ પરવાનગીથી તે પત્રમાં પ્રાચિન અને અર્વાચિન દ્હિલ્હી, તથા રાજ્યાભિષેક પ્રકરણ પ્રકટ થયેલા તે માત્ર થોડાજ ફેરફાર સાથે છાપવામાં આવ્યાં છે; જે માટે તેમનો આ પ્રસંગે ખાસ આભાર માનું છું.

આ પુસ્તક લખવામાં એક મા'રા આગલા મદદનીશ ભાઇ **ભીમજી હરજીવને** મને મદદ કરી છે અને આ પુસ્તકના પ્રુફ વાંચી યોગ સુધારો કરવામાં મારા સ્નેહી ભાઈ **મણીલાલ નથુભાઇ દોશી બી. એ.** એ ખાસ સહાય કરી છે–તે માટે આ બન્ને ભાઇઓનો હું આ સ્થળે ઉપકાર માનું છું–અને જો પુસ્તકમાં કાંઈ પણ સારાપણું હોય તો તે આ ભાઇઓને લઇનેજ છે અને જો કાંઇ ખામી હોય તો તે મા'રી પોતાનીજ છે એમ હું માનું છું.

**જૈન ઑફીસ.**
**મુંબાઇ**
તા. ૧૯–૨–૧૨

સેવક,
**ભગુભાઇ ફતેહચંદ કારભારી.**

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ટ. |
|---|---|


---

## પૂરવણી.

## દિલ્હી દરબાર.

"આવો ભપકાભર્યો મેળાવડો મેં મારી આખી જીંદગીમાં કદી પણ જોયો નહોતો અને હવે પછી જોઉં એવી સંભાવના પણ નથી."

ના. શહેનશાહ પંચમ જ્યોર્જ.

# દિલ્હી દરબાર.

# સમ્રાટ્ પંચમ જ્યૉર્જ

## નું જીવન વૃત્તાંત.

### ૧.

પંચમ જ્યૉર્જ તે આપણા આધુનિક સાર્વભૌમ રાજા અને ઈંગ્લાંડના ચક્રવર્તિ રાજાનો જન્મ શુક્રવાર તા. ૩ જી જૂન ૧૮૬૫ ની મધ્યરાત્રીએ આશરે એક વાગે લંડનમાં 'માર્લબરો' નામક રાજમહાલયમા થયો હતો. ભાવી રાજાના જન્મ પ્રસંગે જે આનંદોત્સવ અને ઠાઠમાઠ કરવામાં આવે છે, તેવો આનંદોત્સવ કે ઠાઠમાઠ એમના જન્મ પ્રસંગે કરવામાં આવ્યો નહોતો; કારણ કે તેઓ જ્યેષ્ઠ કુંવર નહોતા. તોપણ તેમનાં પિતામહી મહારાણી વિક્ટોરીઆએ ભારે ઉમંગથી તેમના જન્મોત્સવની ક્રિયા કરી હતી. એક વખત એમનાં માતુશ્રી રાણી અલેક્ઝાંડ્રા એમની સાથે સૂતિકાગૃહમાં હતાં તે વખતે એકાએક રાજમહાલયને આગ લાગી. આથી ભારે હોહા થઈ રહી. એમના પિતા શહેનશાહ એડવર્ડે આ વિપત્કાળે એકદમ આવી પહોંચી એમને તથા એમનાં માતુશ્રીને નિર્ભય સ્થળે લઈ ગયા અને પછી અગ્નિ શાંત કરવાની પ્રવૃત્તિ કરવા લાગ્યા. સૌભાગ્યવશાત્ અલ્પકાળમાં અગ્નિ શાંત થઈ અને સૌની ચિંતા ટળી.

થોડા દિવસ પશ્ચાત્ તેમની નામકરણ ક્રિયા વિંડસર મહાલયમાં કરવામાં આવી. એમનું આખું નામ "જ્યૉર્જ ફ્રેડરિક અર્નેસ્ટ ઑલ્બર્ટ" છે. એઓ સ્વ. ના. શહેનશાહ સપ્તમ એડવર્ડના દ્વિતીય પુત્ર છે. એમના જ્યેષ્ઠ બંધુનું નામ 'પ્રીન્સ ઑલ્બર્ટ વિક્ટર' હતું. તેમનો જન્મ ૧૮૬૪ ની સાલમાં થયો હતો. આ ઉભય બંધુઓ વચ્ચે અપ્રતિમ પ્રેમ હતો. બન્ને ભાઇઓ એકજ રાજધાત્રીના હાથ નીચે ઉછર્યા હતા. બન્ને બંધુઓ દેખાવમાં લગભગ સમાનજ હતા. બન્નેને સાથે રહેવું ગમતું, પણ ઉભયના સ્વભાવ ભિન્ન હતા. છતાં બન્ને વચ્ચેનો પ્રેમ તો અસ્ખલિતજ હતો. પ્રીન્સ ઑલ્બર્ટ વિક્ટરને જીવજંતુ વિષેની વાતો ઘણી પ્રિય લાગતી અને તે કહી સંભળાવવી પણ તેને બહુ રૂચીકર લાગતી. પ્રીન્સ જ્યૉર્જને બોલવાનો કંટાળો હતો. તેમને શાંતિથી બેસી રહેવું બહુ ગમતું. આટલા માટે તેમને હાસ્યમાં 'અભાષી જ્યૉર્જ' (George the silent) એવું નામ પ્રાપ્ત થયું હતું. ઉભય બંધુઓ આનંદ, હાસ્ય અને કૌતુકની મૂર્ત્તિ હતા. તેમને નવીન અભ્યાસમાં બહુ આનંદ મળતો હતો, તેઓ એવા આજ્ઞાપાળક હતા કે, માતા, પિતા અને ગુરૂની આજ્ઞાનો કદી પણ લોપ કરતા નહિ.

એક દિવસ બકિંગહામ રાજમહાલયમાં મહારાણી વિક્ટોરીઆ પરિવાર વર્ગની સાથે બેઠાં હતાં. આ વખતે બાળ સ્વભાવ પ્રમાણે મસ્તી કરવાને માટે પ્રિન્સ જ્યૉર્જને સજા કરવામાં આવી. રાજ માતાં વિક્ટોરીઆએ તેમને એક મેજ નીચે મુગા બેસી રહેવાની આજ્ઞા કરી. પિતામહીની આજ્ઞા થતાંજ રાજકુમાર ટેબલની નીચે શાંતિથી બેસી ગયા. ટેબલ નીચે કાંઇ પણ ગરબડ ન જણાવાથી મહારાણી વિક્ટો-રીઆએ તેમને બહાર આવવાની છૂટ આપી. જ્યારે પ્રીન્સ જ્યૉર્જ બહાર આવ્યા ત્યારે તેઓ તદન નગ્નાવસ્થામાં હતા. પ્રિન્સની નગ્ન દશા જોઇ સર્વના હાસ્યનો પાર રહ્યો નહિ. આ વાત એમની અતી

બાલ્યાવસ્થાની છે. લંડનવાસીઓ ઉભય રાજકુંવરોને અતી મમતાપૂર્વક ચાહતા હતા. તેઓ જ્યારે પોતાની માતાની સાથે ગાડીમાં બેસીને ફરવા જતા ત્યારે લોકોનાં ટોળાં તેમને હવામાં રૂમાલ ઉરાડીને અને જયજયકાર પોકારીને માન આપતા હતા.

બાલ્યકાળમાં પ્રિન્સ જ્યૉર્જ કામદેવ સમાન રૂપ ધરાવતા હતા. તેઓ હાઇલેંડરના પોશાકમાં ઘણા શોભતા હતા.

ઉભય બંધુઓનાં શિક્ષણને માટે મહારાણી વિક્ટોરીઆ તથા તેમનાં માતા પિતા ઘણી કાળજી ધરાવતાં હતાં. તેમને કદી પણ અયોગ્ય લાડ લડાવવામાં આવ્યાં નથી. તેમને રાજકુમારને શોભે તેવો શિષ્ટાચાર અને વર્ત્તણુંક રાખતાં શિખવવા માટે ઘણી કાળજી લેવામાં આવી હતી. શૈશવ કાળમાં ઉભય બંધુઓ કસરત કરવાના ઘણા શોખીન હતા. વળી તેમને તરવાનો તથા ચાક જોડા પહેરી બરફપર દોડવાનો પણ ઘણો શોખ હતો. એમને રાણી એલેકઝાંડ્રાએ નાનપણુમાં મૂળાક્ષર લખતાં શીખવ્યા હતા. પાછળથી ઉભય રાજકુમારોને શીખવવાને માટે રેવરંડ જોનપીલ ડાલ્ટન નામના ધર્મ ગુરૂને નિયત કરવામાં આવ્યા હતા. આ ગુરૂના તરફથી તેમને ધર્મનું તેમજ અંગ્રેજી સાહિત્યનું જ્ઞાન પ્રાપ્ત થયું. આ વખતે પણ તેમને શિક્ષણ આપવાના કાર્યમાં રાણી એલેકઝાંડ્રા ભાગ લેતાં હતાં. માતા એલેકઝાંડ્રા તેમને માટે પુસ્તક પસંદ કરવાનું કામ પણ કરતાં હતાં. આ વાત સત્ય છે કે માતાને હાથે બાળકને જેવી સારી કેળવણી મળે છે તેવી કેળવણી અન્યને હાથે મળવી મુસ્કેલ છે. વળી શૈશવ કાળમાં જે શિક્ષણ મળે છે તેની અસર લાંબો કાળ ટકે છે. માતા એલેકઝાંડ્રા પોતાના બન્ને રાજકુમારોનું ચારિત્ર્ય સુધારવાને માટે ઘણી કાળજી રાખતાં હતાં. રાજકુમારોને મોજશોખ અને આડંબરથી સદા દૂર રાખવામાં આવતા હતા. તેમને સદા સાદો પોશાકજ પહેરાવવામાં

આવતો હતો. તેમને સર્વદા સામાન્ય મનુષ્યોમાં ભેળાવાનો ઉપદેશ આપવામાં આવતો હતો. તેમના શિક્ષાગુરૂને એવી સખ્ત આજ્ઞા ફરમાવવામાં આવી હતી કે રાજકુમારો જો કાંઈ અયોગ્ય વર્તન કરે અથવા આજ્ઞાનું ઉલ્લંઘન કરે તો તેમને રાજકુંવર સમજીને આંખ આડા કાન કરવા નહિ, પરંતુ ત્વરિત તેમને યોગ્ય શિક્ષા કરવી. સાધારણ મનુષ્યના પુત્રને શિક્ષણ કાળે જેવી સખ્તાઇમાંથી પસાર થવું પડે છે તેવીજ સખ્તાઇ આ રાજકુમારોએ પણ અનુભવી હતી.

રાજકુમારોના વિચાર જાણવાને માટે એક પ્રશ્નોત્તર ગ્રંથ રાખવામાં આવ્યો હતો. આ ગ્રંથમાં "તમને ભવિષ્યમાં શું થવું પસંદ છે?" "તમને કયા ગ્રંથ વધારે ગમે છે?" આવા પ્રશ્નો લખવામાં આવ્યા હતા. પ્રિન્સ જ્યૉર્જે ઉક્ત પ્રશ્નોના ઉત્તર નીચે પ્રમાણે આપ્યા હતાઃ—

"મને ખલાસી થવું ગમે છે. મને કૅપ્ટન મૅરીઅટના ગ્રંથો પસંદ પડે છે, મને ઍલબર્ટ ઍડવર્ડ નામ પ્રિય લાગે છે, મને મારા પિતાજીના જેવા થવું ગમે છે."

જ્યારે ના. શહેનશાહ સપ્તમ્ ઍડવર્ડ ઈ. સ. ૧૮૭૫ માં હિંદ પધાર્યા, ત્યારે રાજકુમાર જ્યૉર્જને હિંદ આવવાની ઊત્કટ અભિલાષા ઉત્પન્ન થઈ હતી અને તેટલા માટે તેમણે રડીને તોફાન કરી મૂક્યું હતું. અંતે, એમના પિતાજીએ જ્યારે એમ કહ્યું કે "ત્હારી માતા અને ભગિનીની સંભાળ લેવાને અત્રે કોઈ જોઇએ ને? માટે હું તને અહીંઆં મુકી જાઉં છું. તેમની સંભાળ લેવી એ તારૂં કામ છે." ત્યારે તેઓ શાંત થયા. તેઓ બાલ્યકાળમાં કેવા આજ્ઞાધારક હતા તે આ ઉપરથી બરાબર સમજાય છે.

જ્યારે રાજકુમારો બાર તેર વર્ષની વયના થયા ત્યારે તેઓને ભવિષ્યમાં ઉપયુક્ત થાય એવું શિક્ષણ આપવા સંબંધે વિચાર કરવામાં

આવ્યો. વડા રાજકુંવરને લશ્કરી ખાતામાં અને રાજકુમાર જ્યૉર્જને નૌકા ખાતામાં યોજવાનો વિચાર સર્વ સમ્મત થયો. પરંતુ ઉભય બંધુઓ વચ્ચે અત્યંત પ્રીતિ હોવાને લીધે તેઓ એક બીજાથી છૂટા પડવા ચહાતા નહોતા. જ્યેષ્ઠ બંધુએ લઘુ બંધુ સાથે નૌકા ખાતામાં જોડાવાની ઇચ્છા પ્રદર્શિત કરી. આથી બન્ને રાજકુમારોને "બ્રિટાનીઆ" નામના લડાયક જહાજપર તાલીમ લેવાને માટે મૂકવામાં આવ્યા. રેવરંડ ડાલ્ટનને પણ તેમની સાથે જ રહેવાનું નક્કી થયું. નૌકા ખાતામાં પ્રથમ ઉમેદવારી કરનારને કેડેટ કહેવામાં આવે છે. આ ઉમેદવારોની સાથે રાજકુમારોએ શિક્ષણ લેવાનો પ્રારંભ કર્યો. બીજા ઉમેદવારોની પેઠે જ રાજકુમારોની સાથે વર્તવાની નૌકા ખાતાના અમલદારોને આજ્ઞા કરવામાં આવી હતી. રણતરીપર (લડાયક આગબોટ)નાં સઘળાં કામો રાજકુમારોને કરવાં પડતાં હતાં.

હિંદના રાજકુંવરોને અતીશય લાડ લડાવવામાં આવે છે. તેમને શિક્ષણ આપતી વખતે પણ મોજશોખ, સ્વચ્છંદતા અને મોભાને વિસારી મૂકવામાં આવતાં નથી. વળી રાજકુમારોને તે શિક્ષણની શી જરૂર એવા વિચાર પણ કેટલાંક માણસો ધરાવે છે. પણ યુરોપાદિ દેશોમાં આવા વિચારો નથી. શિક્ષણથી શા શા ફાયદા થાય છે તે જો પ્રત્યક્ષ જોવું હોય તો આપણા ના. શહેનશાહનું જીવન એક ઉત્તમ દૃષ્ટાંત પુરૂં પાડશે. શિક્ષણથી રાજકુમારો વ્યવહાર કુશળ થાય છે. ઈંગ્લાંડમાં રાજકુમારોની કેળવણી પાછળ જેટલી કાળજી લેવામાં આવે છે તેટલી કાળજી ભાગ્યેજ અન્ય દેશોમાં લેવામાં આવતી હશે.

રાજકુમાર ઑલ્બર્ટ વિક્ટર અને રાજકુમાર જ્યૉર્જે બે કરતાં વધારે વર્ષ આ પ્રમાણે આગબોટપર વ્યતીત કીધાં. આ દરમ્યાન તેમણે ઉત્તમ કેળવણી પ્રાપ્ત કીધી.

આ વખતે તેઓ જાતેજ પોતાનાં મોજાં શીવતા, અને કપડાં સાફ કરતા હતા. બીજાં વિવિધ જરૂરનાં કામો પણ તેઓ જાતેજ કરતા હતા. તેઓની ;વર્તણુક નિરભિમાનયુક્ત તથા સૌને પ્રિય થઈ પડે એવી હતી.

તેઓ વિશેષ અનુભવ મેળવવાને માટે ઈ. સ. ૧૮૭૯ ના ઓગસ્ટની ૬ ઠ્ઠી તારીખે બીશાંટે–Bechante–નામક લડાયક સ્ટીમરપર ગયા. રેવરંડ ડાલ્ટન તો આ વખતે પણ તેમની સાથેજ હતો. આ મુસાફરીનું વર્ણન બન્ને રાજકુમારોએ પોતાની નિત્યનોંધમાં જાળવી રાખ્યું છે. રેવરંડ ડાલ્ટનની દેખરેખ નીચે આ નોંધ અને અન્ય કેટલાક પત્રોપરથી "બિશાંટેપરનો જળપ્રવાસ" નામક પુસ્તક બે ભાગમાં બહાર પાડવામાં આવ્યું છે. પર્યટણનો અંત ૧૮૮૦ માં આવ્યો.

આગબોટપર રહી કરેલા અભ્યાસને લીધે રાજકુમારોનાં અંગ ઘણાં કસાયાં. યુદ્ધ શિક્ષણ પ્રાપ્ત કરનાર પુરૂષોને કડક કસોટીમાંથી પસાર થવું પડે છે અને તેનો અનુભવ રાજકુમારોને પણ સંપૂર્ણ રીતે મળ્યો હતો. આ અભ્યાસમાં હુકમને વિના વિલંબે તાબે થવું એ મુખ્ય આજ્ઞા હોય છે. વળી દરેક કામ નિયમિત રીતે થવું જોઇએ. આ સઘળા ગુણો આપણા શહેનશાહમાં સારી રીતે કેળવાયા છે. તેઓ અન્ય કામદારો પેઠે કામ કરતા અને સાદાં કપડાં પહેરતા હતા. તેઓ જાતે આગબોટપર સખ્તમાં સખ્ત મહેનત કરતા અને પોતાનો વારો આવતાં રાત્રે જાગીને પહેરો પણ ભરતા. તેઓ કેવા કર્તવ્ય પરાયણ અને કામ કરવામાં મોભાની તરફ દુર્લક્ષ્ય કરનાર હતા તે નીચેનાં ઉદાહરણપરથી સ્પષ્ટ થશેઃ—

એક વખત બિશાંટે સેલોનિકા બંદરપર હતી. આ બંદર તુર્કસ્તાનના સુલતાનના રાજ્યામલ નીચે આવેલું છે. આગબોટપર ઈંગ્લાંડના રાજકુંવરો છે એવી વાત શહેરમાં ફેલાતાં એક શ્રીમંત તુર્કપાશા તેમનું

દર્શન કરવા આવ્યો. આ વખતે પ્રીન્સ જ્યૉર્જનું શરીર કોલસાથી શ્યામ થઈ ગયું હતું. જ્યારે પેલા પાશાને એમ કહેવામાં આવ્યું કે આ પ્રીન્સ છે ત્યારે તેણે માન્યું નહિ. વારંવાર કહેવામાં આવ્યું ત્યારેજ તેનો ભ્રમ દૂર થયો. એક સમયે આ આગબોટ અમેરિકાના એક ભાગમાં હતી ત્યારે ત્યાંનો એક ધનાઢ્ય ગૃહસ્થ રાજકુમારોને જોવા આવ્યો હતો, તેને એક નાના અમલદારે આખી આગબોટમાં ફરી બધી વસ્તુઓ દેખાડી. પણ પેલા ગૃહસ્થની દૃષ્ટિએ રાજકુમાર નહિ પડવાથી તે બોલ્યો કે "રાજકુમાર કદાચ આ વખતે તળાઈમાં લોટતા હશે" આ પરથી વરિષ્ઠ અમલદારે તેનો ભ્રમ દૂર કરી કહ્યું. કે "તમને જે અમલદારે સર્વ વસ્તુઓ બતાવી તે જાતે પ્રીન્સજ છે." આ સાંભળી પેલો ગૃહસ્થ આશ્ચર્ય ચકિત થઇ ગયો, કારણ કે સાથે ફરનાર અમલદારનું શરીર કોલસાથી શ્યામ થઇ ગયેલું હતું.

તેમણે જીબ્રાલ્ટર, મિનોર્કો, પાલેમો, મડિરા, કેનેરી દ્વિપો, બાર્બેડાઝ, ત્રીનીદાદ, ગ્રેનેડા, સેંટ વિન્સેંટ અને જમૈકા આદિ સ્થળોએ પ્રવાસ કર્યો. આ વખતે તેની ઉમ્મર માત્ર ૧૫ વર્ષની હતી. આ મુસાફરી કરી રહ્યા પશ્ચાત્ બે મહિને પ્રીન્સ જ્યોર્જ પૃથ્વી પ્રદક્ષિણા કરવા નીકળ્યા. તેઓ જગતનો પ્રવાસ કરી ઇ. સ. ૧૮૯૧ ના ઑગસ્ટ માસમાં પોતાના દેશમાં પહોંચ્યા. તેમણે પોતાના પ્રવાસ દરમ્યાન જે જે સ્થળો જોયાં ત્યાંનું ભૂગોળ સંબંધી કિંવા ઐતિહાસિક જ્ઞાન મેળવવાની એક પણ સંધિ તેમણે ખોઇ નહોતી. આ પ્રવાસ દરમ્યાન તેમણે જાપાન દેશની મુલાકાત લીધી ત્યારે ત્યાંના મિકાડોએ તેમનું ઘણા ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું હતું. તેમને જાપાની રીતભાતો જોઇ ઘણી રમુજ ઉપજી. તેમણે સમસ્ત જાપાન પોતાની જાતે ફરીને જોયું હતું. રાજાનો મહાલય, જાપાનની કારીગરી, લશ્કર વિગેરેનું અવલોકન કરી તેમણે જાપાનના ધર્મની માહિતી પણ મેળવી. ત્યાંથી તેઓ

શેંઘાહી, હોંગકોંગ થઇને કોલંબો ગયા. અહીંઆં તેઓ હાથીનો શિકાર કરવા ગયા અને બુદ્ધ ધર્મનાં મંદિરો તથા એ ધર્મનું સાહિત્ય જોયું. ત્યાંથી તેઓ પાલેસ્ટાઇન ગયા અને ત્યાંની જોવા લાયક સર્વ વસ્તુઓ જોઇને તેઓ સ્વદેશ સીધાર્યા.

એમના પ્રવાસ સમયની કેટલીક વાતો જાણવા યોગ્ય છે. જે વખતે તેઓ બ્રિજટાઉનમાં ગયા તે વખતે ત્યાં લોકો મહારાણીના પ્રપૌત્રનું સ્વાગત કરવાને માટે હર્ષઘેલા થઈ ગયા હતા. એક વૃદ્ધ સીધણે તેમના તરફ રાજા ત્રીજા જ્યૉર્જના વખતની એક ગીની ફેંકી. આ ગીની લઇને તેમણે પોતાની રોજનીશીમાં લખ્યું કે "જ્યૉર્જે આ ગીનીને પોતાના ઘટિકા યંત્રની સાંકળીમાં સ્મારક ચિન્હ તરિકે રાખી છે." જ્યારે તેઓ ત્રીનીદાદ પહોંચ્યા ત્યારે ત્યાંના એક સીધીએ તેમને પચાસ વર્ષ સુધી જાળવી રાખેલી એક ચમત્કારિક લાકડી આપીને કહ્યું કે "આ લાકડીને ઇંગ્લાંડ લઈ જજો" રાજકુંવરે તેના કહ્યા પ્રમાણેજ કર્યું. આલ્બાનીમાં એક વખત પ્રીન્સ જ્યૉર્જ પી. ઓ. કંપનીની એક સ્ટીમર તપાસવા જતા હતા ત્યારે તેમના કાનપર "અરે પેલો રાજકુંવર ક્યારે આવશે? આ પણ એક જાતનો ત્રાસ જ કેની? એવા શબ્દો કાને પડયા. પ્રીન્સે આ સાંભળી જવાબ આપ્યો. "હાસ્તો! ત્રાસ ખરોસ્તો!" જ્યારે પેલા ખલાસીએ જાણ્યું કે તેને જવાબ આપનાર અન્ય કોઈ નહિં પણ પ્રીન્સ પોતેજ હતા ત્યારે તેના ગભરાટનો પાર રહ્યો નહિ. પરંતુ પ્રીન્સે તેને કાંઈ પણ શિક્ષા કરી નહિ.

પછી પ્રીન્સ જ્યૉર્જ ગ્રીનીચની રૉયલ નેવલ કૉલેજમાં દાખલ થયા અને ટોર્પિડો સંબંધી જ્ઞાન મેળવ્યું. તેમની ચાલાકી જોઈ તેમને એકજ વર્ષમાં લેફ્ટેનન્ટની પદ્વિપર નીયુકત કરવામાં આવ્યા. પછી તેમણે થંડરર, ડ્રેડનૉટ અને ઍલેક્ઝાંડ્રા નામની લડાયક સ્ટીમરો પર કામ કરવું પડયું. તેઓ એટલા તો કર્તવ્ય પરાયણ હતા કે એક વખત

તેમના માતપિતાએ ગુડવુડની સરત જોવાને બોલાવ્યા ત્યારે પણ તેઓ પોતાનું કામ છોડીને ગયા નહોતા. જ્યારે તેઓ થ્રશની આગ-બોટપર કામ કરતા હતા ત્યારે તેમને એક ખલાસીને કેદી તરીકે લઈ જવાનું કામ સોંપ્યું હતું. આ ખલાસી ઘણો તોફાની હતો–જ્યારે તેને છુટો કરવામાં આવ્યો ત્યારે પ્રીન્સે તેની બદલી કરાવીને પોતાની પાસે રાખ્યો અને તેને એક સોવરીનનો સિક્કો આપીને કહ્યું કે "તારો પગાર તો બંધ છે પણ હું તને આ સિક્કો આપું છું. હું તારા પાછલા ગુન્હાઓ માફ કરૂં છું. હું તારી પાસે કાંઈ વચન માગતો નથી, પણ તું તારૂં કર્તવ્ય પ્રમાણિકપણે બજાવશે એવી શ્રદ્ધા રાખું છું. પ્રભુ તને સત્કાર્ય કરવામાં સહાય થાઓ અને દુષ્કર્મ કરતાં બચાવો."

આ ખલાસીની પાછલી જીંદગી પ્રીન્સની ઉપલી શિખામણથી સુધરી ગઇ હતી.

આ પ્રમાણે પ્રિન્સ પોતાનો વખત અભ્યાસમાં ગાળતા હતા એવામાં કમનસીબે એમના જ્યેષ્ઠ બંધુ પ્રીન્સ ઑલ્બર્ટ વિકટરનું મૃત્યુ થયું. તેમના પર એમનો અતુલ પ્રેમ હતો. તેઓ આ બનાવથી અત્યંત શોકાકુલ થયા, પણ દૈવ આગળ કાંઈ કોઈનું ચાલે છે?

પાર્લામેંટે પ્રીન્સ જ્યૉર્જને ઉત્તરાધિકારી ઠરાવ્યા અને તેમને ડયુક ઑફ યોર્કની ઉપાધિથી વિભૂષિત કર્યા. તેઓ થોડા વખતમાં ઈંગ્લાંડ આવી પહોંચ્યા અને ત્યાં ૧૮૯૩ ની સાલમાં વિક્ટોરીઆ મેરી ઑફ ટેકની સાથે તેમનાં લગ્ન થયાં.

અત્રે અમે આપણાં મહારાણી મેરી સંબંધે કેટલીક વાતોનો નિર્દેશ કરીશું. આપણાં મહારાણી મેરી ઈંગ્લાંડના રાજા ત્રીજા જ્યૉર્જ-ના ચોથા પુત્ર ડયુક ઓફ કેમ્બ્રીજની પુત્રી મેરી ઍડીલેડનાં પુત્રી થાય છે. એમનો જન્મ ઇ. સ. ૧૮૬૭ ના મે માસની ૨૬ મી તારિખે

થયો હતો. એમનાં પિતા માતા ડયુક અને ડચેસ ઓફ ટેકે એમનાં શિક્ષણ પ્રત્યે અત્યંત લક્ષ આપ્યું હતું અને એમનામાં દયા, વિનય તથા મર્યાદશીલ વર્તન આદિ ગુણો નાનપણથીજ વિકાસ પામેલા છે. એમનો સોળ વર્ષ સુધીનો કાળ વિદ્યાભ્યાસમાં વ્યતીત થયો હતો.

૧૮૮૪ ની સાલમાં તેઓ પોતાનાં માતપિતાની સાથે ઇટાલી દેશમાં ગયાં અને ત્યાંનાં ફ્લોરેન્સ શહેરમાં દોઢ વર્ષ સુધી રહીને લલિત કળા પ્રાપ્ત કરી.

૧૮૯૧ની સાલમાં જ્યારે તેઓ પોતાના માતપિતા સાથે ફ્રાન્સમાં હતા ત્યારે એમનું વેવીશાળ ઇંગ્લાંડના ભાવી રાજા પ્રીન્સ ઑલબર્ટ વિકટરની સાથે થયું. પરન્તુ પ્રીન્સ વીકટર અંતે ઇન્ફ્લ્યુએન્ઝાની બિમારીના ભોગ થઈ પડયા, આથી પ્રીન્સેસ મેરીની સ્થિતિ શોચનીય થઈ પડી.

ઈ. સ. ૧૮૯૩માં પ્રીન્સ જ્યૉર્જે રાજકન્યા મેરીના હાથની માંગણી કરી અને તે સ્વીકારવામાં આવી. જ્યારે મહારાણી વિકટોરીઆએ આ વાત જાણી ત્યારે તેમને અત્યંત આલ્હાદ ઉત્પન્ન થયો, કારણકે તેમની ઇચ્છા એવીજ હતી કે જ્યૉર્જનાં લગ્ન મેરી સાથે થાય તો સારૂં.

એમનાં લગ્ન સમારંભમાં મહારાણી શ્રી વિકટોરિઆ, યુવરાજ એડવર્ડ, યુવરાજ્ઞી એલેકઝાન્ડ્રા, રશીઆના ઝાર, ડેનમાર્કનાં રાજારાણી હાજર હતાં. લગ્નની ક્રિયા સેન્ટ જેમ્સનાં દેવળમાં આર્કબિશપ ઓફ કેન્ટરબરીના હસ્તે કરવામાં આવી હતી. વિવાહકાર્ય સંપૂર્ણ થયા પશ્ચાત્ સો તોપો ફોડવામાં આવી હતી.

વિવાહ થયા પછી નવયુગલ જ્યારે બકીંગહામ પેલેસ તરફ જતું હતું ત્યારે તેમનાપર રસ્તાની બન્ને બાજુએથી પુષ્પવૃષ્ટિ થતી

હતી અને આનંદના પોકાર થતા હતા. નવ દંપતીને રહેવાને માટે યોર્ક કૉટેજ નિયત કરવામાં આવ્યો ત્યાં તેઓ અત્યાનંદપૂર્વક રહ્યાં.

મહારાણી સુશિક્ષિત અને મિલનસાર છે. ગ્રંથવાંચન, ગાયન અને શિવણ કામ એ તેમના પ્રિય વિષયો છે. એઓ શિવણ કામમાં અતિ નિષ્ણાત છે. તેઓ કપડાં શીવીને ગરીબ ગરબાંને વહેંચી આપે છે. તેઓ સંકટ સમયે ધૈર્યવાન છે. તેઓ આનંદી છે. પોતાનાં કુંવર તથા કુંવરીનાં શિક્ષણને માટે તેઓ અત્યંત કાળજી ધરાવે છે. તેમને પ્રવાસ કરવાનો ઘણો શોખ છે. વિવાહ થયા પછી તેમનો ઘણોખરો વખત પ્રવાસમાંજ વ્યતીત થયો છે. એમને હાલમાં પાંચ પુત્ર અને એક પુત્રી મળી ૭ છોકરાં છે. એમના જ્યેષ્ઠ કુંવરનું નામ યુવરાજ એડવર્ડ છે. એમનો જન્મ ૧૮૯૪ ના જુન માસની ૨૩ મી તારીખે થયો હતો. હાલ યુવરાજ એડવર્ડ "પ્રીન્સ ઓફ્ વેલ્સ" ની ઉપાધિથી વિભૂષિત છે.

ઈ. સ. ૧૯૦૧ માં મહારાણી વિક્ટોરીઆ સ્વર્ગવાસી થયાં અને યુવરાજ એડવર્ડ રાજ સિંહાસનારૂઢ થયા. આથી પ્રિન્સ જ્યોર્જને "પ્રીન્સ ઓફ્ વેલ્સ" ની ઉપાધિ મળી.

## 'પ્રિન્સ ઓફ્ વેલ્સ' એ શબ્દની ઉત્પત્તિ.

તેરમા શતકમાં ઈંગ્લાંડ દેશમાં રાજા પ્રથમ એડવર્ડ રાજ્ય કરતા હતા. આ રાજા અતિ હિમ્મતવાન સૈનિક હતો. અન્ય દેશો જીતવાની તેનામાં ઘણી પ્રબળ ઇચ્છા હતી. આ વખતે વેલ્સ પ્રાંતમાં નાના નાના ઠાકોરો રાજ કરતા હતા. તેઓ હમ્મેશાં એક બીજા સાથે લડવામાં પ્રવૃત્ત હતા અને આથી પડોશમાં આવેલા ઇંગ્લાંડ દેશને વારંવાર ત્રાસ પડતો હતો. આખરે પ્રથમ એડવર્ડે આ પ્રાંત જીતી લેવાનો મનસુબો કીધો. ઘણા દિવસ સુધી લડાઈ ચાલી તે વેલ્સના ઠાકોરો કંટાળી ગયા અને પ્રજા ત્રાસી ગઈ. તેમનો કોઇ નાયક રહ્યો નહિ,

તથાપિ તેઓ એડવર્ડને તાબે થયા નહિ. તે સમયે અને તેની પૂર્વે ઘણાં વર્ષ થયાં ઍંગ્લો-સેકસન તથા બ્રિટન પ્રજામાં પોતાનો રાજા પોતેજ ચુંટી કાઢે એવી પ્રથા ચાલતી હતી. વેલ્સ લોકોમાં તે વખતે રાજા થવાને લાયક કોઇ પણ પુરૂષ રહ્યો નહોતો. તેથી ઈંગ્લાંડના રાજાનેજ પોતાના રાજા તરિકે ચુંટી કાઢવાની વેલ્સ પ્રજાની ઈચ્છા હતી, પરંતુ તેઓને પોતાના દેશમાં જન્મેલો અને જેની જન્મ ભાષા વેલ્સ હોય એવો રાજા જોઇતો હતો. આ વખતે દૈવ સંયોગે એડવર્ડની રાણીએ વેલ્સ પ્રાંતમાં કુંવરને જન્મ આપ્યો. આ છોટા રાજપુત્રને બતાવી રાજા એડવર્ડ વેલ્સના પ્રમુખ લોકો પ્રત્યે બોલ્યા "તમારી ઈચ્છા પ્રમાણે આ નાનો રાજપુત્ર તમારા દેશમાંજ જન્મ્યો છે. એને હજી કોઈ પણ ભાષા આવડતી નથી. એ જે પ્રથમ શબ્દ ઉચ્ચારશે તે તમારીજ ભાષામાં ઉચ્ચારશે. માટે હવે તમારો રાજા આજ છે." રાજાની આ વાત વેલ્સ લોકોએ માન્ય કરી અને ઈંગ્લાંડનું સ્વામિત્વ સ્વીકાર્યું. આ વખતથી વેલ્સ ઈંગ્લાંડનોજ એક ભાગ થયો અને ઈંગ્લાંડના રાજાના જ્યેષ્ઠ કુંવરને 'પ્રીન્સ ઑફ વેલ્સ' (વેલ્સના રાજા)નું નામાભિધાન પ્રાપ્ત થયું.

પ્રીન્સ ઑફ વેલ્સની પદ્વિ મળ્યા પછી થોડાજ દિવસમાં તેઓ ઑસ્ટ્રેલીઆના પ્રવાસે નીકળ્યા. ઑસ્ટ્રેલીઆમાં આવેલાં જુદાં જુદાં અંગ્રેજ સંસ્થાનોને એકત્ર કરી તેને એક પાર્લામેંટ આપી બ્રિટીશ સામ્રાજ્ય નીચે સ્વતંત્ર કરવા એવો સ્વ. મહારાણી વિક્ટોરીઆનો વિચાર હતો. ઇ. સ. ૧૯૦૧ માં જ્યારે યુવરાજ જ્યોર્જ ઑસ્ટ્રેલીઆની મુલાકાતે ગયા ત્યારે ઉપલો વિચાર પાર પડયો. ૧૯૦૧ ના મેની ૯ મી તારિખે ઑસ્ટ્રેલીઆનાં પ્રજા સત્તાક રાજ્યની પાર્લામેંટ ખુલ્લી મુકવાની ક્રિયા યુવરાજ જ્યોર્જને હાથે કરવામાં આવી. આસ્ટ્રેલીઆનો પ્રવાસ પુરો કરી યુવરાજ ન્યુઝીલાંડ પધાર્યા અને ત્યાંથી ઇ. સ. ૧૯૦૨ ની સાલમાં તેઓ સ્વદેશ સીધાર્યા. પછી તેમણે ૧૯૦૫ ની

સાલમાં આપણા દેશમાં પ્રવાસ કર્યો. તેઓ ૧૯૦૫ ના નવેમ્બરની ૯ મી તારિખે મુંબઈ આવી પહોંચ્યા. યુવરાજનાં દર્શનનો અપૂર્વ લાભ મુંબઈવાસીઓને એ દિવસે મળવાનો હોવાથી તેઓ હર્ષઘેલા થઇ ગયા. એ દિવસે સરકારી ઓફીસમાં અને શાળાઓમાં રજા પાળવામાં આવી હતી. સર્વે મનુષ્યો પોતાના ભાવી રાજાનાં દર્શન કરવાને માટે ઍપોલો બંદર તરફ સ્વચ્છ ઉંચાં કપડામાં સજ્જ થઇને જતાં માલમ પડતાં હતાં. જ્યાં ત્યાં આનંદનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું. બાર વાગ્યાના સુમારે યુવરાજની "રિનાઉન" સ્ટીમર મુંબઇનાં બારામાં દાખલ થઇ. બારામાં દાખલ થવાની નિશાની લાઇટ હાઉસ તરફથી મળતાં યુવરાજનાં આગમનની વાત આખા શહેરમાં પ્રસરી ગઇ. ધ્વજા, પતાકા, તોરણો, કમાનો, આદિથી મુંબઈના સઘળા રસ્તાઓને અપૂર્વ શોભા પ્રાપ્ત થઈ હતી. આશરે સવાચાર વાગે યુવરાજ અને યુવરાજ્ઞી ઍપોલો બંદરપર ઉતર્યાં. આ દેશની જમીનપર તેમણે પ્રથમ પગ મૂકતાંજ તોપોની સલામી, વાદ્યોના અવાજ અને લોકોના ખુશાલીના પોકારોથી આકાશ ગાજી રહ્યું. આ રીતે ઍપોલો બંદરપર યોગ્ય પ્રકારે તેમનું સ્વાગત કર્યાં પછી મુંબઈની મ્યુનીસીપાલીટીના અધ્યક્ષ ઑન. સર ફીરોજશાહ મેરવાનજી મહેતાએ મ્યુનીસીપલ કૉર્પોરેશન તરફનું માનપત્ર તેમને એક અમુલ્ય નકસીદાર કાસ્કેટમાં મૂકીને અર્પણ કર્યું. ત્યાર પછી ના. યુવરાજની સ્વારી ભારે ઠાઠમથી નીકળી મલબાર પૉઇન્ટ પરના સરકારી મહેલમાં પહોંચી. ના. યુવરાજનો મુકામ મુંબઇમાં તા. ૧૪ મીના સાયંકાળ સુધી હતો. આ અરસામાં મુંબઈની મહિલાઓએ યુવરાજ્ઞીનાં સ્વાગત માટે સમારંભ કીધો હતો, તથા યુવરાજે રૉયલ મ્યુઝીઅમનો પાયો નાંખવાની અને નવીન ગોદી ખુલ્લી મુકવાની ક્રિયા કરી હતી. ત્યાર પછી તેઓ ઇંદોર, ઉદેપુર, અજમેર, જયપુર, લાહોર, પેશાવર, દીલ્હી, આગ્રા, ગ્વાલીયર, કલકત્તા, મ્હૈસુર, નિઝામ

હૈદરાબાદ, આદિ હિંદનાં પ્રસિદ્ધ સ્થળો જોતા જોતા અને લોકોની રીતભાતોનો અનુભવ કરતા કરતા કરાંચીમાં દાખલ થયા અને કરાંચીથી ૧૯ મી માર્ચ ૧૯૦૬ ને દિને ‘રિનાઉન’ સ્ટીમરમાં બેસી પુનઃ સ્વદેશ તરફ સિધાર્યા. એમનાં આગમન વખતે આપણા લોકોએ જે ઉત્તમ રાજનિષ્ઠા વ્યક્ત કરી હતી તે સંબંધે એમનો અભિપ્રાય કેવો છે તે જણાવવાને માટે એમના પોતાનાજ શબ્દો નીચે ઉદ્ધૃત કરવામાં આવ્યા છે.

મુંબઈ છોડી ગયા પછી યુવરાજે તે વખતના ગવર્નર લૉર્ડ લેમીંગ્ટનને એક આભારદર્શક પત્ર લખ્યો હતો તેમાં તેમણે જણાવ્યું હતું કેઃ—

“મુંબઇના સર્વ જાતીના અને ધર્મના લોકોએ અમારા પ્રત્યે જે સહાનુભૂતિ તથા નિષ્ઠા પ્રદર્શિત કરી છે તે જોઇ અમે બન્ને અતી સંતુષ્ટ થયાં છીએ આ સર્વ વાતો અમારા સ્મરણમાં ચિરકાળ સદોદિત રહેશે. રસ્તામાંથી અમે પસાર થતાં હતાં તે સમયે મુંબઇનાં અસંખ્ય લોકોએ જે પ્રેમ ભરિત આનંદોદ્ગાર કાઢી અમારૂં સ્વાગત કીધું તેથી અમારાં મન અતી પ્રસન્ન થયાં છે. તેમનાં વર્તનપરથી અમને એમ લાગે છે કે જાણે અમે અમારા સ્વદેશી અને સ્વજનોની વચ્ચેજ છીએ. માટે તમે લોકોને અમારો કૃતજ્ઞતા યુક્ત સંતોષ જણાવશો.”

આ રીતે ૧૯૦૫ ની સાલમાં આપણા હાલના શહેનશાહ તથા શહેનશાહબાનુએ ભારે ઠાઠ માઠ તથા અતીશય પ્રસન્નતાથી આ દેશમાં પ્રવાસ કીધો હતો.

હિંદુસ્તાન તથા ઇંગ્લાંડના માજી સમ્રાટ્ સપ્તમ્ એડવર્ડ તા૦ ૬ ઠ્ઠી મે ૧૯૧૦ ને દિને પરલોકવાસી થયા. તેમની પછી આપણા હાલના સમ્રાટ્ પંચમ જ્યૉર્જ નામ ધારણ કરીને ગાદીપર બેઠા. ઇંગ્લાંડના રાજાને “હું દેશના સામાન્ય કાયદા પ્રમાણે રાજ ચલાવી

તથા ધર્મનું રક્ષણ કરીશ" એવા શપથ લેવા પડે છે. આ શપથ ના. શહેનશાહ જ્યોર્જે પણ લીધા. આ રીતે રાજ્યારોહણની તાત્કાલિક વિધિ આટોપ્યા પછી થોડા વખતને અંતરે રાજ્યાભિષેકની શાસ્ત્રોક્ત વિધિતથા સમારંભ કરવાની ઈંગ્લાંડમાં પ્રથા ચાલે છે. તે પ્રમાણે આપણા પરમ પૂજ્ય ચક્રવર્તિ પંચમ જ્યૉર્જનો રાજ્યાભિષેક ગુરૂવાર તા૦ ૨૨ મી જુન ૧૯૧૧ ને દિને અશ્રુત પૂર્વઠાઠથી કરવામાં આવ્યો. બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર તથા તેનો વૈભવ કેટલો વિશાળ છે તે નીચેની હકિકત પરથી સમજાશે.

બ્રિટિશ સામ્રાજ્યપર સૂર્ય કદિ આથમતો નથી, એ સામ્રાજ્યનું ક્ષેત્રફળ એક કોટિ તેર લાખ ચોરસ માઇલ છે, અર્થાત્ આખી પૃથ્વીના પાંચમા ભાગપર બ્રીટનોનું સામ્રાજ્યની વસ્તી ૪૦ કોટિ કરતાં પણ અધિક છે.

આવા પ્રચંડ સામ્રાજ્યના અધિપતી ના. પંચમ જ્યૉર્જનો રાજ્યાભિષેક શાસ્ત્રોક્ત વિધિથી વેસ્ટ મિન્સ્ટર ઍબી નામક પ્રાચીન દેવળમાં કરવામાં આવ્યો. આ સમારંભની તૈયારી લંડનમાં લંડનમાં ઘણા દિવસથી ચાલી રહી હતી. આ સમારંભમાં ભાગ લેવાને તથા તેને જોવાને આખી દુનિયાના સર્વ ધર્મના અને સર્વ વર્ણના લોકો લંડનમાં એકત્રિત થયા હતા. જુદા જુદા દેશના રાજાઓ, માંડલિકો, અમીર ઉમરાવો, વકીલો, સરદારો તથા નામાંકિત માણસો અતીવ ઉત્સુકતાપૂર્વક સમારંભમાં ભાગ લેવાને માટે આવ્યા હતા. પાદશાહી સ્વારી જોવાને માટે રસ્તાની બન્ને બાજુએ લાખો સ્ત્રી પુરૂષો આગલી ( બુધવારની ) રાત્રિથીજ બેસવા માંડયાં હતાં. બેસવાનું ભાડું પ્રત્યેક માણસ દીઠ સરાસરી વીસથી પચ્ચીસ રૂપિયા સુધી હતું. અને આ ભાડાની ઉપજ દોઢ કોટી રૂપીઆથી પણ અધિક થઈ હશે એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. આ સમારંભ પ્રસંગે સુવ્યવસ્થા રાખવાને માટે ૪૫ હજાર

સૈનિકો, ૧૫ હજાર પોલીસના સિપાઇઓ તથા આશરે ૨૦ લડાયક બારકસો રોકવામાં આવ્યાં હતાં. અનેક પ્રકારની સુંદર કમાનો, ધ્વજા, પતાકા, નિશાનો, સ્તંભો વગેરેથી લંડન નગરી ઇંદ્રભુવન સમ શોભા ધારણ કરી રહી હતી. ગુરૂવારનો પ્રાતઃકાળ થતાંજ જેમ્સ પાર્કમાંથી ૨૧ તથા ટાવરમાંથી ૪૧ તોપો છોડવામાં આવી. બરાબર સાડા ૭ વાગે દેવળના દરવાજા ખુલ્લા મુકવામાં આવ્યા. દરવાજા ખુલતાંની સાથેજ લોકોનો ધસારો થવા લાગ્યો. દેવળમાં સાત હજાર માણસોને માટે બેસવાની સગવડ કરવામાં આવી હતી. મધ્યભાગે એક ઉચ્ચ તથા ભવ્ય આસનપર સમ્રાટ્ માટે એક તથા મહારાણી માટે એક એ પ્રમાણે બે સિંહાસનો ગોઠવવામાં આવ્યાં હતાં. સવારે સાડાદશ વાગે બકિંગહામ પૅલેસમાંથી રાજા સાહેબની સ્વારી વેસ્ટમીન્સ્ટર ઍબીમાં આવવા માટે બહાર નીકળી. રાજા સાહેબના રથને આઠ ઘોડા જોડવામાં આવ્યા હતા. રાજા સાહેબનો રથ ચાલવા માંડતાંજ ચારે તરફ અપૂર્વ જયઘોષ થઈ રહ્યો. આવા ઠાઠમાથી પાદશાહી સ્વારી આશરે બાર વાગે વેસ્ટ મીન્સ્ટર ઍબીમાં જઈ પહોંચી. આ વખતે દેવળમાં એક પ્રચંડ જયઘોષ થયો. બરાબર સવા બાર વાગે રાજ્યાભિષેક ક્રિયાનો પ્રારંભ કરવામાં આવ્યો. પ્રથમ ઇશ્વરોપાસના થઇ અને તત્પશ્ચાત્ પ્રતિજ્ઞાવિધી થઇ, ત્યાર પછી રાજા સાહેબ નિકટમાંજ રાખી મુકેલા પ્રાચીન તથા ઐતિહાસિક શિલાપરના સિંહાસન પર જઇ બેઠા એટલે અભ્યંગ વિધિની શરૂઆત થઇ.

## સિંહાસન.

જે ઐતિહાસિક અને પ્રાચીન સિંહાસનપર ના. શહેનશાહ પંચમ જ્યૉર્જ નો અભિષેક થયો તે સિંહાસનની પૂર્વ પિઠિકા નીચે લખ્યા પ્રમાણે પ્રસિદ્ધ છે. ઇસ્રાયલ લોકોમાં એક જેકબ નામનો મહાપુરૂષ થઇ ગયો છે. તેણે જે શીલાપર ઉભા રહીને ઇશ્વરનો કોલ મેળવ્યો

હતો તેજ શીલા હાલ ઇંગ્લાંડના રાજાઓના સિંહાસન રૂપે વિરાજે છે. આ શીલા પ્રથમ પાલેસ્ટાઇનથી મિસર દેશમાં ગઇ અને ત્યાંથી તેને "ગાથાલસ" નામનો એક ગ્રીક ગૃહસ્થ સ્પેન દેશમાં લઇ ગયો. પછી જ્યારે સ્પેનમાં વસતા સીથીઅન લોકોનો એક સંઘ આયર્લાંડમાં રહેવા ગયો ત્યારે તે આ શીલાને પોતાની સાથે લેતો ગયો હતો. સ્કૉટલાંડનો રાજા પહેલો ફર્ગસ તેને આયર્લાંડથી પોતાના દેશમાં ઉપાડી લાવ્યો. સ્કૉટલાંડના રાજાઓ આજ શીલાપર અભિષિક્ત થતા હતા. ઇ. સ. ૧૨૯૬ ની સાલમાં ઇંગ્લાંડના રાજા પહેલા એડવર્ડે સ્કૉટલાંડ દેશ હસ્તગત કરી આ શીલા ઇંગ્લાંડમાં આણી, ત્યારથી ઇંગ્લાંડના રાજાઓ પણ તેના ઉપરજ અભિષિક્ત થાય છે.

સિંહાસનપર બેઠા પછી મુખ્ય ધર્માચાર્યે રાજા સાહેબની વક્ષઃસ્થળ, હસ્ત અને મસ્તકને તેલ લગાડી તરતજ તેને વસ્ત્ર વતી લુછી લીધું. ત્યાર પછી રાજા સાહેબને વસ્ત્ર આપવાનો સમારંભ થયો અને તેમને તલવાર તથા ગજીનો ભરેલો દરબારી જભ્ભો આપવામાં આવ્યો. જભ્ભાપર સર્વ રાષ્ટ્રીય ચિન્હોની નકશી કાઢવામાં આવી છે. આ જભ્ભાપર હિંદના રાષ્ટ્રીય ચિન્હ તરિકે એક કમળની નકસી કાઢવામાં આવી છે. પોશાકની પછી રાજચિન્હો અર્પવાની વિધિનો પ્રારંભ થયો.

મુકુટ ધારણ કરતી વખતે ધર્માચાર્યે મંત્રોચ્ચાર કર્યો અને રાજા સાહેબે પોતાનું મસ્તક આગળ લાવી મુકુટ પહેરી લીધો.

આ મુકુટ વજન આશરે પાંચ રતલ છે. આ મુકુટ ઇ. સ. ૧૮૩૮ માં તૈયાર કરવામાં આવ્યો હતો. સ્વ. મહારાણી વિક્ટોરીઆના મસ્તકપર આજ મુકુટ પહેરાવવામાં આવ્યો હતો. પ્રત્યેક નવીન રાજ્યાભિષેક સમયે તે પર નવીન અમુલખ રત્નો જડવામાં આવે છે. મહારાણી વિક્ટોરીઆના અભિષેક વખતે તે મુકુટમાં ૨૭૮૩ હીરા, ૧૧ પાના, ૭ ઇંદ્રનીલ, ૫ માણેક અને ૨૭૩ મોતી જડવામાં આવ્યાં

હતાં. હમણાં આ મુકુટમાં આફ્રિકા દેશમાંથી આણેલા ‘કુલિનન’ નામના જગત્પ્રસિદ્ધ હીરાનો તથા એક નવીન માણેકનો ઉમેરો થવાથી તેની કિમ્મત ઘણીજ વધી ગઇ છે.

જ્યાં રાજાસાહેબે મુકુટ ધારણ કર્યો કે સર્વત્ર રાજાના નામનો જયઘોષ અને વાદ્યોનો મંગળધ્વનિ ચાલુ થયો. રાજાસાહેબના મસ્તક-પર મુકુટ ચઢતાંજ અમીર ઉમરાવ તથા દરજ્જાવાળા લોકોએ પોતાની નીચે મુકેલી ટોપીઓ મસ્તકપર પહેરી લીધી. મુકુટ ધારણ વિધિ સંપૂર્ણ થયા પછી ધર્માચાર્યે આશીર્વાદ દીધા. અંતે અ-મીર ઉમરાવોનો મુજરો થયો અને પાદશાહને નજરાણાંની ભેટ કર-વામાં આવી. આ પ્રમાણે રાજા સાહેબનો અભિષેક થયા પછી રાણી સાહેબનો અભિષેક કરવામાં આવ્યો. રાજા સાહેબ અને રાણી સાહેબના અભિષેકમાં ફરક માત્ર એટલોજ હતો કે રાણી સાહેબનો અભિષેક ઐતિહાસિક સિંહાસનપર ન થતાં નીચે રાખેલી એક સાદી ખુરસીપર કરવામાં આવ્યો હતો. ત્યાર પછી આ રાજદંપતીએ પરમેશ્વરની અન-ન્યભાવે ભક્તિ કરી અને એકવાર પુનઃ શપથ લીધા. હવે અભિષેક વિધિ સંપૂર્ણ થયો. એ વિધિ પૂર્ણ થયા પછી રાજા સાહેબની સ્વારી બાદશાહી મહેલ તરફ ગઈ. રાત્રે લંડન શહેરમાં દીપોત્સવની પેઠે રો-શની કરવામાં આવી. તેમજ ગાયન, વાદન, નર્તન વગેરેના અપૂર્વ જલસા આખા શહેરમાં ચાલુ રહ્યા હતા. પાછળના બે દિવસોમાં છોકરાંઓ તથા પરોણાઓને મીજબાની આપવામાં આવી. ગરિબ ગ-રબાંને અતિ દાન આપવામાં આવ્યું, સૈન્યની કવાયત થઇ, અને દારૂ-ખાનું છોડવામાં આવ્યું હતું.



૨.

# પ્રાચીન અને અર્વાચીન દિલ્હી.

---

## દિલ્હીના તખ્તપર થએલા રાજાઓ.

---

**પ્રાચીન દીલ્હી.**

આ શહેરનું નામ દિલ્હી શા ઉપરથી પડયું તે વિષે મતભિન્નતા છે ખરી; પરંતુ તેની નજીકમાં પ્રથમ જે નગર હતું તેનું નામ દિલ્હી નહોતું. તેની સ્થાપના મહાભારતમાં ધર્મ પાલનને માટે પ્રખ્યાત થયેલા પાંડુપુત્ર યુધિષ્ઠિરે કરી હતી અને તેને 'ઇન્દ્રપ્રસ્થ' એવું નામ આપવામાં આવ્યું હતું. મહાભારતમાં તેનું વિગતવાર વર્ણન આપવામાં આવ્યું છે. તે વખતે હસ્તીનાપુરમાં ધૃતરાષ્ટ્ર રાજા રાજ્ય કરતો હતો. તેના પુત્ર કૌરવોએ પાંડવોને હસ્તીનાપુરની દક્ષિણે 'કુરૂક્ષેત્ર' માં આવેલું 'ખાન્ડવપ્રસ્થ' નામનું ૫૦ માઇલના વિસ્તારનું જંગલ બક્ષિસ તરીકે આપ્યું હતું. તે જંગલમાં તક્ષક જાતના લોકો રહેતા હતા અને તેમનું રક્ષણ ઇન્દ્ર કરતો હતો. એમ કહેવામાં આવે છે કે અર્જુન અને કૃષ્ણે અગ્નિને તૃપ્ત કરવાને માટે આ 'ખાન્ડવપ્રસ્થ' ને બાળી મૂકયું હતું. તેમાં રહેતા મય દાનવ નામના શિલ્પશાસ્ત્રીને બચાવવાથી તેણે ઉપકારના બદલામાં તે સ્થળે પાંડવો માટે શ્વેત સ્ફટિકમણીના રત્ન જડિત્ર મહાલયોથી દિવ્ય શોભાવાળું નગર તૈયાર કરાવી આપ્યું. તે જાણે ઇન્દ્રની 'અમરાવતી' નો પણ ઉપહાસ કરતું હોયની, એવી તેની રમણીયતાને લીધે તેને 'પૃથ્વી ઉપરના સ્વર્ગ' ની ઉપમા મળી હતી, તથા તેનું નામ 'ઇન્દ્રપ્રસ્થ' રાખવામાં આવ્યું હતું. પાંડવોના સમયમાં તેનો વિસ્તાર બહુ વધી ગયો હતો અને તેને **પુરોત્તમમ્**

(સર્વ નગરોમાં શ્રેષ્ટ) નું અભિધાન મળ્યું હતું. વળી તે કામ દરમ્યાન તેને ઇંદ્રપ્રસ્થના અર્થમાં શક્રપ્રસ્થ, શક્રપુરી, શતકેતુપ્રસ્થ વગેરે નામોથી તથા તેની સ્થાપના ખાંડવપ્રસ્થ નામના જંગલમાં થએલી હોવાથી તે નામે પણ ઓળખવામાં આવતું હતું. મહાભારતમાંથી એમ પણ મળી આવે છે કે કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધના પુત્ર વજ્રનો યાદવોના રાજા તરીકેનો રાજ્યાભિષેક તેજ શહેરમાં થયો હતો. દિલ્હીની આ સર્વ પ્રાચીનતા માત્ર પુસ્તકોનાં પાનાંમાં જ રહેલી છે અને તેમાં પણ અનેકાનેક કારણોથી થએલી અતિશયોક્તિને લીધે મૂળ વસ્તુમાં સત્ય કેટલું છે તે શોધી કાઢવાનું કાર્ય બહુ કઠિન થઈ પડે છે, કેમકે તે પુસ્તકોમાંની હકીકતને અનુમોદન આપનારા દાર્શનિક પુરાવાનો જુદી જુદી રાજ્યક્રાન્તિને લીધે લોપ થઈ ગયો છે, તોપણ એટલું તો ખરૂં જ કે દિલ્હી પ્રાચીન કાળમાં એક વૈભવી શહેર હતું, મધ્યકાળે તે વૈભવને ટકાવી રાખ્યો હતો તથા અર્વાચીન કાળ પણ આપણને દિલ્હીના વૈભવનું જ દિગ્દર્શન કરાવે છે.

**'દિલ્હી' નામની ઉત્પત્તિ.**

હવે આપણે ઇન્દ્રપ્રસ્થનું નામ દિલ્હી શાથી પડ્યું તે તપાસીએ. તેને માટે ચાલતી બે જાતની દંતકથાઓ જાણવામાં આવી છે. કેટલાક જેઓ પ્રથમ હસ્તીનાપુરને હાલનું દિલ્હી માને છે તેઓ એવી વિગત રજુ કરે છે કે એકવાર કાંઈ લગ્ન વિષયક કામ માટે કૃષ્ણના મોટા ભાઈ બળરામ હસ્તીનાપુરમાં કૌરવોની રાજસભામાં આવ્યા હતા. વાતચીતના પ્રસંગમાં કૌરવો અને બળરામ વચ્ચે બોલાચાલી થતાં એકદમ ક્રોધાવેશમાં આવી જઇ બળરામે પોતાના શસ્ત્ર હળવડે હસ્તીનાપુરને જમીનમાંથી ઉખેડી નાંખી તેને યમુના નદીમાં ડુબાડી દેવાની તૈયારી કરી. શહેરની આવી દુર્દશાથી ગભરાયેલા ભીષ્મ, વિદુર, ધૃતરાષ્ટ્ર વગેરે બળરામ પાસે જઇ તેમની સ્તુતિ કરી

ક્ષમા માગવા લાગ્યા, જેથી બળરામે પોતાનો ક્રોધ સમાવીને હસ્તીનાપુરને તેની જગ્યાએ પાછું મૂક્યું. પરંતુ ત્યારથી તે શહેર ઢીલું પડવાથી તેનું નામ ઢીલી અને તેના અંપભ્રંશ રૂપે દિલ્હી પડયું ! આ શહેરનો ખરો ઇતિહાસ ૧૧ મા સૈકાના મધ્યકાળથી શરૂ થાય છે, જે વખતે તુંવાર વંશના રાજા અનંગપાલે હાલ જે સ્થળે કુતુબ મિનાર ઉભેલો દેખાય છે તે સ્થળે લાલ કીલ્લો બાંધી શહેરની સ્થાપના કરી હતી. એમ કહેવામાં આવે છે કે તે મથુરામાંથી ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની પ્રશંસાને લગતા લેખવાળો એક સ્તંભ લઈ આવ્યો હતો અને ઈ. સ. ૧૦૫૨ માં તેની સ્થાપના દિલ્હી ખાતે મંદિરોની મધ્યમાં કરી હતી કે જેના પત્થરો વડે પાછળથી મુસલમાનોએ કુતુબમિનાર બાંધ્યો હતો. અનંગપાલે આ સ્તંભની સ્થાપના ઉપરથી પણ દિલ્હી નામની ઉત્પત્તિ થયાનું જણાવવામાં આવે છે અને તે વાત ઘણાખરા માન્ય પણ રાખે છે. એમ કહેવામાં આવે છે કે એક બ્રાહ્મણે અનંગપાળ રાજાને કહ્યું હતું કે આ સ્થંભ એટલો ઉંડો પહોંચ્યો છે કે તેનો નીચેનો ભાગ બરોબર શેષનાગ વાસુકીની ફેણ ઉપર આવ્યો છે, જેથી આ શહેર તથા તેના સ્થાપકનું રાજ્ય વંશપરંપરા કાયમ અને આબાદ સ્થિતિમાં રહેશે. અનંગપાળે તે કથનની પરીક્ષા જોવા ઠેઠ નીચે સુધી ફરીથી ખોદાવ્યું તો સ્થંભનો નીચેનો ભાગ લોહીથી ખરડાએલો લાલ રંગનો માલૂમ પડયો, તેથી તરતજ તે પૂરી દેવાની તેણે સૂચના કરી. પરંતુ તેના કમનસિબે તે સ્તંભ જે મૂળ સ્તિથમાં હતો તે જગ્યાએ નહિ રહેતાં ત્યાંથી ખસી ગયો. આ પ્રમાણે સ્થંભનો નીચેનો ભાગ ઢીલો પડી જવાથી તે શહેરનું નામ ઢીલી ( દિલ્હી ) પડયું. આ ઉત્પત્તિની શોધ પાછળથી થએલી હોય એમ લાગે છે કારણ કે દિલ્હીનું નામ પ્રથમ દિલ્હી હતું કે જે નામ સાધારણ રીતે બધા હિંદુઓ વાપરે છે. મુસલમાની શબ્દ દિહ્‌લી છે. દિલ્હીની ઉત્પત્તિનું સૌથી વધુ માનવા

લાયક કારણ નીચે મુજબ છે. હિંદી ભાષામાં ‘ દિલ્ ’ શબ્દ છે કે જેનો અર્થ ‘ ગૌરવ ’ જેવો થાય છે અને આ નગરની મહત્તા દર્શાવવાને માટે તે ઉપરથી તેને દિલ્હી નામ આપવામાં આવેલું હોવું જોઇએ. તે ગમે તેમ હો પણ તે શહેરના સ્થાપક અનંગપાલના વખતમાં તે રાજ્યનો વિસ્તાર ઉત્તરે હાંસી, પૂર્વે ગંગા, પશ્ચિમે અજમેર અને દક્ષિણે આગ્રા સુધી હતો. તેના પછી તેના વંશજોએ ૧૦૦ વર્ષ રાજ્ય કર્યું હતું, જે પછી તે ચહુઆણોના હાથમાં ગયું.

**ચહુઆણ વંશ.**

દિલ્હીનું રાજ્ય તુંવારોના હાથમાંથી લેનાર ચહુઆણોનો મૂળ પુરુષ અજમેરનો વિશલદેવ હતો. તે પૃથ્વીરાજ ચહુઆણનો પિતામહ થાય. “ પૃથ્વીરાજ રાસા ” નામના ગ્રંથમ એવું દર્શાવવામાં આવ્યું છે કે દિલ્હીના તુંવાર રાજા અનંગપાલે પોતાની પુત્રીના પુત્ર પૃથ્વીરાજને દત્તક કરી લીધો હતો અને તેથી તેને દિલ્હીનું રાજ્ય પ્રાપ્ત થયું હતું. પરંતુ ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરતો નથી અને એવું અનુમાન કરવામાં આવે છે કે એવી બનાવટ પાછળથી રાસામાં થએલી છે, કારણ કે પુત્રીના પુત્રને દત્તક લેવાનો રિવાજ રાજપૂતાનામાં હાલ પણ નથી, તેમ અસલ પણ હતો નહિ. પરંતુ એટલું તો સત્ય છે કે પૃથ્વીરાજની સત્તા દિલ્હી અને અજમેર બન્ને ઉપર પથરાએલી હતી. વળી તેણે હાલમાં જ્યાં કુતુબમિનાર છે ત્યાં પોતાનું નામ આપીને એક શહેર પણ વસાવ્યું હતું. આ પ્રસંગે એક ખુલાસો ઉપયોગી થઇ પડશે કે હાલમાં જે દિલ્હી શહેર આપણા જોવામાં આવે છે તેની સ્થાપનાને લગભગ ૩૦૦ વર્ષ થયાં છે, **અર્થાત્** આલમગીર–ઔરંગઝેબના પિતા શાહજહાને હાલના દિલ્હીનો ભાગ્યોદય કર્યો હતો. તેની પહેલાં ઘણાં નગરો હાલના દિલ્હીની આસપાસ વસાયેલાં છે. શાહજહાને હાલનું શહેર વસાવી તેનું

નામ "શાહજહાનાબાદ" રાખ્યું હતું; પરંતુ લોકો પોતાના નગરનું વ્હાલું નામ "દિલ્હી" ભૂલી શક્યા નહિ અને તે દિલ્હીનું દિલ્હી રહ્યું. તેની પેઠે જ અગાઉ પણ જુદા જુદા રાજા અને બાદશાહોએ તે સ્થળે પોતાના નામનાં નગરો વસાવ્યાં હતાં, જેનો ટૂંકી યાદીરૂપે અત્રે આપેલો અહેવાલ રસિક થઈ પડશે. પ્રથમ પાંડવોએ "ઈન્દ્રપ્રસ્થ" નામનું નગર વસાવ્યાની હકીકત આપણે અગાઉ જોઇ ગયા. ત્યારબાદ દશમા સૈકા સુધી "ઈંદ્રપ્રસ્થ" નું કે દિલ્હીનું નામ નિશાન કોઇ પણ ઇતિહાસમાં જણાતું નથી કારણ કે ઇ. સ. પૂર્વે ૩૨૭ ના વર્ષમાં સિંકદર ભારતવર્ષમાં સતલજ નદી સુધી ભ્રમણ કરી ગયો હતો. તેના ભ્રમણના વર્ણનમાં મથુરા વિષે કેટલીક હકીકત લખી છે, પરંતુ તેમાં દિલ્હી સંબંધી કાંઇ પણ ઉલ્લેખ કરવામાં આવેલો જણાતો નથી. તેના પછી બખ્તીયાર લોકોએ હિન્દુસ્તાનપર કરેલા આક્રમણના સમયના વર્ણનમાં અરિમાન અને મેગાસ્થેનીસે મથુરાનું સારૂં વર્ણન આપ્યું છે અને તેમાં ત્યાંસુધી બતાવવામાં આવ્યું છે કે બખ્તીયાર સૈન્યે મથુરા ઉપર અધિકાર પણ મેળવ્યો હતો. તેમાં પણ દિલ્હીનું નામ જણાતું નથી. ૬ ઠા સૈકામાં જે ચીનાઓ ભારતવર્ષમાં બૌદ્ધ મંદિરોની યાત્રાને અર્થે આવ્યા હતા તેઓ પણ દિલ્હીના સંબંધમાં ચૂપ રહ્યા છે. દશમા સૈકાના પ્રારંભમાં મહમુદ ગઝનવી હિન્દુસ્તાન ઉપર ચડી આવ્યો હતો, તેણે પણ દિલ્હી સર કરવાનો કોઇ પણ પ્રયત્ન કર્યો હોય એમ ઇતિહાસ ઉપરથી જણાતું નથી. આ સર્વ બાબતો ઉપરથી એટલું અનુમાન થઇ શકે છે કે તે વખતમાં દિલ્હી શહેર કોઇ પણ નામથી તે સ્થળે હસ્તી ધરાવતું નહોતું. પાંડવોના ઇન્દ્રપ્રસ્થનો કાંઇ નહિ જણાયેલાં કારણોસર નાશ થએલો હોવો જોઇએ. જો તેમ ન હોય અને દિલ્હી પૂર જાહોજલાલી ભોગવતું હોય તો હિન્દુસ્તાન ઉપર ચડી આવેલા વિદેશીઓ એવા છેક જ મૂર્ખ નહોતા

કે દિલ્હી તરફ બિલકૂલ દૃષ્ટિ પણ ન કરે ! એ ઉપરથી એટલું માની શકાય છે કે દશમા સૈકાના મધ્યકાળ પર્યંત દિલ્હી કેવળ ઉજ્જડ હાલતમાં પડી રહ્યું હતું. ત્યાર પછી અનંગપાલે તે જગ્યાએ દિલ્હી શહેર વસાવ્યું હતું, ત્યાર પછી પૃથ્વીરાજે પોતાના નામથી વસાવેલું શહેર હાલમાં પુરાણી દિલ્હીના નામે ઓળખાય છે. ઈ. સ. ૧૩૨૦ માં તુરંગી તઘલક બાદશાહ મહમદશાહે તઘલકાબાદ નામનું નગર વસાવી પુરાણી દિલ્હીના વતનીઓને જબરદસ્તીથી નવા શહેરમાં વસવાની ફરજ પાડી, પરન્તુ તેની યોજના નિષ્ફળ ગઇ. તે જ વંશના ફીરોજશાહે ફીરોજાબાદનું નગર પણ તે જ સ્થળે વસાવ્યું હતું. વળી ઇન્દ્રપત અને જહાંપનાહ નામના શહેરો પણ ત્યાં વસ્યાં હતાં. છેવટે ઉપર જણાવી ગયા મુજબ હાલનું શહેર શાહજહાને વસાવ્યું હતું.

**શાહબુદ્દિન ઘોરી.**

અત્યાર સુધી આપણે વિષયાંતરમાં ઉતરી પડયા. હવે પૃથ્વીરાજ ચહુઆણનું શું થયું તે તપાસીએ. પૃથ્વીરાજે કનોજના રાજા જયચંદ્રની પુત્રી સંયુક્તાનું હરણ કર્યું હતું. તેનાં કેટલાંક કથાનકો બહાર પડી ગયાં છે. તેથી અત્રે તેનું વર્ણન આપવું બીનજરૂરી છે. માત્ર એટલું જ કહીશું કે હિન્દુસ્તાન સદાને માટે મોટે ભાગે પરદેશીઓના અધિકાર તળે આવવાનો મૂળ પાયો આ બનાવથી પૃથ્વીરાજ અને જયચંદ્ર વચ્ચે ઉત્પન્ન થએલા કુસંપથી રોપાયો અને 'ઘર ફુટે ઘર જાય' એ કહેવત પ્રમાણે જયચંદ્રની સહાયતાથી ઘોરી શાહ શાહબુદ્દિન પૃથ્વીરાજ ઉપર વિજય મેળવી શકયો એમ પૃથ્વીરાજ રાસામાં જણાવેલું છે. જોકે શાહબુદ્દિનને પણ પૃથ્વીરાજનો પરાજય કરતાં કાંઇ ઓછી મુસ્કેલી નડી નહોતી. તે વખતે તેની સત્તા પંજાબ સુધી હતી. તે પ્રથમ હિંદુસ્તાન સર કરવાની લાલચથી એક મજબુત સૈન્યની સાથે ભિટુન્ડા સુધી આવ્યો, કેટલાક હિન્દુ રાજાઓ તેને આગળ

વધતો અટકાવવાને એકઠા થયા અને પૃથ્વીરાજને પોતાનો સરદાર બનાવી શાહબુદ્દિનની સામે ગયા. તેમની પાસે ૨૦૦ ઘોડેસ્વારો અને ૩૦૦ હાથીઓ હતા. સરસ્વતીના કીનારે થાણેશ્વર અને કર્નાલની વચ્ચે નારાયણ કે જે હાલ તીરૌરી નામથી ઓળખાય છે તે સ્થળે મેહોમેદનો અને હિન્દુઓનો ભેટો થયો. તુમુલ યુદ્ધના પરિણામે દિલ્હીના રાજાએ શાહબુદ્દિનના જમણા હાથને ઘાયલ કર્યો અને એક પળ માત્રમાં તેનો નાશ થઇ ગયો હોત. પરંતુ તેના વફાદાર સેવકો તેને ત્વરાથી ત્યાંથી કોઇ ગુપ્ત સ્થળે ઉપાડી ગયા. ધણી વિનાનું મુસલમાન સૈન્ય નાઠું અને વિજેતા હિંદુઓની છાવણીથી ૪૦ માઇલ દૂર તેઓ ગયા ત્યારે જ અટક્યા. આ અપમાનનો કિન્નો શાહબુદ્દિનના મનમાં સજ્જડ ઘર કરી બેઠો અને એમ કહેવામાં આવે છે કે ત્યાર પછી તે કદી પણ શાન્તિથી ઉંઘ્યો નહોતો કે તેની એક પણ પળ દિલગીરી કે ચિન્તા વગરની ગઈ હતી નહિ. ઈ. સ. ૧૧૯૩ માં તે ફરીથી ૧,૨૦,૦૦૦ ચુનન્દા ઘોડેસ્વારો સાથે પૃથ્વીરાજ સામે ચડી આવ્યો. પૃથ્વીરાજ કાંઇ તેનાથી દબાય તેવો નહોતો. તે પણ પોતાના કસાયેલા સૈનિકોની સાથે શાહબુદ્દિનની સામો થયો. પાણીપતના મેદાનમાં બન્ને મળ્યા. પ્હો ફાટતાં પહેલાં જ શાહબુદ્દિનનું લશ્કર પૃથ્વીરાજની છાવણીમાં છૂપી રીતે દાખલ થયું અને તેને સખ્ત શીકસ્ત આપી જીવતો કેદ પકડી, તેનો નાશ કરવામાં આવ્યો. શાહબુદ્દિન સ્વદેશ તરફ ગયો. પરંતુ તેના ગુલામ કુતબુદ્દિને તે જ સાલમાં ચૌરિન્દ્રરાયનો પુત્ર જે દિલ્હીની ગાદીએ બેઠો હતો, તેની પાસેથી દિલ્હીનું રાજ્ય લઈ લીધું. કનોજના જયચંદ્રને પણ શાહબુદ્દિને છોડયો નહોતો અને લડાઇમાં જયચંદ્ર કુતબુદ્દિનના તીરથી માર્યો ગયો હતો. આ પ્રસંગે એક ખુલાસો કરવાની જરૂર છે. જોધપુરના મુન્સી દેવિપ્રસાદ કાયસ્થ મુન્સિફે 'યવનરાજ વંશાવળી' નામનું એક નાનું પુસ્તક પ્રકટ કર્યું

છે. તેમાં તેઓ જણાવે છે કે "પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજે શાહબુદ્દિનને સાત સાત વાર પકડીને છોડી દીધાનું લખ્યું છે તે તદ્દન ગલત છે, કારણ કે મુસલમાન ઇતિહાસકારોના ગ્રંથોમાંથી તે બાબતનું કાંઇ પણ વર્ણન નીકળતું નથી. વળી સંયુક્તાનો સ્વયંવર, તેનું પૃથ્વીરાજે કરેલું હરણ, તથા તે વૈરની ધુનમાં જયચંદ્રે શાહબુદ્દિનને બોલાવી પૃથ્વીરાજનો કરાવેલો સર્વનાશ, વગેરે બાબતો રાસામાં લખેલી છે તેને પણ મુન્શી ખોટી જાહેર કરે છે અને તેના ટેકામાં દલીલ કરે છે કે રાસામાં લખેલું છે કે જયચંદ્ર પૃથ્વીરાજનો માસીઆઈ ભાઈ થાય, તો શું પૃથ્વીરાજ એવો મૂર્ખ ને અધર્મી હતો કે પોતાના ભાઈની પુત્રીનું હરણ કરી તેની સાથે લગ્ન કરે? શાહબુદ્દિનનું મૃત્યુ પૃથ્વીરાજને હાથે થયાની રાસાની હકીકતને પણ ગપ જણાવી છે, કારણ કે ઇતિહાસમાં એમ દર્શાવવામાં આવ્યું છે કે ઈ. સ. ૧૨૦૬ માં વિજેતા શાહબુદ્દિન સ્વદેશ તરફ જતો હતો તે વખતે સિંધુ નદીના કીનારાપર તે ગક્કર જાતના લોકોના હાથે માર્યો ગયો હતો.

દિલ્હીમાં મુસલમાની રાજ્યની સ્થાપના ગુલામના હાથે થઇ, અર્થાત્ શાહબુદ્દિનનો વફાદાર ગુલામ કુતબુદ્દિન ઈ. સ. ૧૨૦૬ માં દિલ્હીનો બાદશાહ થયો અને તેના ઉપરથી ગુલામ વંશ નામ પડયું.

**ગુલામ વંશ**

કુતબુદ્દિન ગુલામ હતો, પરંતુ તેનું શૌર્ય અને ઔદાર્ય અનુપમ હતું. તે લાખબક્ષ (લાખોની બક્ષીસ કરનાર) કહેવાતો. તેના જ જેવો દાનેશ્વરી કર્ણ કૌરવોના સમયમાં થઇ ગયો છે. કર્ણ અધિકારથ નામના સારથીનો અર્થાત્ ગાડી હાંકનારનો છોકરો હતો, પણ વીરત્વમાં તે કોઇ કોઇ વાર અર્જુન કરતાંયે ચડી જતો હતો અને તેની ઉદારતા એટલી બધી હતી કે તે અદ્યાપિપર્યંત 'દાનેશ્વરી' ના ઉપનામથી ઓળખાય છે. તેણે પણ દુર્યોધનની સહાયતાથી અંગદેશનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. કુતબુદ્દિને દિલ્હી લીધું કે તરત જ એટલે ઈ.

સ. ૧૧૯૩ માં કુતુબમીનારો બંધાવવાનું કામ શરૂ કર્યું હતું. આ મીનારો જગતની અજાયબીઓમાંનો એક ગણાય છે, તેમાં અતિશયોક્તિ ઘણીજ થોડી છે. મુસલમાનોના જણાવવા મુજબ તેમણે હિન્દુસ્તાનપર સ્થાયી સત્તા મેળવી તેના સ્મારકરૂપે આ મીનારો બંધાવવાની કુતુબુદ્દિનને ઈચ્છા થઈ હતી. તે મીનારો તેના જમાઈ શમ્સુદીન અલ્તમશના વખતમાં એટલે ઈ. સ. ૧૨૧૨ પછી પૂરો બંધાઈ રહ્યો હતો. તે મીનારામાં કેટલીક હિન્દુ કારીગરી માલૂમ પડે છે. તેથી કેટલાક એમ કહે છે કે પ્રથમ કોઈ હિન્દુ રાજાએ સ્મારકસ્થંભ ઉભો કરવા માંડેલો તે પાછળથી અલ્તમશે પૂરો કર્યો હશે, અને બીજી તરફથી એમ પણ કહેવામાં આવે છે કે હિન્દુ કારીગરો તેમાં કામ કરતા હોવાથી તેમણે પોતાની રચના દાખલ કરી હશે. ગમે તેમ હો, પણ તે મીનારો અદ્વિતીય થયો છે. તેની ઉંચાઈ ૨૩૮ ફીટની છે અને તેના પાંચ માળ છે. તે પાંચે માળ ઉપર ચડવું એ કાંઈ સહેલું કામ નથી. તેનો પહેલો માળ ૯૫ ફૂટ, બીજો ૫૧, ત્રીજો ૪૧, ચોથો ૨૫ અને પાંચમો ૨૨ ફૂટ ઉંચો છે. તેની ઠેઠ ઉંચાઈએ ચડીને જોતાં આસપાસનો દેખાવ મનોહર અને રમણીય લાગે છે. એક તરફ નીલવર્ણીય યમુના સર્પની પેઠે વાંકી ચૂંકી ચાલી જાય છે. સુવિશાળ દિલ્હીનાં મોટાં મકાનો, આસપાસનાં ખંડેરો અને હરીયાળી ભૂમિ એ સર્વે કુતુબમિનાર ઉપરથી જોતાં દિલ્હીની પ્રાચીન ભવ્યતાનું પ્રેક્ષકને ભાન કરાવે છે અને તેના ઉપર આવેલી અનેકાનેક આફતોનો ખ્યાલ તેની આંખોમાંથી દિલ્હીનાં દુર્ભાગ્યને માટે બેચાર અશ્રુનાં બિન્દુ વહેવરાવે છે. મનુષ્ય પ્રાણીની માફક આ જડ મીનાર પણ અવારનવાર કુદરતી આફતનો ભોગ થઈ પડયો હતો. એમ કહેવામાં આવે છે કે ઈ. સ. ૧૩૬૮ માં થએલા વજ્રપાતથી તેના શીખરનો ભાગ પડી ગયો હતો, જે ફીરોજશાહ તઘલકે સમરાવ્યો હતો અને તે વખતે તેમાં સંગેમરમ-

રનો ઉપયોગ કર્યો હતો. ત્યાર પછી સિકન્દર લોદીના સમયમાં તેના ઉપર વિજળી પડી હતી, અને તેમાં પણ કેટલુંક નુકસાન થયું હતું. ઈ. સ. ૧૭૮૨ અને ૧૮૦૩ માં થએલા ધર્તીકંપોથી પણ તે મીનારના ઉપરનો ભાગ તૂટી પડ્યો હતો. કેટલાક વખત સુધી એ તેવી દશામાં રહ્યો અને ઈ. સ. ૧૮૨૯ વાળા ધર્તીકંપ પશ્ચાત્ તેનો ફરી જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો. છેલ્લા ઇ. સ. ૧૯૦૫ માં થએલા ધર્તીકંપથી હિન્દુસ્તાનના બીજા ભાગમાં ઘણું નુકસાન થયું હતું, પરંતુ કુતુબમિનાર ઉપર તેની કાંઈ પણ અસર થઈ નથી. કુતબુદ્દિન પછી તેનો પુત્ર આરામ ઈ. સ. ૧૨૦૯ માં ગાદી ઉપર આવ્યો પરંતુ તેના બનેવી અલ્તમશે તેને નાલાયક ઠરાવી બાર માસમાં જ તેની પાસેથી રાજ્ય ખુંચવી લીધું. ઈ. સ. ૧૨૩૬ માં અલ્તમશના મૃત્યુ પછી તેનો શાહજાદો રૂકનુદીન ફીરોજશાહ ગાદી ઉપર આવ્યો, જે ઘણો ઘાતકી ગણાતો હતો તેને એક વર્ષ પછી પદભ્રષ્ટ કરી તેની બ્હેન રઝીયા બેગમને દિલ્હીની અધિષ્ઠાત્રી નિમવામાં આવી. દિલ્હીના રાજ્યાસન ઉપર કોઇ સ્ત્રીનો સ્વતંત્ર રાણી તરીકે રાજ્યાભિષેક થયો હોય તો તે માત્ર રઝીયા બેગમ જ હતી. સ્વ. મહારાણી શ્રી વિક્ટોરીઆના રાજ્યાભિષેકનો મહોત્સવ દિલ્હી ખાતે કરવામાં આવ્યો હતો ખરો, પરંતુ તે સમયે સ્વ. મહારાણીની અપેક્ષાએ તેમના ફોટાથી જ સંતોષ માનવામાં આવ્યો હતો. આ પ્રસંગે રાણી મેરીના મસ્તિક ઉપર મુકુટારોપણ થયો હતો. રઝીયા બેગમમાં બાદશાહી તુખમને અનુસરતા તમામ ગુણો હતા. તેના વર્તનને સખ્ત રીતે વખોડી કાઢનારાઓ પણ તેનું હૃદય એક 'સ્ત્રી' નું હતું તે સિવાય બીજો કાંઈ પણ આરોપ મૂકી શકતા નથી. તેણે મુસલમાનોના ધાર્મિક ગ્રંથ કુરાનનો સારો અભ્યાસ કર્યો હતો, અને જ્યારે તેનો પિતા દક્ષિણ દેશ જીતવાને ગએલો તે વખતે તેની ગેરહાજરીમાં રાજ્યની સંભાળ રાખી હતી. તે મરદોની માફક ટોપી

અને ઝભ્ભો પહેરતી, જાહેર મેળાવડા કરતી અને સહેજ પણ સંકોચ સિવાય હાથી ઉપર સ્વારી કરતી હતી. સુધારાના જમાનામાં તે મહારાણી તરીકે ઝળકી ઉઠી હોત, પરંતુ તેનો અંત તેણે પોતાનો અશ્વપાલ જે એક આબીસીનીયાનો ગુલામ હતો, તેના તરફ બતાવેલા પક્ષપાતને લીધે આવ્યો કે જે પક્ષપાત દુષણયુક્ત નહોતો. તેની સામે સરદારોએ ઝુંડો ઉઠાવ્યો, તેણે પોતાનો બચાવ બહાદુરીથી કીધો પરંતુ અંતે તે કેદ પકડાઈ અને તેનો ઘાત કરવામાં આવ્યો. તેણે લગભગ ચાર વર્ષ રાજ્ય કર્યું હતું. તેના પછીના બે બાદશાહોની કારકીર્દીમાં વિષયલંપટત્વ સિવાય વિશેષ કાંઈ જાણવાનું મળી આવે તેમ નથી. નાસીરૂદ્દિન મહમદશાહ જે ઈ. સ. ૧૨૪૭ માં ગાદી ઉપર આવ્યો હતો તેની કારકીર્દી પ્રશંસવા યોગ્ય હતી. તેનું આંતર જીવન પણ બહુ પવિત્ર હતું. તેને એક જ પત્ની હતી. તે પોતાની હાથની મહેનતથી થએલી કમાઇ ઉપર નિર્વાહ ચલાવતો હતો. તેણે ઇરાન અને હિંદનો ઇતિહાસ તૈયાર કરાવ્યો હતો, કે જેને તેના નામ ઉપરથી 'તબક્તિ નાસિરી' નામ આપવામાં આવ્યું હતું. એવા બાદશાહો દિલ્હીની ગાદી ઉપર બહુ થોડા જ થયા છે. નાસિરૂદ્દિન પછી ગુલામ વંશના બે ત્રણ બાદશાહો ગાદી ઉપર આવ્યા કે જેમાંના ગ્યાસુદીન બલબનને સાહિત્યનો સારો શોખ હતો તથા તેના દરબારમાં સાક્ષરોનું મંડળ એકઠું થતું હતું, જે માટે શેખસાદીએ પણ તેની પ્રશંસા કરી છે. છેલ્લા રાજા કૈકોબાદનો ઈ. સ. ૧૨૮૮ માં જલાલુદ્દીન ખીલજીએ ઘાત કરાવ્યો અને તે દિલ્હીની ગાદી ઉપર આવ્યો.

**ખીલજી વંશ.**

ખીલજી વંશ આખા હિંસ્તાન ઉપર ચિરસ્થાયી રહે એવી અસર નિપજાવી ગયો છે. અત્યાર સુધી મુસલમાન રાજાઓ ફક્ત હિંદુઓ પાસેથી પડાવી લીધેલા દિલ્હીના રાજ્યનું રક્ષણ કરવાની જ

વેતરણમાં હતા. તેમણે રાજ્યના વિસ્તારમાં કાંઇ પણ વૃદ્ધિ કરી નહોતી. ખીલજી વંશનો પહેલો બાદશાહ જલાલુદ્દિન ઇ. સ. ૧૨૮૮ માં દિલ્હીની ગાદી ઉપર આવ્યો. ઠરી ઠામ થયા પછી તેનો ડોળો દક્ષિણ તરફ ખેંચાયો અને તે વખતે સારી પ્રસિદ્ધિ પામેલું દેવગીરી તેણે લઈ લીધું. તેના વખતમાં તાતારના મોગલ લોકો દિલ્હી ઉપર ચાર વખત ચડી આવ્યા હતા અને ચારે વખત જલાલુદ્દિને તેમનો સખ્ત પરાજ્ય કર્યો હતો તથા તેમનામાંના કેટલાકને મોટી સંખ્યામાં પોતાના ગુલામ બનાવી ઇસ્લામ મતના અનુયાયી બનાવ્યા હતા. તેમને રહેવાને માટે દિલ્હીમાં એક વિભાગ કાઢી આપ્યો હતો, જે હજી સુધી મોગલપુરા નામે પ્રસિદ્ધ છે. જલાલુદ્દિનને સંતાન નહોતું. પરંતુ અલાઉદ્દિન નામનો એક ભત્રીજો હતો, કે જે પોતાના કાકાનો ઘાત કરી ગાદી પચાવી પડયો. તેનામાં યુદ્ધકૌશલ્ય, શૌર્ય વગેરે કેટલાક ગુણો પ્રશંસવા લાયક હતા. પરંતુ તેનામાં એક મોટો દુર્ગુણ જુલ્મીપણાનો ગણુયો છે કે જેથી તે 'ખૂની' ના ઉપનામથી ઓળખાય છે.

**અલ્લાઉદ્દિન.**

ગુજરાતવાસીઓને તેનું નામ હમેશને માટે સ્મરણમાં રહી જશે કારણ કે મુસલમાની રાજ્યનો તેણે જ ગુજરાતમાં પગપેસારો કર્યો હતો અને ગુજરાતીઓ પાસેથી તેમનું સ્વરાજ્ય ઝુંટવી લેનાર તે જ હતો. અણહિલપુર પાટણના રાજકર્ત્તા "ઘેલા" ના ઉપનામથી ઓળખાતા કરણનો ઇતિહાસ વાચકોથી ભાગ્યે જ અજાણ્યો હશે. તેથી તે વિષે અત્ર ખાસ પુનરૂક્તિ કરવાની જરૂર નથી. તેણે ગુજરાત ઉપર જ સ્વારી કરીને સંતોષ માન્યો નહોતો, પરન્તુ રજપૂતાનાના રાજાઓ સામે પણ બાથ ભીડવાને તે ચૂક્યો નહોતો, જો કે તેમાં તે જોઇએ તેટલો ફાવ્યો હતો નહિ. રજપૂત રમણીઓને ફસાવવાની અને તેમનું હરણ કરવાની શરૂઆત કરનાર તે જ હતો. તેણે પોતાની પ્રજામાંના હિંદુઓ

ઉપર પણ જૂલ્મ ગુજારવામાં કાંઈ બાકી રાખી નહોતી. તેણે પોતાને મળેલા વિજયને માટે મહાન્ સીકંદર બીજાનું પદ ધારણ કર્યું હતું. મોગલોએ તેના વખતમાં પણ દિલ્હી ઉપર બે વખત સ્વારી કરી હતી જે બન્ને વખતે તેઓ નિષ્ફળ ગયા હતા અને તેમનામાંના જેઓ પકડાયા તેમને અલ્લાઉદ્દિને હાથીના પગતળે કચરાવી નાંખ્યા હતા તથા જીવતા રહેંસાવી નાંખ્યા હતા. એક કાફુર નામનો ખોજો અલ્લાઉદ્દિનના સેનાનાયક અલફ્ખાનને ખંભાતમાંથી ગુલામ તરીકે મળી આવ્યો હતો તે અલ્લાઉદ્દિનને બહુ વ્હાલો થઈ પડયો હતો. અલ્લાઉદ્દિને તેના ઉપર અત્યંત વિશ્વાસ મૂક્યો અને પરિ-ણામે ગુલામ કાફુરે જ તેના માલિકનો ઝેરથી અંત આણ્યો અને તેના શાહજાદા શાહબુદ્દિન ઉમરને ઇ. સ. ૧૩૧૭ માંગાદીએ બેસાર્યો પણ બીજા શાહજાદા મુબારકે એક જ વર્ષમાં કાફુર અને ઉમરનો અંત આણી દિલ્હીની ગાદી મેળવી. મુબારકનો વિશ્વાસ ખુશરૂખાન નામના એક અસ્પર્ષ્ય જાતિના હિન્દુએ પૂરતો મેળવ્યો હતો કે જે વિશ્વાસ મુબારકનો નાશકારક થઈ પડયો અને ઇ. સ. ૧૩૨૧ માં ખુશરૂખાન દિલ્હીની ગાદીએ આવ્યો. દિલ્હી ગામનાં જેમ જુદાં જુદાં સ્વરૂપો અવારનવાર બદલાયાં છે, તેવી રીતે તેના ઉપર રાજ્ય કરના-રાઓની જાતિ, ધર્મ અને કૂળમાં પણ સંક્રાન્તિ થતી જ ચાલી છે. છેવટે ઢેડ ભંગી જેવી હલકી જાતિનો ખુશરૂખાન પણ એક વાર થોડા વખતને માટે દિલ્હીનો અધીશ્વર થઇ ગયો ! એ પણ ભાગ્યયોગ જ !

**તઘલખ વંશ.**

પરંતુ હલકા માણસો અધિકાર પ્રાપ્ત થતાં મદોન્મત બની જાય છે, તેમ ખુશરૂ પણ સત્તાના મદમાં છકી જઇને અયોગ્ય વર્ત્તન ચલાવવા લાગ્યો. પંજા-બનો સુબો ગાઝીખાન તઘલખ તે સહન કરી

શક્યો નહિ. વળી તેને દિલ્હી પચાવી પાડવાની આ તક પણ સારી લાગી અને તેથી ખુશરૂ ઉપર ચડાઇ કરી તેને મારી નાંખી ઈ. સ. ૧૩૨૧ માં તેણે તઘલખ વંશની દિલ્હી રાજ્ય ઉપર સ્થાપના કરી. તેણે ગાઝીખાનને બદલે હવે પોતાનું ગ્યાસુદ્દિન નામ ધારણ કર્યું, અને હાલના દિલ્હીની ઉત્તરે ચાર માઇલ દૂર આવેલી ટેકરાવાળી જગા ઉપર તઘલખાબાદ નામના શહેરની સ્થાપના કરી હતી. હાલમાં તેમાં ખંડેરો મોટાં વિશાળ અને જોવા લાયક છે. પરંતુ ત્યાં વસતિ બીલકૂલ નથી. આ ગાઝીખાન ગુલામવંશવાળા ગ્યાસુદ્દિન બલબનના ગુલામ મલિક તઘલખને એક જાટ જાતની સ્ત્રી દ્વારા થએલો છોકરો હતો. ગ્યાસુદ્દિન પછી ઈ. સ. ૧૩૨૫ માં મહમદ તઘલખ ગાદી ઉપર આવ્યો. દિલ્હીની ગાદી ઉપર આ બાદશાહના જેવો તરંગી અને વિચારહિન બાદશાહ બીજો કોઈ થયો હોય એવું જણાતું નથી તેણે દિલ્હીને બદલે દોલતાબાદ (દેવગીરી) ને પાટનગર બનાવવાનો ત્રણ વખત પયત્ન કર્યો હતો જેમાં દિલ્હીવાસીઓને અનેક પ્રકારનું નુકસાન વેઠવું પડયું હતું. તેના વખતમાં તાંજીયરનો મુસાફર ઇબ્ન બતુતા હિન્દ ખાતે આવ્યો હતો. તેણે દિલ્હીની મુલાકાત લીધી હતી અને તેને ત્યાંનો વાર્ષિક બાર હજાર દિનારના દરમાયાથી ન્યાયાધીશ ઠરાવ્યો હતો. તેણે દિલ્હીના વર્ણનમાં લખ્યું છે કે જ્યારે હું દાખલ થયો તે લગભગ ઉજ્જડ જેવું હતું. તેમાં મોટાં મકાનો ઘણાં થોડાં હતાં. તે તદ્દન ખાલી થઇ ગયું હતું અર્થાત્ તેનાં ઘરો લોકોથી તજાએલી હાલતમાં જણાતાં હતાં...... અર્થાત્ એ દુનિયાના સર્વથી મ્હોટા શહેરમાં સૌ કરતાં થોડા લોકો જ વસતા હતા. તેનું વર્ણન ખરૂં લાગે છે કારણ કે ફરિસ્તા પણ તેમ જ કહે છે કે 'પાટનગર દિલ્હી ઘુવડોનું રહેઠાણ તથા જંગલના હિંસક પ્રાણીઓને રહેવા લાયકનું સ્થળ થઇ પડયું છે. આ સિવાય ઇબ્ન બતુતા દિલ્હી માટે લખે છે કે આ સર્વ સુંદર શહેરમાં એક સાથે સૌંદર્ય

અને મજબુતાઇ સમાયેલી છે. તેનો કિલ્લો એટલો મજબુત છે, કે આખી દુનિયામાં કોઇ પણ નગરને તેના જેવો કિલ્લો છે નહિ. આ હિન્દુસ્તાનનું અને ખાસ કરીને પૂર્વમાં ઇસ્લામીઓનું મોટામાં મોટું શહેર છે. તે ચાર શહેર એકઠાં મળીને થએલું છે......તેના કિલ્લાની પહોળાઇ ૧૧ હાથ એટલે લગભગ પંદર સોળ ફૂટની છે......તેની મસીદ ઘણી મોટી છે અને તેના સૌંદર્યની સાથે સરખામણીમાં મૂકી શકાય એવું એક પણ સ્થળ નથી. પ્રથમ તે હિન્દુનું મંદિર હતું. મહમદ તઘલખના તરંગીપણાના અનેક દાખલા મોજુદ છે અને તે જાહેરમાં આવી ગયેલા છે. મહમદ પછી ફીરોજશાહ તઘલખ ઇ. સ. ૧૩૫૧ માં ગાદી ઉપર આવ્યો. તે વિદ્વાન્, ડાહ્યો અને બુદ્ધિમાન્ હતો. તેણે હુમાયુનની કબર અને રીજની વચ્ચે જે જગ્યા છે તેના ઉપર ફીરોજાબાદ નામનું નગર વસાવ્યું હતું, અને તેને પોતાનું પાટનગર બનાવ્યું હતું. મહમદશાહથી જેમને નુકશાન થયું હતું તે તેણે ભરી આપ્યું અને ફોજદારી કાયદામાં સુધારો કર્યો તથા લોકો ઉપર દબાણ કરનારા અને ખાસ હેરાન કરવાને માટે જ નંખાયેલા કરો તેણે કાઢી નાંખ્યા અને જાહેર કામોમાં પુષ્કળ નાણું ખર્ચ્યું હતું. તેણે ખેતરોમાં પાણી પૂરૂં પાડવાને માટે ઉત્તર હિંદમાં એક મોટી નહેર ખોદાવી હતી અને એ તેનું સૌથી મોટું કામ હતું. તેનો પૌત્ર ગ્યાસુદ્દિન બીજો સને ૧૩૮૮ માં ગાદી ઉપર આવ્યો પણ તેણે એક કરતાં વધુ વર્ષ પર્યંત રાજ્ય કર્યું નથી. તે જ સાલમાં તેનો કાકો નાસિરૂદ્દિન મહમદશાહ ગાદી ઉપર આવ્યો, જેના પછી પાંચમે વર્ષે તેના સિકન્દર અને મહમદ નામના બે શાહજાદા એક જ સાલમાં એક પછી એક ગાદી ઉપર આવ્યા હતા.

**તૈમુરશાહ.**

છેલ્લા મહમદ તઘલખનો સમય દિલ્હીને માટે બહુ મુશ્કેલી ભર્યો હતો. ઇ. સ. ૧૩૯૮ માં તાતારી મોગલશાહ તૈમુર હિન્દુસ્તાન ઉપર ચડી આવ્યો અને માર્ગમાં આવતાં ગામો લૂંટતો અને

બાળતો તે ઠેઠ દિલ્હીના ઝાંપા સુધી આવી પહોંચ્યો. મહમદશાહ અને તેના સરદારો જીવ લઇને દિલ્હીમાંથી ન્હાસી ગયા અને મોગલો જેઓ અત્યાર સુધી દિલ્હી મેળવવામાં અનેક વાર નિષ્ફળ ગયા હતા, તેઓ આ વખતે તૈમુરની સરદારીથી વિજયી નિવડયા. તૈમુરે દિલ્હીમાં પ્રવેશ કરી પોતાને શહેનશાહ તરીકે જાહેર કર્યો. મોગલોના હૃદયમાં અત્યારસુધી દબાઇ રહેલા વૈરની જ્વાળાઓ નીકળવા લાગી અને તેમણે દિલ્હીવાસીઓની કતલ ચલાવવા માંડી. કેટલાક રસ્તા તો અનાથ પ્રાણીઓનાં મુડદાંથી એટલા બધા ભરાઇ ગયા હતા કે ત્યાં થઇને ચાલવાનું પણ મુસ્કેલ થઇ પડયું હતું. તે વખતના ભયંકર દેખાવનું વર્ણન આપવું અશક્ય છે. તે સંબંધી કલ્પના જ તેની ભયંકરતાનો કાંઇક ખ્યાલ આપી શકશે. તૈમુર દિલ્હીમાં પાંચ દિવસ પર્યંત રોકાયો હતો અને જ્યારે મોગલો તેમના ભયંકર કૃત્યોથી કં-ટાળ્યા અને દિલ્હીમાંથી હવે કાંઇ પણ લેવાનું બાકી ન રહ્યું ત્યારે તૈમુરે કુચ કરવાનો સૈન્યને હુકમ આપ્યો. દિલ્હીથી ઉપડતી વખતે ફીરોજશાહે બંધાવેલી આરસપહાણની મસ્જીદમાં જઇને તેણે ખુદાએ તેના ઉપર કરેલી મહેરબાની માટે નમ્રતાપૂર્વક તથા અંતઃકરણપૂર્વક તેની બંદગી કરી હતી. તે દિલ્હીમાંથી પુષ્કળ ઝવેરાત વગેરેની લૂટ કરી ગયો અને ઘણાં પુરૂષો અને સ્ત્રીઓને તેણે ગુલામ તરીકે વેચી નાંખ્યાં. તૈમુરને ફીરોજશાહે બંધાવેલી મસીદ બહુ પસંદ પડી ગઇ હતી. તે એ મસીદ બાંધનાર કડીઆને પોતાની સાથે સમરકંદમાં એવા જ ઘાટની એક બીજી મસ્જીદ બાંધવાને માટે લઇ ગયો હતો. તૈમુરે દિલ્હી ઉપર કરેલી ચઢાઇનું વિગતવાર વર્ણન ફરિસ્તાએ પોતાના ઇતિહાસમાં યથાસ્થિત રીતે આપ્યું છે. તૈમુરના ગયા પછી બે માસ સુધી દિલ્હી રાજા વગરનું અને લગભગ માણસો વગરનું રહ્યું હતું. જે પછી મહમદ તઘલખના સરદાર દોલતખાંએ આવી તેની લગામ

પોતાના હાથમાં લીધી. ધીમે ધીમે ન્હાસી ગએલા માણસો દિલ્હીમાં ભરાવા લાગ્યા અને થોડા વખતમાં વિખરાઇ ગએલી વસતિ ફરી ઠામ થઇ. મહમદ પાછો આવ્યો અને તેને પેન્શન આપવામાં આવ્યું જે દરમીયાન તે સને ૧૪૧૨ માં મૃત્યુ પામ્યો.

**સૈયદ વંશ.**

સૈયદ ખીજરખાં સુલતાન ફીરોઝશાહ તઘલખનો નોકર હતો અને જ્યારે તૈમુર ચઢી આવ્યો હતો ત્યારે તે તૈમુરના પક્ષમાં ભળી ગયો હતો. તેથી તૈમુરે તેને પોતાના તરફથી પંજાબનો સુબો ઠરાવ્યો હતો. તેણે દિલ્હી ઉપર ચઢાઇ કરીને તે દોલતખાં પાસેથી ઇ. સ. ૧૪૧૪ માં છીનવી લીધી. ૬ વર્ષ પછી મુબારક સને ૧૪૨૦ માં, ખીજરખાંનો પૌત્ર મહમદ ઇ. સ. ૧૪૩૩ માં અને તેનો પુત્ર અલાઉદ્દિન ઇ. સ. ૧૪૪૫ માં અનુક્રમે દિલ્હીની ગાદી ઉપર આવ્યા. તેમના વખતમાં દિલ્હીને લગતા ખાસ જાણવા જોગ બનાવો બન્યા નહોતા; કારણ કે લોકોના મન ઉપરથી હજી સુધી તૈમુરની ચઢાઇવાળા ત્રાસજનક બનાવની અસર દૂર થઇ હતી નહિ. છેલ્લો બાદશાહ દિલ્હીનું રાજ્ય પોતાના પિતાના નોકર બહિલોલ લોદીને સોંપી પોતે બદાઉં ખાતે ચાલ્યો ગયો.

**લોદી બાદશાહો.**

લોદી વંશના સ્થાપક બહિલોલે ઇ. સ. ૧૪૫૧ થી ૧૪૮૮ સુધી શાન્તિપૂર્વક રાજ્ય ચલાવ્યું હતું. તેનો શાહજાદો સીકંદર તેના પછી ગાદી ઉપર આવ્યો. તેણે હિન્દુઓનાં મંદિરોનો નાશ કર્યો હતો તથા યાત્રાળુઓને ઘણી હેરાનગતિ પહોંચાડી હતી. તેણે આગ્રાને પોતાનું પાટનગર બનાવ્યું હતું. તોપણ તે કારણથી દિલ્હીની અગત્યને કાંઇ પણ અલવલ પહોંચી હતી નહિ. તેના જૂલ્મના પરિણામે રાજ્યમાં ઠેર ઠેર બળવા ઉઠવા લાગ્યા હતા. તેની પછી ઇબ્રાહિમ ઇ. સ. ૧૫૧૭ માં દિલ્હીનો બાદશાહ થયો. તે પણ તેના બાપના જેવો જ

હતો અને તેથી તેના રાજ્ય અમલ દરમીયાન શાન્તિ પ્રસરવાને બદલે ઉલટી અશાન્તિ વધતી ગઇ. તે વખતે તૈમુરનો વંશજ બાબર પોતાના વડવાએ દિલ્હી ઉપર મેળવેલી જીતનો હક કરતો ચઢી આવ્યો. તેની સાથે વિશાળ સૈન્ય અને કેળવાયેલા યોદ્ધાઓ હોવાથી તેને વિજય મળવાની આશા રખાતી હતી. તોપણ ઇબ્રાહિમ તેની સામે ગયો હતો અને ઇ. સ. ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં યુદ્ધ થયું. તેમાં ઇબ્રાહિમની સંપૂર્ણ હાર થઇ અને લડાઇના મેદાનમાંજ તેની કતલ થઇ ગઇ હતી. બાબરે દિલ્હી અને આગ્રા ઉપર એકદમ આધિપત્ય મેળવ્યું અને હિંદુસ્તાનમાં મોગલ બાદશાહત સ્થાપિત થઇ, જે અત્યાર સુધીના બીજા મુસલમાની વંશ કરતાં બહુ લાંબો વખત સુધી એટલે લગભગ ૩૨૫ વર્ષ સુધી ચાલી હતી.

**મોગલ વંશ.**

આપણે અગાઉ જોઇ ગયા છીએ કે ગુલામવંશના સમયથીજ મોગલો વારંવાર હિંદુસ્તાન ઉપર ચડી આવતા હતા. તેથી એમ જણાય છે કે હિંદુસ્તાનનું રાજ્ય પ્રાપ્ત કરવાની અભિલાષા મૂળથીજ તેમનામાં હતી. પરંતુ શરૂઆતમાં તેમની પાસે પૂરતાં સાધનો નહિ હોવાથી તથા દિલ્હીના બાદશાહોએ પણ તેમની સામે મજબુતાઇથી ઝીલેલી ટક્કરને લીધે તેઓ જોઇએ તેટલા ફાવ્યા નહોતા. તૈમુરશાહ વિજયી નિવડયો હતો અને દિલ્હી તેના તાબા નીચે આવી ગયું હતું. પરંતુ વિદેશી મુસલમાનોમાં મોટે ભાગે જે ધનલોભ જોવામાં આવે છે, તેવોજ લોભ તૈમુરમાં પણ હતો. તેથી ફક્ત દિલ્હીની પ્રજાનું દ્રવ્ય લૂંટી લેઇ તેની કતલ ચલાવી જેવો આવ્યો તેવોજ તે પાછો સ્વદેશ તરફ ચાલ્યો ગયો હતો. જો તેણે હિંદુસ્તાનમાં રાજ્ય કરવાની ઇચ્છા કરી હોત તો તેને કાંઇ મોટી મુશ્કેલી નડત નહિ. તૈમુરના પ્રપૌત્ર બાબરમાં મહત્ત્વાકાંક્ષા હતી. ધનલોભ કરતાં રાજ્ય લોભની સત્તા તેના

હૃદય ઉપર વિશેષ હતી અને તેથી જ તે મોગલ પાદશાહતનું સ્થાપન દિલ્હી ઉપર કરી શક્યો, તથા રાજ્યલોભને લીધે જ દિલ્હીનો બાદશાહ થયા પછી પણ તેણે આગળ વધવાનો પ્રયત્ન કર્યો હતો. તેનું વર્ણન આપતાં પહેલાં અત્યારે દિલ્હીને જ હિંદુસ્તાનનું પાટનગર ગણવામાં આવે છે તેનું એક અગત્યનું કારણ આપણે તપાસીએ. મોગલ પાદશાહત દિલ્હી ઉપર લાંબા વખત સુધી રહી હતી. તેની પહેલાના મુસલમાન બાદશાહોએ ફક્ત દિલ્હી અને તેની આસપાસના દેશો ઉપર જ પોતાનું આધિપત્ય મેળવવા યત્ન કર્યો હતો. જ્યારે મોગલ બાદશાહોનો પ્રયત્ન આખા હિંદુસ્તાનને પોતાની સત્તા નીચે લાવવાનો હતો. માત્ર ગણત્રીના અપવાદો સિવાય ઔરંગઝેબના સમય સુધીમાં આખું હિન્દુસ્તાન દિલ્હીની શહેનશાહત નીચે આવી ચૂક્યું હતું અને તેથી હિન્દની તમામ પ્રજાના મનમાં દિલ્હી માટે સ્વભાવતઃ માનબુદ્ધિ રહેતી હતી. અંગ્રેજ વ્યાપારીઓના આગમનકાળમાં તેમને પણ દિલ્હીના બાદશાહોની સહાયતા મેળવવાની પ્રસંગોપાત જરૂર પડતી હતી. આ કારણને લઇને જ દિલ્હીને અદ્યાપિપર્યંત 'પાયતખ્તે-હિન્દ' માનવામાં આવે છે. જો મોગલશાહ બાબરે દિલ્હીને બદલે કોઇ બીજા શહેરને પોતાનું પાયતખ્ત બનાવ્યું હોત અને છેવટ સુધી તેજ પાટનગર કાયમ રહ્યું હોત તો અત્યારે દિલ્હીને જે અગત્ય આપવામાં આવે છે એ તેને મળતી હોત નહીં.

**બાબરથી જહાંગીર.**

ઇ. સ. ૧૫૨૬ માં દિલ્હી હસ્તગત કર્યા પછી બાબરે ફક્ત પાંચ વર્ષપર્યંત રાજ્ય કર્યું. તેણે ચીતોડના રાણા સંગ સાથે કરેલા યુદ્ધ સિવાય બીજો જાણવાજોગ બનાવ તેના સમયમાં બનેલો જણાયો નથી. તેણે પોતાના મરણશય્યાએ પડેલા પુત્ર હુમાયુનને પોતાનું જીવન બક્ષવાની ખુદાને કરેલી બંદગીના પરિ-

ણામે હુમાયુન્ સાજો થયો અને બાબર મરણ પામ્યો હતો. ઈ. સ. ૧૫૩૦ માં હુમાયુન્ ગાદી ઉપર આવ્યો. તેણે જૂના ઇન્દ્રપ્રસ્થની નજીકમાં જે હાલમાં 'પુરાણા કીલ્લા' ને નામે ઓળખાય છે, તે બંધાવ્યો હતો. બંગાળાનો સુબો શેરશાહ જે અફઘાન હતો, તેણે દિલ્હી ઉપર ચઢી આવીને ઇ. સ. ૧૫૪૦ માં હુમાયુનનો પરાજય કર્યો અને તેને કાબુલ તરફ હાંકી કાઢ્યો. તેણે દિલ્હી શહેરના ફરતો નવો ગઢ બંધાવ્યો હતો, તેનો 'લાલ દરવાજો' ત્યાંની જેલના સામે રસ્તાની બાજુએ એકાન્ત સ્થાનમાં આવેલો હજી પણ જણાય છે. તેના પછી ઇ. સ. ૧૫૪૫ માં ગાદી ઉપર આવેલા સલીમશાહે સલીમગઢ નામનો કીલ્લો બંધાવ્યો હતો. તેના પછી ઈ. સ. ૧૫૪૯ ની એકજ સાલમાં અનુક્રમે મોહમ્મદશાહ અને સિકંદરશાહ ગાદી ઉપર આવ્યા, જેમાંના છેલ્લા રાજાનો પરાજય કરી ઈ. સ. ૧૫૫૫ માં હુમાયુન્ ફરીથી બાદશાહ થયો. ૧૫૫૬ માં સીડી ઉપરથી પડવાથી થએલા અકસ્માતથી તેનું મૃત્યું નિપજ્યું હતું. તેની કબર સલીમગઢની પડોશમાં જોવામાં આવે છે, જે મોગલ પાદશાહતના પ્રારંભકાળથી આકર્ષણીય કારીગીરીનો સર્વોત્તમ નમૂનો ગણાય છે. અકબરબરશાહે ચૌદ વર્ષની નાની વયે રાજ્યનો અધિકાર પ્રાપ્ત કર્યો. તેને આગ્રે રહેવું બહુ પસંદ પડતું અને તેથી તે ભાગ્યે જ દિલ્હીમાં આવતો હતો. તેનું મૃત્યું પણ આગ્રામાંજ થયું હતું. જહાંગીર બાદશાહ ઇ. સ. ૧૬૦૫ માં ગાદી ઉપર આવ્યો. તેણે પણ તેના પિતાની માફકજ દિલ્હીની ઉપેક્ષા જ કરી હતી. અકબરશાહ અને જહાંગીર જેવા મોગલવંશના પ્રસિદ્ધ બાદશાહોનો દિલ્હીના ઇતિહાસ સાથે નહિ જેવો સંબંધ આપણને બહુ અજાયબી ઉત્પન્ન કરે છે. અકબરશાહના સમયના પ્રખ્યાત ઇતિહાસકાર અબુલફઝલે તેની 'આઈને અકબરી' માં દિલ્હી વિષે જાણવા જોગ વર્ણન આપેલું છે. તે લખે છે કે દિલ્હી એક મોટામાં

મોટું સુપ્રસિદ્ધ શહેર છે. ત્યાર પછી તેમાં દિલ્હીની ગાદી ઉપર યુધિષ્ઠીરના સમયથી શેરખાન સુધી થઇ ગયેલા રાજાઓના વખત દરમ્યાન તે જગ્યાએ સ્થપાએલાં જુદાં જુદાં શહેરોને લગતી બીનાનું વર્ણન આપવામાં આવ્યું છે. વળી તેણે શેરખાનના વખતમાં દિલ્હીની કફોડી થએલી હાલતનું વર્ણન પણ આપ્યું છે. ઈ. સ. ૧૬૧૧ માં જહાંગીરનું નુરજહાન સાથે લગ્ન થયું હતું. તે સાલમાં વીલીયમ ફીંચે તે વખતના પાટનગર આગ્રાથી લાહોર તરફ જતાં માર્ગમાં દિલ્હીની મુલાકાત લીધી હતી. તે તેનું રસિક ભાષામાં વર્ણ આપતાં જણાવે છે કે તેના ડાબા હાથ ઉપર જૂનું દિલ્હી જે નવદુર્ગના નામે ઓળખાય છે તે તથા બાવન દરવાજા આવેલા છે કે જ્યાં ગુજર લોકો રહે છે. ત્યાંથી થોડે દૂર જતાં જેમીની ( જુમના ) નદી ઉપર અગીયાર કમાનોનો પૂલ આવે છે, જ્યાંથી આગળ ચાલતાં બંને બાજુનાં વિશાળ વૃક્ષોની ઘટાથી ઘેરાયેલો રસ્તો આવે છે કે જે રસ્તે જહાંગીરના પિતામહ હમારોન ( હુમાયુન ) ની કબર આવે છે. તેમાં દાખલ થતાં પ્રથમ તેની સ્ત્રીઓ અને પુત્રીઓની કબર આવેલી છે. તેની પાછળ રાજાનો મહેલ છે, જે હાલ ખંડેરના રૂપમાં દેખાય છે. આ શહેર ( પુરાણી દિલ્હી ) ની અવસ્થા ખંડેર જેવી થઇ પડી છે. તે શહેરની અંદર અને બહાર ૨૦ પઠાણ બાદશાહોની સુંદર અને દબદબાવાળી કબરો આવેલી છે. આ પુરાણી દિલ્હીનું વર્ણન તેનાં ઐતિહાસિક ખંડેરોની યાદ આવતાં આપણા હૃદય ઉપર એક જબરો આઘાત કરે છે અને તે એ છે કે અમરત્વ પ્રાપ્તિની લાલસાવાળા રાજા અને બાદશાહોની અમરતા પણ તેમનાં બધાં કામોનાં ખંડેરો સાથે નષ્ટપ્રાયઃ બની ગઇ છે. તેમ જ કેટલાક વિશાળ મહેલો જે તેમણે પોતાના ઉપભોગ માટે બાંધેલા તે પણ તેમની સાથે નહિ જતાં અહીં ઉજ્જડ સ્થિતિમાં પડયા રહ્યા છે !

જહાંગીરનો બીજો પુત્ર શાહબુદ્દિન મહમદ જેને શહાજહાનનો ઇલ્કાબ મળ્યો હતો તે ઇ. સ. ૧૬૨૯ માં તખ્તનશીન થયો અને ત્યારથી દીલ્હીનું કરમાઇ ગએલું ભાગ્ય ખીલવા લાગ્યું. તેણે ઇ. સ. ૧૬૩૮ માં અર્વાચીન દીલ્હી વસાવ્યું અને તેનું નામ શાહજહાનાબાદ રાખ્યું, જેને હાલમાં દીલ્હી કહેવામાં આવે છે. તેના ફરતો મજબુત કીલ્લો બંધાવવામાં આવ્યો તથા તેમાં પોતાના મહેલો ઉપરાંત તેણે જુમામસ્જીદ પણ બંધાવી હતી, જેમાં ફીરોઝાબાદ અને પઠાણ શેરખાનના નવા શહેરનો માલ વાપરવામાં આવ્યો હતો. વળી તેણે જમુનાની પશ્ચિમે એક નહેર પણ ખોદાવી હતી. તેણે તૈયાર કરવા માંડેલાં કેટલાંક બાંધકામોનું કામ ચાલતું હતું, તે દરમ્યાન તેના મોટા શાહજાદા દારા શિકોહે તેને આગ્રામાં લઇ જઇને રાખ્યો, જ્યાં બીજા શાહજાદા ઔરંગઝેબે તેને ઇ. સ. ૧૬૩૮ માં પદભ્રષ્ટ કર્યો હતો. ખરી રીતે જોતાં શહાજહાનના વખતથી થોડાક અપવાદ સિવાય દિલ્હી મોગલ રાજ્યનું પાયતખ્ત ગણાવા લાગ્યું હતું. ઔરંગઝેબ પણ તેના રાજકાળના પ્રથમ ભાગમાં દિલ્હી ખાતે રહેતો હતો, જ્યાં બર્નીયરે તેની ઈ. સ. ૧૬૬૩ માં અને ટેવર્નીઅરે ઈ. સ. ૧૬૬૫ માં મુલાકાત લીધી હતી. બર્નીયરે શહાજહાને વસાવેલા નવા દિલ્હીનું સારૂં વર્ણન આપ્યું છે. આ સ્થળે બર્નીઅરનું વર્ણન બહુ હોવાથી આપી શકાય તેમ નથી, પરંતુ જેમને શહાજહાનના રાજ્ય અમલ દરમ્યાનના દિલ્હીનો ઇતિહાસ જાણવાની ઈચ્છા હોય તેમણે તેનું પુસ્તક વાંચી જોવું. ટેવર્નીઅરનું વર્ણન ટૂંકું છે અને તેના વર્ણન ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે શહાજહાનને આગ્રા કરતાં દિલ્હી વધારે પસંદ હતું, કારણકે તેને દિલ્હીની હવા વધારે માફક આવતી હતી. તે વખતે બાદશાહ અને વ્યાપારીઓ જહાનાબાદમાં વસતા હતા અને ગરીબો તથા ઉમરાવ વર્ગનો મોટો ભાગ જૂના દિલ્હીમાં રહેતો હતો.

મોગલોની પડતીના મૂળ કારણરૂપ દક્ષિણના મહારાષ્ટ્રીય સરદાર શિવાજીએ ઈ. સ. ૧૬૬૬ માં તે શહેરની મુલાકાત ઔરંગઝેબના રાજ્ય અમલ દરમ્યાન લીધી હતી. તે વખતે તે શહેર સર્વોપરિ સ્થિતિ ભોગવતું હતું. તો પણ શહાજહાનના લાંબા રાજ્ય અમલ દરમીયાન, ઔરંગઝેબે તેના મોટા ભાઈ દારા શિકોહ કે જે અકબરશાહ જેવા નીવડવાની વકી રખાતી હતી, તેને આખા શહેરમાં એક કંગાલ હાથી ઉપર મેલાં કપડાં પહેરાવીને બેસારીને ફેરવ્યો હતો તથા છેવટે તેનો નાશ કર્યો હતો. તે બીના બતાવે છે કે જહાનાબાદ પણ રાજવંશી રક્તનું પાન કર્યા સિવાય રહ્યું નથી. દારાને હુમાયુનની કબરની સમીપમાં જ દટાવામાં આવ્યો હતો. તેનામાં રાજકુમારને લાયકના કેટલાક સારા ગુણો હતા અને તે એક વફાદાર બેટો હતો એમ ઇતિહાસકાર જણાવે છે. ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબ મૃત્યુ પામ્યો હતો. તેનો પુત્ર બહાદૂરશાહ પણ તેની પાછળ પાંચ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૧૭૧૨ માં મરણ શરણ થયો.

**ઔરંગઝેબ.**

તે પછીનાં ૭ વર્ષો પર્યંત દિલ્હીમાં અંધાધુંધી અને ખાનાખરાબી ચાલી રહી હતી, અને "ધણી વગરનાં સૂતાં ઢોર" જેવી સ્થિતિ ત્યાંના લોકોની થઇ પડી હતી. ઈ. સ. ૧૭૧૮ માં મહમદશાહ તખ્તનશીન થયો, જેણે ૩૦ વર્ષ પર્યંત રાજ્ય કર્યું હતું તે એક ખરા મોગલ બાદશાહ તરીકે દિલ્હીમાં સહુથી છેલ્લો જ હતો. બલકે એમ કહીએ તો પણ ચાલી શકે કે ઔરંગઝેબના અસ્તકાળથી જ દિલ્હીની પડતીનાં ચિન્હો જણાવા લાગ્યાં હતાં. પરંતુ રાજ્યકુશળ ઔરંગઝેબે રાખેલી સાવચેતીના પરિણામે તે મોગલ શહેનશાહતની પડતીનો કારણ ભૂત થયો નહોતો. મહમદશાહના વખતમાં હિન્દુસ્તાન ઉપર દિલ્હીનું

**કત્લે આમ.**

સર્વોપરિપણું હતું તે ઘટી ગયું અને જુદા જુદા પ્રાંતોના સુબા તથા વઝીરો પોતાની સત્તા નીચેના મુલકોના સ્વતંત્ર માલેક બનવા લાગ્યા. મરાઠાઓ પણ આવો લાગ જવા દે તેવા ન હતા. તેમણે પણ દિલ્હી તાબાના દેશોમાં ઘુસવા માંડયું. આમ છતાં તે વખતનો સહુથી ભયંકર અને ત્રાસજનક બનાવ ઇરાની શાહ નાદીરશાહે ઈ. સ. ૧૭૩૯ માં ચલાવેલી દિલ્હીની પ્રજાની કતલવાળો હતો. તેણે દિલ્હી ઉપર હુમલો કરીને તાતારી તૈમુરશાહે ચલાવેલી કતલનો તાદૃશ્ય દેખાવ ફરીથી લોકદૃષ્ટિ સમક્ષ રજુ કર્યો. ૫૮ દિવસ સુધી દયાહીન ઇરાનીઓએ ધનીકો અને ગરીબોમાં લૂંટ ચલાવી હતી અને અનર્ગળ ધન તેઓ પોતાની સાથે હિન્દુસ્તાનમાંથી લઇ ગયા હતા. 'મયૂરાસન' જે શહાજહાને બનાવરાવ્યું હતું તે પણ તેઓ પોતાની સાથે લઈ ગયા હતા.

**મોગલ વંશનો અંત.**

તેના પછી તેનો શાહજાદો અહમદશાહ ગાદી ઉપર આવ્યો. જેને ઈ. સ. ૧૭૫૪ માં પદભ્રષ્ટ કરી આલમગીર બીજાને તખ્તનશીન કરવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૭૫૬ માં અફઘાનનો શાહ અહમદ દુરાની હિન્દુસ્તાન ઉપર ચડી આવ્યો હતો, તેણે પણ નાદીરશાહનું અનુકરણ કરી દિલ્હીમાં થોડી ઘણી કતલ ચલાવી હતી. ૧૭૫૯ માં ગાઝીઉદ્દીને આલમગીરનું ખૂન કર્યું અને શાહઆલમ બીજો રાજા થયો. તેજ સાલમાં મરાઠાઓએ દિલ્હી હસ્તગત કર્યું હતું અને શાહઆલમને તેમના રક્ષણ તળે લીધો તે પછી એવો બનાવ બન્યો કે તમામ બાજી ઉલટી ગઇ. જો તેમ બન્યું ન હોત અને મરાઠાઓ દિલ્હીને બરોબર રીતે સાચવવામાં શક્તિમાન્ નીવડયા હોત તો એક વાર ફરીથી લગભગ ૬૦૦ વર્ષના અંતરે દિલ્હી ઉપર હિન્દુ રાજ્ય થવા પામ્યું હોત. પરંતુ ઈ. સ. ૧૭૬૧

માં અહમદ દુરાની અને મરાઠાઓ વચ્ચે પાણીપતના મેદાનમાં યુદ્ધ થયું, તેમાં મરાઠાઓ સખ્ત હાર પામ્યા. શાહઆલમે ઈ. સ. ૧૭૬૫ માં અંગ્રેજોને બેંગાલ, બિહાર અને ઓરીસાની દીવાની સત્તા આપી હતી. તે પછી રોહીલાઓએ બળવો ઉઠાવી શાહની આંખો ફોડી તેને કેદ કરી લીધો કે જેમના પંજામાંથી તે ન્હાસી જવા પામ્યો હતો.

ઘણા પ્રાચીન કાળથી શરૂ કરીને અત્યાર સુધી દિલ્હીના તખ્ત ઉપર થઈ ગએલા રાજાઓનો ટૂંકો અને આવશ્યક ઈતિહાસ આગળ આવી ગયો છે જેની સાથે પ્રસંગોપાત જુદા જુદા રાજા અને બાદશાહોએ દિલ્હીમાં તથા તેની આસપાસ બંધાવેલા મહાલયો, પ્રાસાદો, મીનારા વગેરેને લગતો ટૂંક હેવાલ પણ આપેલો છે. પરંતુ તેની વધુ વિગત જાણવાને વાચકો આતુર રહે તે સ્વભાવિક છે, તેથી અત્રે મુખ્ય મુખ્ય જોવા લાયક તથા ઐતિહાસિક સ્થળોનું જરૂરી વર્ણન ટૂંક વિગત સાથે આપવું ઉચિત ધાર્યું છે.)

**કુતુબ મીનાર.**

ઘણા પ્રાચીન કાળમાં પાંડવોના સમયમાં દિલ્હી ખાતે મયદાનવે એક મ્હોટો અને વિશાળ અદ્દભુત કારીગરીવાળો મહેલ બંધાવ્યો હતો. તેની કારીગરીને માટે એટલું જ કહેવું બસ થશે કે દુર્યોધન જેવો ચતુર રાજા પણ તે મહેલમાં ફરતાં જળને સ્થળ અને સ્થળને જળ માની દ્રૌપદી વગેરેની દૃષ્ટિએ હાંસીપાત્ર ઠર્યો હતો. પરંતુ તે પછી વીતી ગએલા લાંબા કાળ દરમ્યાન તે પ્રાસાદનો નાશ થઈ ગયો છે અને હાલમાં તો ફક્ત 'મહાભારત' સિવાય બીજા કોઈ પણ પુસ્તકમાં તેનું નામ નિશાન જણાતું નથી. જો તે અત્યારે હસ્તી ધરાવતું હોત તો દુનિયાની અજાયબીઓમાં તે સર્વોત્તમ ગણાતો હોત. તેનાથી બીજે નંબરે દિલ્હી ખાતે અદ્દભુત કારીગરીવાળો કુતુબ

મિનાર ગણાય છે, જેની કેટલીક હકીકત અમે અગાઉ આપી ગયા છીએ. ફર્ગ્યુસન તેનું વર્ણન આપતાં જણાવે છે કે તે મિનારાના નીચલા માળનો ઘેરાવો લગભગ ૧૩૨ ફુટનો છે. ઈ. સ. ૧૭૯૪ માં જ્યારે તેની ઊંચાઇ માપવામાં આવી ત્યારે તે ૨૪૨ ફુટ થયો હતો. તોપણ તે વખતે તેનો કેટલોક ભાગ પડી ગયેલો હતો, તેથી એવી અટકળ કરવામાં આવે છે કે તેની મૂળ ઉંચાઈ તેથી પણ દશ કે વીશ ફુટની વધારે હશે. તે મિનારાની ફરતા ચાર મોટા ઝરૂખા છે, કે જેની ઉંચાઈ જમીનથી અનુક્રમે ૯૭ ફુટ, ૧૪૮ ફુટ, ૧૮૮ ફુટ અને ૨૧૪ ફુટની છે. તેની ઉપરનો કુતુબ મિનારનો ભાગ શ્વેત આરસપહાણથી બાંધવામાં આવ્યો છે, જ્યારે નીચેના ત્રણ માળમાં લાલ પત્થરનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ મિનારાના ઘુમટનું અનુકરણ કોના ઉપરથી કરવામાં આવ્યું છે તે સ્પષ્ટ થઇ શકતું નથી. તોપણ એટલું તો જણાય છે કે તેના જેવો મિનારો તે વખતમાં બીજો એક પણ હસ્તી ધરાવતો નથી. તેની હરીફાઈ કરે તેવો ફ્લોરેન્સ ખાતે ગીઓટ્ટોએ બંધાવેલો મિનારો છે. આ મિનારા કરતાં ઉંચામાં ઉંચું મહોમેદન તરફથી બંધાવેલું મકાન ફક્ત કેરોમાં હસનની મસીદ એક જ છે. તોપણ આ મિનારો કાંઈ ખુદાની બંદગી કરવાને બાંધવામાં આવેલો નહતો. તેનો નીચેનો ભાગ તે માટે ઉપયોગમાં લેવાતો હશે, પણ ઉપરનો વિભાગ તો મહોમેદનોએ 'જય સ્થંભ' સ્થાપવાના હેતુથી જ વધાર્યો હોય તેમ જણાય છે. તેની ઉત્તરે ૪૭૦ ફુટ દૂર અલાઉદ્દિને આ મિનારાના ઘેરાવાથી બમણો મોટો મિનારો બંધાવવાનું શરૂ કર્યું હતું. પરંતુ તેને ફક્ત ૪૦ ફુટ સુધી જ ઉંચો લઈ જઈ એમને એમ તેનું કામ પડતું મૂકવામાં આવ્યું હતું. આ કુતુબમિનાર બાંધવાનું કામ ઈ. સ. ૧૧૯૬ માં શરૂ થયું હતું જે ઈ. સ. ૧૨૩૫ માં પૂરો થયો હતો.

**લોહસ્થંભ.**

કુતુબ મિનારની નજીકમાં હિન્દુ રાજ્યની યાદગીરીનો એક લોહ સ્થંભ આપણા જોવામાં આવે છે. તે પાંચમા સૈકામાં બંધાએલો હોય એમ લાગે છે. આ મિનારાની ઉંચાઈ હાલ તો ફક્ત ૨૩ ફુટ ૮ ઇંચની જ છે. પરંતુ તેનો ઘેરાવો લગભગ ૫૦૦ કે ૬૦૦ ફુટનો છે. તેના ઉપર પ્રાચીન શીલાલેખ આપેલો છે, પરંતુ તેમાં સાલની નોંધ લેવામાં આવી હોય એમ જણાતું નથી. તેના ઉપરના અક્ષરોના દેખાવ ઉપરથી પ્રિન્સેપ જણાવે છે કે તે ત્રીજા કે ચોથા સૈકામાં બંધાએલો હોવો જોઈએ. ભાઉ દાજી તેની સ્થાપના પાંચમા સૈકાના અંતમાં કે છઠ્ઠાની શરૂઆતમાં થએલી જણાવે છે. ફર્ગ્યુસન સાહેબ કહે છે કે તે ઈ. સ. ૩૬૩ થી ૪૦૦ સુધીમાં થઈ ગએલા ગુપ્ત વંશના ચંદ્ર રાજાઓના વખતમાં બંધાએલો હોવો જોઈએ. આપણે તે સ્થંભ ઇ. સ. ૪૦૦ માં બંધાએલો હોય એમ માનીએ તો, તે સમયમાં હિંદુસ્તાનમાં યાંત્રિક શક્તિ તથા શિલ્પશાસ્ત્ર કેટલું બધું આગળ વધેલું હોવું જોઇએ તેનો આપણને સહજ જ ખ્યાલ આવી શકશે. આવો લોહસ્થંભ હજુ સુધી યુરોપમાં કોઈએ બંધાવેલો હોય એવું જણાયું નથી. વળી લગભગ ૧૪ સૈકા સુધી વર્ષાદ વગેરેનાં તોફાનો સહન કરવા છતાં પણ તે લોહસ્થંભ ઉપરના શીલાલેખ હજી જેવીને તેવી જ સ્થિતિમાં છે. આ પણ હિંદુઓએ ‘જયસ્થંભ’ સ્થાપવાના હેતુથીજ બંધાવેલો હતો.

**દિલ્હી મહેલ.**

દિલ્હીનાં બધાં મકાનોમાં આ દિલ્હી મહેલ જોવા લાયક તથા વખાણવા લાયક છે. તે ફક્ત તેની કારીગીરીને માટે જ તે વખાણવા લાયક છે એમ નથી, પરંતુ તે બાદશાહોના વાસસ્થાન તરીકે પણ દરેક હૃદયમાં માનદૃષ્ટિ ઉત્પન્ન કરે છે. ફર્ગ્યુસન જણાવે છે દિલ્હીનો મહેલ

પૂર્વમાં બલકે આખી દુનિયામાં વિશાળ અને ભપકાબંધ મકાન છે. આ મહેલ યમુના નદીના કીનારા ઉપર બાંધવામાં આવ્યો છે. તે પૂર્વ પશ્ચિમ ૧૬૦૦ અને ઉત્તર દક્ષિણ ૩૨૦૦ ફૂટ છે. તેના ફરતો લાલ પત્થરનો કીલ્લો બાંધેલો છે, જેમાં વચ્ચે વચ્ચે ચોકીદારોને માટે બુરજો રાખવામાં આવ્યા છે. તેનો મુખ્ય દરવાજો ચંદની ચોકની સામે આવેલો છે. આ મહેલમાં બીજાં મકાનો સાથે દિવાને આમ અને દિવાને ખાસ પણ આવેલા છે. દિવાને આમ ૨૦૦ ફૂટ લાંબો અને ૧૦૦ ફૂટ પહોળો છે. તેની મધ્યમાં આવેલ આરસપહાણની બેઠક ઉપર બરોબર દરવાજાની સામે એક વખત મયૂરાસન તે મહેલને શોભાવતું હતું. તેની પાછળ બગીચો છે અને પૂર્વમાં રંગમહેલ નજરે પડે છે, જેમાં હમામખાનાં વગેરે છે. દિલ્હી મહેલમાં ઉત્તર અને દક્ષિણના બે સરખા વિભાગ પાડવામાં આવ્યા છે. ઉત્તર વિભાગમાં નાની કોર્ટો તથા બાદશાહી પરોણાના ઉપયોગને માટે મહેલો બંધાવવામાં આવ્યા છે, જેમાં 'દિવાને ખાસ' નામનો શહાજહાને બંધાવેલાં મકાનોમાં સૌથી સુંદર અને કીમતી મહેલ આવેલો છે. તેના જેવો એક મહેલ જે આગ્રામાં છે, તેના કરતાં આ ઘણો મ્હોટો અને કીમતી પણ છે. "દુનિયામાં જો કોઇ સ્વર્ગ હોય તો તે આ જ છે" એવો તેના ઉપર આપવામાં આવેલો લેખ સર્વથા ઉચિત જ છે. તેની પાછળ પૂર્વ તરફની બાંધણીના બગીચા આવેલા છે, જેમાં ફુવારા તથા બેઠકો પણ રાખવામાં આવી છે. તે સિવાય જનાના માટેનો વિભાગ પણ વિશાળ બાંધણીવાળો અને બાદશાહી જનાનખાનાને યોગ્ય બંધાવેલો હતો. દિલ્હી મહેલમાં હાલ તો દાખલ થવાનો હોલ, નોબતખાના, દિવાને આમ અને દિવાને ખાસ, રંગ મહેલ તથા બીજા એક બે મહેલો આવી રહેલા છે. પરંતુ હાલમાં તેની બહુ સંભાળ લેવામાં આવતી હોય તેમ જણાતું નથી.

**જુમા મસ્જીદ.** મોગલ બાદશાહોએ હિન્દુસ્તાનમાં બંધાવેલી ત્રણ મસ્જીદોમાંની દિલ્હી ખાતે આ જુમા મસ્જીદ છે. બીજી મસ્જીદ અકબરે ફતેહપુર સીક્રી ખાતે અને શાહજહાને આગ્રા ખાતે બંધાવેલી હતી. આગ્રા ખાતે બંધાવેલી મસ્જીદને મોતી મસ્જીદ નામ આપવામાં આવ્યું હતું. જુમામસ્જીદ આરસપહાણ અને લાલ પત્થરથી બાંધવામાં આવી છે. પરંતુ આશ્ચર્ય એ લાગે છે કે શહાજહાને આ મસ્જીદમાં બંદગી કરવાને માટે ખાસ સ્થાન રાખ્યું નહોતું. સામાન્ય લોકોની માનીનતા એવી છે કે જુમા મસ્જીદ આખી દુનિયામાં સૌથી મોટામાં મોટી છે, પરંતુ તેમ કાંઇ નથી. જુમા મસ્જીદના ત્રણ દરવાજા પણ જોવા લાયક છે. તેની આસપાસનો દેખાવ યેરૂસાલેમના હેરમસ શેરીફની યાદ આપે છે. જેમ ઇજીપ્તમાં કેરોમાં હસન મસ્જીદ પ્રજાકીય ગણાય છે, તેમ હિંદુસ્તાનમાં દીલ્હી ખાતે જુમા મસ્જીદ પણ પ્રજાકીય ગણાય છે. તે મસ્જીદમાં પેસવાના મુખ્ય માર્ગ પાસેના પત્થર ઉપર લખેલા લેખો જુમા મસ્જીદનો સહજ ઇતિહાસ આપણી પાસે રજુ કરે છે. વળી આ મસ્જીદમાં માનનીય મેહોમેદન મહાત્માઓની નિશાનીઓ પણ રાખવામાં આવેલી છે, જેમાં પત્થર ઉપર કોતરેલા પેગમ્બરનાં પગલાં, પેગમ્બરની સ્લીપરો અને તેમની દાઢીના લાલ વાળ વગેરે જોવામાં આવે છે. વળી ઇ. સ. ના સાતમા સૈકામાં લખાયેલા કોરાનની હસ્તલિખિત પ્રત પણ ત્યાં આગળ રાખવામાં આવી છે.

**અલ્તમશની કબર.** ગુલામ વંશના બાદશાહ અલ્તમશની કબરની કારીગરીની ધંધાદારી શીલ્પકારો પણ પ્રશંસા કરે છે. પુરાણી દિલ્હીમાં મોટી મસ્જીદની પાછળ જ આ કબર આવેલી છે. જો કે તે ન્હાની છે તોપણ હિન્દુ કારીગીરીની ઉત્તમત્તાને માટે તે વખાણવા લાયક છે. હાલમાં

તેની ઉપર છાપરૂં ન હોવાને લીધે તેને કેટલુંક નુકસાન થયું છે. તેના માટે એક વાત ખાસ જાણવા જેવી છે કે તે ઈ. સ. ૧૨૩૭ માં બંધાએલી છે અને હિંદુસ્તાન આતે સૌથી પહેલ વહેલી તે કબર બાંધવામાં આવી છે.

**અલાઉદ્દિનની કબર**

મહોમેદનોએ દિલ્હીપર વિજય મેળવ્યો ત્યાર બાદ એક સૈકા પછી આ કબર બાંધવામાં આવી છે તેના ઉપરના શીલા લેખપરથી જણાય છે કે તે ઈ. સ. ૧૩૧૦ માં અલાઉદ્દીને બંધાવેલી હતી. આ કબર બહારથી ઓરસ ચોરસ ૫૩ અને અંદરથી ૩૪ ફુટ છે. આ કબર જેવી સુંદર બાંધણીવાળું મકાન તે વખતથી મોગલ સમય સુધીમાં બીજું એકે પણ બંધાયું હોય એવું જાણવામાં આવ્યું નથી. જો કે બહારથી આ કબરને કેટલુંક નુકસાન પહોંચ્યું છે ખરૂં તોપણ તેના વર્ગનાં બીજાં મકાનો જેવી જ તેની સ્થિતિ જળવાઇ રહી છે.

**બળવાનાં સ્મારક ચિન્હો.**

હિંદુસ્તાનના ઇતિહાસમાં સને ૧૮૫૭ નો બળવો એ એક જાણીતો બનાવ છે. તે વખતે ઇસ્ટ ઇંડીયા કંપની કારભાર કરતી હતી, અને લોર્ડ ડેલહૌસી વાઇસિરોયના પદ ઉપર હતો. બળવો શમી ગયા બાદ હિંદનો કારભાર ના. મહારાણી વિકટોરીઆના હાથમાં આવ્યો હતો. જો કે આ બળવાને દિલ્હી સાથે ઝાઝો સંબંધ નહોતો પરંતુ એક છેવટના ઘેરાના બનાવ ઉપરથી તેને અગત્ય અપાય છે.

**સ્મારક સ્થંભ.**

ઘેરાના સ્મારક ચિન્હ તરીકે એક સ્મારક સ્થંભ ઉભો કરેલો છે. આ કામ બહુ ઉંચા પ્રકારનું નથી. જો તેને વીશ કે ત્રીશ ફીટ વધુ ઉંચો કરવામાં આવ્યો હોત તો તે જોનારને કાંઇક ઠીક લાગત. આ

સ્થંભ 'રીજ' ની ઉપરના ભાગમાં આવેલો છે, અને તેના તરફ દૃષ્ટિ કરતાં તે આપણને ૧૮૫૭ ના બળવાની, ભયંકર સ્થિતિનો અસરકારક ખ્યાલ આપે છે.

**નિકલસનનું બાવલું.**

બળવામાં બહાદૂરી બતાવનાર જાણીતા નિકલસનનું એક બાવલું કાશ્મિર દરવાજાની બહાર 'નિકલસન બાગ' માં ઉભું કરવામાં આવ્યું છે. તા. ૧૪ મી સપ્ટેમ્બરે પોતાના સિપાઈઓની નાની ટુકડી સાથે, જે જગ્યાએ ઉભો રહીને નિકલસન કાશ્મિર દરવાજો ઉડાવી દેવાનો વિચાર કરતો હતો તેજ જગોએ આ બાવલું ઉભું કરેલું છે. તે જગો કાબુલ દરવાજાની નજીકમાં આવેલી છે.

**જુના દારૂખાનાનો દરવાજો.**

સરકારી તાર ઓફીસની નજીકમાં જુના દારૂખાનાનો દરવાજો હજુ પણ મૂળ સ્થિતિમાં જાળવી રાખેલો જોવામાં આવે છે. અને તેના ઉપર એક લેખ કોતરેલો છે જેમાં ઘેરાના બહાદુરી ભરેલા કામનું વર્ણન આપેલું છે. વળી તારખાતાના અમલદારોના સંબંધમાં પણ એક નવો લેખ કોતરેલો જોવામાં આવે છે. તે લેખમાં છેવટે એમ જણાવેલું છે કે "વીજળીના તારથી હિંદુસ્તાન બચવા પામ્યું છે" આ શબ્દો સર રોબર્ટ મોન્ટોગોમરીના છે. આ તારના સંબંધમાં એવી હકીકત છે કે જ્યારે બળવાખોરોએ દિલ્હીના કિલ્લાને ઘેરો ઘાલ્યો ત્યારે દિલ્હીથી એક તારનો સંદેશો અંબાલા મોકલવામાં આવ્યો હતો. તેની મતલબ નીચે પ્રમાણે હતી. "તા. ૧૧ મી મે સન ૧૮૫૭, અંબાલાથી બધાં સ્ટેશનોએ; દિલ્હીથી નીચેની હકીકત હમણાં જ મળી; અમારે ઓફીસ છોડવી જ પડશે. મીરતના સીપાઈઓ તમામ બંગલા બાળી નાંખે છે. અમે નીકળી ગયા છીએ. મી. સી. ટૉડ ગૂજરી ગયા છે એમ ધારીએ છીએ કે તે આજે સવારે બહાર ગયા હતા અને ત્યાંથી હજુ સુધી પાછા

આવ્યા જ નથી. અમારા સાંભળવા પ્રમાણે નવ યુરોપિયનોને મારી નાંખવામાં આવ્યા છે. છેલ્લી સલામ." અંબાલાની ઓફીસના સીગ્નેલરે, આ સંદેશો સિરહિંદ જીલ્લાના લશ્કરના ઉપરી મેજર જનરલ સર એચ. બર્નાડને મોકલ્યો અને તેણે એક નકલ પંજાબના તે વખતના ચિફ કમીનશર સર જોન લોરેન્સને મોકલી તથા એક નકલ કમાન્ડર-ઈન-ચીફ જનરલ એન્શન જે સીમલે હતો તેને મોકલી. સર જોન લોરેન્સ જે આ વખતે રાવળપિંડિમાં હતો તેને જે નકલ મોકલવામાં આવેલી તેજ હાલ સરકારી દફતરમાંથી મળી આવેલી છે. આ તારની યોજનાના પ્રતાપે જ દિલ્હીની પરિસ્થિતિની ખબર બહાર મોકલી શકાઇ હતી અને તેથીજ બચાવની સગવડ થઇ શકી હતી.

**સેઈન્ટ જેઈમ્સની યાદગીરી.**

"સેઇન્ટ જેઇમ્સ મેમોરીઅલ ચર્ચ" નામનું એક ખ્રિસ્તિ દેવળ કાશ્મિર દરવાજાની નજદીકમાં આવેલું છે. બળવામાં જે જે કામ આવી ગયા તેમનાં નામ તથા તેમના સંબંધની બળવાને લગતી હકીકતો તથા તેમના સ્મરણ સ્થંભો આ દેવળમાં નજરે પડે છે. આ દેવળ જાણીતા કર્નલ સ્કીનર સી. બી. એ બંધાવ્યું હતું. તે રોમન કેથોલિક મતનો પક્ષપાતી તથા ધર્મપરાયણ વૃત્તિવાળો હતો અને તેણે મુસલમાનો માટે એક મસ્જીદ અને હિંદુઓ માટે એક દહેરૂં પણ બંધાવી આપ્યું હતું. તે સિવાય કાશ્મિર દરવાજે તથા તેની અને મોરિ દરવાજાની વચ્ચે આવેલી દિવાલ પણ ઘેરાની યાદ આપનારાં અગત્યનાં ચિન્હો છે.

**દિવાને આમ અને દિવાને ખાસ,**

કિલ્લામાં અકબરશાહના વખતમાં બનાવવામાં આવેલા દીવાને આમ તથા દિવાને ખાસ જોવા લાયક છે. દિવાને આમ જાહેર પ્રજા માટે હતો જ્યારે દિવાને ખાસમાં બાદશાહી મંત્રીમંડળ મળતું. મુસાફરો જેને દુનિયાની આઠમી અજાયબીની

ચીજ તરીકે ઓળખતા હતા એવું આપણું પ્રખ્યાત મયૂરાસન પણ
દિવાને આમમાં જ રાખવામાં આવતું હતું. મયૂરાસનની કિંમત લગભગ
ત્રણ કરોડની અંકાઇ હતી. આ મયૂરાસન જ્યારે નાદિરશાહ દિલ્હી
ઉપર ચઢી આવ્યો ત્યારે તે ઇરાન લઇ ગયો હતો અને હાલ પણ
તે ઇરાનના શહેર તેહરાનમાં જ છે. દિવાને ખાસની સુંદરતા અને
ભવ્યતા જોનારને છક કરી નાંખે તેવી છે. તે આખો હોલ શ્વેત આ-
રસપહાણનો બંધાવેલો છે. આ હોલ ઇતિહાસમાં પણ જાણીતો છે.
તે હોલમાં સત્તાવનના બળવાના સમયમાં, બળવાખોરોએ બહાદુરશાહને
હિંદનો બાદશાહ જાહેર કર્યો હતો, અને તે જ હોલમાં થોડા માસ
પછી બહાદુરશાહની તપાસ થઇ અને તેને દેશનિકાલ કરવામાં આવ્યો
હતો. આપણા મર્હુમ શહેનશાહ અને તે વખતના પ્રિન્સ ઓફ
વેલ્સના માનમાં સને ૧૮૭૫ માં એક નાચ પણ દિવાને ખાસમાં જ
કરવામાં આવ્યો હતો. ૧૯૦૩ ના રાજ્યાભિષેકના દરબાર વખતે પણ
આ હોલને સારી રીતે શણગારવામાં આવ્યો હતો.

**મોતી મસ્જીદ.** બીજું સ્થળ મોતી મસ્જીદ જોવા જેવું છે. આગ્રાની મોતી મસ્જીદથી આ કારીગરીમાં કાંઇક ઉતરતી છે. પરંતુ તે આકર્ષક છે. આ સિવાય કાળી મસીદ, સરકારી હાઇસ્કુલ, ચંદની ચોકમાં આવેલો ટાઉન હોલ, હુમાયુનની કબર વગેરે ઘણાં જોવાજોગ સ્થળો છે.

**સામાન્ય હકીકત.** અમે ધારીએ છીએ કે અર્વાચીન દીલ્હીની સામાન્ય પરિસ્થિતિને લગતી કેટલીક જાણવા જોગ હકીકત પણ અત્રે આપેલી ઉપયોગી થઇ પડશે. દિલ્હી, પંજાબ ઇલાકાના દિલ્હી જીલ્લાનું મુખ્ય શહેર છે. તે યમુના નદીના કીનારે છે. તે કલકત્તાથી ૯૫૬ માઇલ અને મુંબઇથી ૯૮૨ માઇલ દૂર થાય છે. તેની વસ્તી સને ૧૮૮૧ માં

૧,૭૩,૩૯૩, સને ૧૮૯૧ માં ૧,૯૨,૫૭૯ અને સને ૧૯૦૧ માં ૨,૦૮,૫૭૫ ની હતી. ત્યાં મિલ ઉદ્યોગની પ્રગતિને લીધે વસ્તી દિન પ્રતિદિન વધતી જાય છે. સન ૧૯૦૧ માં ૧,૧૪,૪૧૭ હિંદુઓ, ૮૮,૪૬૦ મુસલમાનો, ૩,૨૬૬ જૈન, ૨,૧૬૪ ખ્રિસ્તિઓ તથા ૨૨૯ શિખ લોકો હતા. હાલનું દિલ્હી શહેર લગભગ સવા બે માઇલના વિસ્તારમાં છે. સત્તાવનના બળવામાં જાણીતો થયેલો ઉત્તર તરફનો કિલ્લો લગભગ પોણા માઇલમાં છે અને તે "વોટર બેશન" થી "મોરી બેશન" સુધી આવેલો છે. ઉત્તર તરફના કિલ્લામાં કાશ્મિર દરવાજો હતો જે મરાઠાઓએ બંધાવેલો હતો પરંતુ તેને હાલ ત્યાંથી ખસેડવામાં આવ્યો છે. પશ્ચિમ તરફના કોટમાં કાબુલ, લાહોર, ફરાશખાના, અને અજમેર નામના દરવાજા છે. શેહેરમાંથી નદી તરફ જવાના ખૈરાદી અને રાજઘાટ નામના દરવાજા કાઢી નાંખવામાં આવ્યા છે. કળા અને બાદરરાવ નામના દરવાજા પણ હાલમાં બંધ કરવામાં આવ્યા છે. દિલ્હી શહેરના, ચંદની ચોકથી, નાના મોટા બે ભાગ પડે છે. શહેરમાં ઇર્ગટન અને બિલીમારન વગેરે મોટા રસ્તાઓ પણ છે. શહેરના અગ્નિ ખૂણામાં દર્યાગંજ નામની છાવણી છે જ્યાં દેશી લશ્કરની એક ટૂકડી રહે છે. બીજું લશ્કર કિલ્લામાં રહે છે. લાહોર દરવાજાની બાજુએ સદર બજાર આવેલું છે. તેની આગળ કાદમ શરિફ અને ઈદગાહ આવેલો છે. રીજ તરફ જુનો કેમ્પ આવેલો છે. આ કેમ્પનો સત્તાવનના બળવામાં નાશ કરવામાં આવ્યો હતો. પશ્ચિમે યમુના નદીની નહેર આવેલી છે. આ નહેરની વચ્ચે અને રાજમાર્ગની ઉત્તરે બવારીનું મેદાન છે. દિલ્હી દરવાજાથી અડધા માઇલ ઉપર અને દર્યાગંજ કેમ્પના અગ્નિખૂણામાં ફિરોજાબાદનાં ખંડેર નજરે પડે છે, જ્યાં ફીરોજશાહે મૂકેલો "બૌદ્ધનો લાટ" હજુ પણ છે, ત્યાંથી એક માઇલને છેટે "પૂરાણો કિલ્લો" અથવા "ઈંદ્રપત" છે, અને તેની

દક્ષિણ દિશામાં બે માઇલ આગળ ચાલતાં હુમાયુનની કબર આવે છે. કુતુબમિનારથી પૂર્વમાં પાંચ માઇલ છેટે તઘલખાબાદનો ભવ્ય કિલ્લો તથા તઘલખશાહની કબર આવેલી છે. દિલ્હીમાં મ્યુનિસિપાલીટી સન ૧૮૫૦ માં સ્થપાઇ હતી. સને ૧૯૦૩-૦૪ માં તેની આવક આશરે ૭ લાખની અને ખર્ચ પાંચ લાખનું હતું. સાધારણ લશ્કરમાં, બ્રિટિશ સરકારની પાયદળ સીપાઇઓની એક ટુકડી તથા થોડું તોપખાનું છે અને તે કિલ્લામાં છે. દર્યાગંજમાં દેશી ઘોડેસ્વારની એક ટુકડી રહે છે.

**હુન્નર ઉદ્યોગ.** શહેરમાં ઉદ્યોગો ઘણી જાતના છે. રૂપા ઉપરની કારીગરી, કસબ ટીકીનું કામ, તાંબા પીતળનાં વાસણો, હાથીદાંત ઉપરની કોતરણી, વણાટ કામ, સોના રૂપાનું ભરતકામ, નાની છબીઓનું ચિત્રકામ વગેરે હુન્નર ઉદ્યોગ ઠીક છે. પરંતુ પ્રથમ મોગલ બાદશાહોના વખતમાં જે ઉંચા પ્રકારની કારીગરી હતી તે હાલમાં જણાતી નથી. તે સિવાય દિલ્હીમાં કાપડની તેમજ બીજી કેટલીક મીલો છે અને તેનો ઉદ્યોગ ઠીક ચાલે છે. ઇ. સ. ૧૯૦૪ માં કુલ્લે ૨૨ કારખાનાં હતાં અને તેમાં ૩૪૫૦ માણસો કામ કરતાં હતાં. ત્યાંથી મુખ્યત્વે કરીને કાપડ, રેશમ, અનાજ, ચામડાં, રસાયણીક પદાર્થો, તંબાકુ, ખાંડ, તેલ, જરીકામ તથા સોના રૂપાની કારીગરીનું કામ પરદેશ ખાતે જાય છે. ત્યાંનો વેપાર સિંધ, કાબુલ, અલવાર, જેપુર તથા પંજાબનાં શહેરો સાથે ઠીક ચાલે છે.

**કેળવણી.** શહેરમાં એક મ્યુનિસિપલ હાઇસ્કુલ છે. તે સિવાય એંગ્લો-અરેબીક, એંગ્લો-સંસ્કૃત, તથા શાહજાદા હાઇસ્કુલ વગેરે નિશાળો પણ છે. આ સિવાય સ્ટેશનથી એક માઇલને છેટે એલ. ચુન્નામલે

બંધાવેલી ધર્મશાળા અને બીજી પણ કેટલીક ધર્મશાળાઓ છે. જુની દિલ્લી તરફ મારોલી આગળ ચોમાસામાં મોટા મેળો ભરાય છે.

**ઇંદ્રપ્રસ્થ.**

દિલ્હી શહેરનાં કેટલાંક ખંડેરોને લગતી હકીકત અહીં આપવાનું યોગ્ય ધારીએ છીએ. પ્રાચીન દિલ્હીથી દક્ષિણ દિશામાં બે માઇલના અંતરે ઇંદ્રપ્રસ્થનું ખંડેર આવેલું છે. તેને હાલમાં પુરાણો કિલ્લો અગર 'ઇંદ્રપત' કહે છે. તેનો અર્થ "ઇંદ્રનું શહેર" એમ થાય છે. તે શહેર જુના ખાંડવવનમાં બાંધવામાં આવ્યું હતું તેથી તેને ખાંડવપ્રસ્થ પણ કહેતા. પાંડવોના વખતમાં તે શહેરની શોભા, ઇંદ્રના શહેર અમરાવતીની બરાબર હતી એમ કહેવાય છે. તેની પાસેના પાણીપત, બાઘપત, સોનપત, અને તિલપતના શહેરોને પણ હાલમાં ઇંદ્રપ્રસ્થ જ ગણવામાં આવે છે. અફગાનશાહ શેરશાહે તેનું નામ ફેરવીને શેરગઢ પાડવાને યત્ન કર્યો હતો પણ આખરે તેમ થઇ શક્યું નહીં. જો કે તે ખંડેરોના હાલમાં જે ભાગ દેખાય છે તે બધો શેરશાહ અને હુમાયુન્‌ના વખતનો છે તોપણ તે ખંડેરો પાંડવોના વખતનાં જૂનાં છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે. યમુના નદીના પુલના રસ્તા ઉપર હજુ પણ પાંડવોએ દશ અશ્વમેધ યજ્ઞ કર્યા હતા તેની નિશાનીઓ નજરે પડે છે અને આ જગોએ મેળો પણ ભરાય છે. આ ખંડેરની પાસે નિધમ્બોધાટ આવેલો છે કે જ્યાં આગળ ભગવાન શંકરે વેદોનું જ્ઞાન ફરી પ્રાપ્ત કર્યું હતું.

**ફીરોઝાબાદ.**

શહેરની દક્ષિણે આશરે યમુના નદીના કાંઠે ફીરોઝાબાદનું ખંડેર છે. સુલતાના રઝીઆબેગમની કબરની આસપાસના પ્રદેશમાં જ આ આવેલું છે. એમ કહેવાય છે કે અહીંઆ જે મોટી કબર નજરે પડે છે તે સુલતાના રઝીઆબેગમની છે. ફીરોઝાબાદનો કિલ્લો ઈ. સન

૧૩૫૦–૭૦ ના અરસામાં બાંધવામાં આવ્યો હશે. આ કિલ્લો બુદ્ધના લાટથી દક્ષિણ તરફ આવેલો છે. આ ખંડેરમાંનો કેટલોક સામાન શાહજહાંનાબાદનાં મકાનોમાં વાપરામાં આવ્યો હતો. આ ખંડેરની પાસે પણ કેટલીક જાણવા જેવી જગ્યાઓ છે. લાલ દરવાજાની દક્ષિણે ફરિદખાનની ધર્મશાળા છે. આ ધર્મશાળા, પંજાબના અગાઉના એક મુસલમાન સુબા ફરિદશાહે બનાવરાવી હતી, અને હાલમાં તેને જેલ તરીકે વાપરવામાં આવે છે. જુમા મસ્જીદ પણ આ ખંડેરની નજદીકમાં છે. હાલમાં તે મસ્જીદના દેખાવ ઉપરથી જણાય છે કે પ્રથમ જ્યારે તે બાંધી હશે ત્યારે તે ઘણી જ સુંદર અને ભવ્ય હોવી જોઇએ. આ મસ્જીદમાં અગર તેની જોડેના મકાનમાં આલમગીર બીજાને એક ફકીરે સન ૧૭૬૧ માં મારી નાંખ્યો હતો. શેરશાહવાળા દિલ્હી શહેરના દરવાજાને લાલ દરવાજો કહે છે અને તે પુરાણા કિલ્લાથી નૈઋત્ય દિશામાં છે. આ પછી લાટ નામનો અશોકના વખતનો એક સ્થંભ છે. આ સ્થંભ ફિરોજશાહે દિલ્હીમાં પોતાના મહેલમાં ચણાવ્યો હતો. આની ઉંચાઇ ૩૭ ફીટ છે. તેની નીચેનો ઘેરાવો નવ ફીટ અને ચાર ઇંચ છે. તેના ઉપર અશોકના વખતના ચાર લેખો કોતરેલા છે. એવું કહેવાય છે કે તે ઇ. સન પૂર્વે ત્રણસો વરસના અરસાના છે. સિવાય આ સ્થંભના મૂળ આગળ પણ એક હિંદી લેખ કોતરેલો હતો જે ઘણા બ્રાહ્મણો તથા બીજા પણ કેટલાક હિંદુએ વાંચી શક્યા નહતા, પરંતુ એક સાધારણ સખ્સે તેનો અર્થ કહી બતાવ્યો હતો. વળી આ સ્થંભ ઉપર ઈ. સન ૧૧૬૪ ના વખતનો, ચૌહાણ રાજા વિસલદેહના રાજ્ય કાળનો પણ એક લેખ છે. આ સ્થંભ ઉપરથી પુરાણા કિલ્લાનો, ફિરોજાબાદના ખંડેરનો, હુમાયુનના રોજાનો તથા શહેરના ઘણા જુના ખંડેરોનો સારો દેખાવ જણાય છે. લાલ દરવાજાની દક્ષિણે મહોબતખાનની કબર છે. આ

સરદાર જહાંગીરના વખતમાં થઇ ગયો હતો અને તેણે નૂરજહાંન્ તથા જહાંગીરને કેદ કર્યાં હતાં તે જાતે શૂરવીર રજપુત હતો.

**પુરાણો કિલ્લો.**

આ કિલ્લો મોગલ બાદશાહ હુમાયુન્ અને અફઘાન સરદાર શેરશાહે બંધાવ્યો હતો. તે ઇન્દ્રપ્રસ્થની બાજુમાં આવ્યો છે તેથી કેટલાક તેને પણ ઇન્દ્રપત કહે છે. તેનો દક્ષિણ બાજુનો દરવાજો તથા તેની કારીગરી જોવાલાયક છે. આ કિલ્લાના ખંડેરની નજીકમાં પણ કેટલાંક સ્થળો છે. તેનો ઇતિહાસ પણ અત્રે આપીએ છીએ. મોગલ શહેનશાહ હુમાયુન્નો રોજો અહીંઆં આવેલો છે, તે સુંદર છે પણ તાજમહેલ જેટલો સુંદર નથી. પરંતુ તે જોનારને એટલું તો જણાઇ આવે છે કે આ રોજો એક મોગલ શહેનશાહનો છે. તેમાં એવી સાદાઇ રાખેલી છે તેથી એવો ખ્યાલ આવે. આ રોજામાં દક્ષિણ દિશાથી અંદર જવાય છે, અને તેની અંદર ફક્ત એક હુમાયુનની જ કબર છે. આ કબરવાળો હોલ ઘણો જ સુંદર અને ભવ્ય છે. આ રોજો તેની બેગમ હાજીબેગમે બંધાવેલો છે અને તે બેગમની કબર રોજાના ઇશાનખૂણા તરફ છે. શહેનશાહ જહાંગીર જ્યારે પોતાના પુત્ર ખુશરૂની પાછળ પડયો હતો ત્યારે તેણે રસ્તામાં આ પોતાના દાદાની કબરની મુલાકાત લીધી હતી તથા ત્યાં હજારો રૂપીઆ ફકીરોને વહેંચ્યા હતા. યમુના નદીના કિનારા તરફ આગળ જતાં સુંદર ઝાડોની ઘટા દેખાય છે ત્યાં બહારની બાજુએ નિલિબુ-રજ આવેલો છે. આમાં ફહીમખાનની કબર છે, અને તે ખાનખાનાન ઉર્ફે અકબરના પ્રધાન બહેરામખાને ઇ. સન ૧૬૨૫ માં બંધાવી હતી એમ કહેવાય છે. આ ફહીમખાને બહેરામખાનના લશ્કરમાં સારી બહાદૂરી બતાવી હતી તેની યાદગીરીમાં બહેરામે આ તેની કબર કરાવી હતી. તેનાથી થોડા આગળ જતાં મોગલોના વખતનો જુનો પૂલ આવે

છે. તે પૂલને બાર કમાનોવાળો પૂલ કહે છે, અને તેની નીચે થઇને એક વહેળો જાય છે ત્યાંથી જોતાં પૂલ ઘણો જ સુંદર દેખાય છે. જુના દિલ્હી શહેરનાં ખંડેરો (એટલે પૃથુરાજનો કિલ્લો જહાંપનાહ, સિરિ અને તઘલખાબાદ) અહીંથી થોડે છેટે છે. આની અને તે જૂનાં શહેરનાં ખંડેરો વચ્ચે યમુના નદીનો એક વહેળો છે. તે વહેળા ઉપર એક પૂલ છે તે વડે ત્યાં જઇ શકાય છે, અને તે ખંડેરોમાં જૂનો કિલ્લો હતો. એમ કહેવાય છે કે તે કિલ્લાને પર દરવાજા હતા. પરંતુ હાલ તો તેનો તદ્દન નાશ થઇ ગયો છે. હુમાયુનના રોજાની નજદીકમાં ઇસાખાનની કબર તથા મસ્જીદ છે. આ ઇસાખાન શહેનશાહનો એક સરદાર હતો. કબર તથા મસ્જીદ દેખાવમાં આકર્ષક છે. પુરાણા કિલ્લાથી આશરે ત્રણેક માઇલ ઉપર અને અજમેર દરવાજાની દક્ષિણે આશરે એક માઇલ છેટે જંતરમંતરનાં ખંડેરો આવેલાં છે. આ મકાનો જેપુરના રાજા તાયસીંગે ઇ. સ. ૧૭૨૪ માં બંધાવ્યાં હતાં. આ રાજા પાસેના જ માધવગંજ નામના ગામડામાં રહેતો હતો. આ મકાનોમાં તારાઓની ગતિઓને જાણવાને સારૂ એક મકાન બાંધવામાં આવ્યું હતું અને તેને જંતરમંતરનું નામ આપેલું છે. જાટ લોકોએ તે મકાન ચલાયા પછી અડધી સદીમાં તેનો લગભગ નાશ કરી નાંખેલો છે. ફક્ત હવે તો તે ખંડેરોમાં એક વિષુવવૃત્ત સંબંધનું યંત્ર તથા તેની આસપાસ બે નાનાં મકાનો છે. આ મકાનોમાં તારાઓની સારી માઠી અસર થયાનું શોધી કાઢવાનું કામ થતું હતું. આ મકાનની આશરે પાંચસો વાર છેટે ઉગર બાવલી નામનો હવાડો છે. આગળ ચાલતાં ખૈરપુર ગામમાં ખૈરપુરનાં ચાર ખંડેરો છે. રસ્તાની પાસે જ સૈયદવંશના ત્રીજા મહમદશાહની કબર છે. આ મહમદશાહ ઇ. સન ૧૪૪૫ માં થઇ ગયો છે. આ કબરના હાલના દેખાવ ઉપરથી કહી શકાય છે કે આગળ તે ઘણી જ સુંદર

કારીગરીવાળી હોવી જોઇએ. આ સિવાય બે ત્રણ કબરો સારી અને જોવા લાયક છે. પરંતુ તે ઉપર નામ નથી. ગામથી ઉત્તર તરફ આશરે ચારસો વાર કરતાં વધુ દૂર જતાં લોદી વંશના સિકંદરશાહની કબર છે. આ સિકંદર લોદી ઇ. સ. ૧૫૧૭ માં ગુજરી ગયો હતો અને તેના પછી નવ વરસે હિંદુસ્તાનમાં શહેનશાહ બાબરે મોગલવંશ સ્થાપ્યો હતો. આ કબરની આસપાસ કિલ્લો છે. કબર ઉપર ઉંચી જાતની કારીગરી છે જે જોનારને એકદમ છક કરી નાંખે તેવી છે. તે કબરની પાસેના જે થાંભલાને ફાનસ વળગાડવામાં આવે છે તે થાંભલો જૈનોના કોઇ મંદિરમાંથી ઉપાડી લાવવામાં આવેલો છે. મુબારીકપુરથી દક્ષિણમાં એક માઇલ ઉપર એક સુંદર મસ્જીદ છે. તે ઇ. સ. ૧૪૮૮ માં બંધાવેલી છે. મુબારીકપુર ગામમાં મુબારીકશાહની કબર છે. આ કબર જુનામાં જુની હોવાનું કહેવાય છે. સફદરજંગની કબરની દક્ષિણે બે માઇલ ઉપર મહમદપુર આવેલું છે. અહીંઆ એક સુંદર દરગાહ છે. આ જગા અને સફદરજંગની કબર વચ્ચેની જમીન ઉપર, મહમદશાહ અને તૈમુરની લડાઇ થઇ હતી. નિઝામુદીન નામના ગામમાં નિઝામુદીન ઓલીઆની દર્ગાહ છે. મુસલમાનો આ દર્ગાહને, બીજી અજમેર વગેરેની દર્ગાહની પેઠે ઘણી જ પવિત્ર માને છે. આ ઓલીયાના સંબંધમાં એવું લોકકથન છે કે તઘલખશાહે આ ઓલીઆના મજુરોને તઘલખાબાદ તથા તેનો કિલ્લો જલદી પુરો કરવાને તાકીદ આપી, આથી તે મુસલમાન ફકિરે એક તેલના દિવાના સાધનથી જે ચણતર કામ હતું તેનો નાશ કર્યો; જેથી બાદશાહે ગુસ્સે થઇને તેને તેલ મળી ન શકે તેવો બંદોબસ્ત કર્યો. ફકીરે તળાવના પાણીમાંથી અગ્નિ ઉપજાવીને બાદશાહના મજુરોની મહેનત નકામી કરી. આથી બાદશાહે ગુસ્સે થઇને તલાવનું પાણી ખરાબ કરાવી નાંખ્યું અને તેથી ફકીરે પણ શહેરને શાપ આપ્યો. તઘલખશાહને

તેના દીકરાએ દગાથી મારી નાંખ્યો. એક શેખની મદદથી જ આ મૃત્યુ થયું હતું. જ્યારે તઘલખશાહનો પુત્ર ગાદીએ બેસવાને દિલ્હી આવતો હતો ત્યારે આ શેખે તેને કહ્યું હતું કે દિલ્હી હજુ દૂર છે તે ઉપરથી એવી જ કહેવત આપણામાં ચાલે છે. આ સિવાય બાવલી નામનું તલાવ છે તેમાં આસપાસ રહેતાં છોકરાઓ ડુબકીઓ ખાય છે. આ તલાવને હૃદયને આનંદ આપનારો ઝરો કહે છે. એક ખૂણામાં જમણી તરફ એક હોલ છે તે ઔરંગઝેબ બાદશાહે બંધાવેલો કહેવાય છે. જમાનખાનાની મસીદ પણ જોનારને પોતા તરફ ખેંચે છે. તેને ખઝરી મસીદ પણ કહે છે. આથી પણ આગળ મોગલ શહેનશાહ શાહજહાનની દીકરી જહાનઆરાબેગમની મસીદ છે. આ મસીદથી ઉત્તર તરફ એક પત્થરમાં શાહજાદીનો પોતાના હાથનો એક લેખ છે. તેમાં લખેલું છે કે " મારી કબર ઉપર લીલું ઘાસ ઉગવા દો; મારી કબરને તેનું ઢાંકણ ઠીક છે." આની પાસેના કિલ્લામાં, મહમદશાહની કબર છે. આજ મહમદશાહના વખતમાં નાદિરશાહે હિંદુસ્તાન આવીને લૂંટ કરી હતી. ત્રીજામાં મોગલ શહેનશાહ જહાંગીરની કબર છે. ચબુતરાના કમ્પાઉન્ડની સામે ચોસઠ થાંભલાવાળો હોલ છે. આ હોલમાં બહેરામખાનના કુટુંબના માણસોની કબરો છે. આ હોલમાં ઘણી જ સારી કારીગરી કરેલી છે. નિઝામઉદીનની દરગાહની પશ્ચિમ દિશામાં સફદરજંગની મસ્જીદ છે. આ મસ્જીદનો પ્લેન તાજમહેલના પ્લેન ઉપરથી કરેલો છે, અને તે ઈ. સન ૧૭૫૩ માં બંધાવેલી છે. સફદરજંગ અયોધ્યાના પહેલા નવાબ વજીરનો ભત્રીજો થતો હતો. મસ્જીદનો અંદરનો ભાગ ઘણો જ સુંદર છે. મસ્જીદથી દક્ષિણે અડધા માઈલ ઉપર સિરિના કીલ્લાનું ખંડેર છે. આ કિલ્લાને સાત દરવાજા હતા અને તે અલાઉદીનખાને બંધાવ્યો હતો. તેને શારદાપીઠ પણ કહેતા હતા. આ ખંડેરથી આશરે બસો-

વાર ઉપર કુવો છે જ્યાં સિંકદર લોદીનો એક લેખ છે. આગળ જતાં શેર મંડળ નામનું મકાન આવે છે. આ મકાનની સીઢી ઉપરથી મોગલ શહેનશાહ હુમાયુન્ ખસી પડયો હતો અને મરણને શરણ થયો હતો. આ સિવાય શેરશાહની મસ્જીદ પણ જોવા જેવી છે. આ મસ્જીદ ઘણી ઉંચી પ્રકારની કારીગરીવાળી અને જોવાલાયક છે અને તેને હાલમાં સુધારવામાં આવી છે. આ મસ્જીદમાં રાતા પત્થરો વાપરેલા છે.

**જહાંપનાહ.**

શાહપુર ગામ અને પૃથુરાજના કિલ્લાની મધ્યમાં જહાંપનાહ આવેલું છે. એમ કહેવાય છે કે જુના વખતમાં તેને ફરતો કોટ હતો અને તૈમુરના વખતમાં તેને ફરતો કોટ હતો અને તૈમુરના વખતમાં તે કોટમાં તેર દરવાજા હતા. આ ખંડેરને લગતાં પણ કેટલાંક જોવા લાયક સ્થળો છે. બડ મંડળ નામનું એક ઉંચું સ્થળ છે તે ઉપર ઉભા રહેવાથી આસપાસનો ઘણોખરો દેખાવ જોઇ શકાય છે, અને એમ પણ કહેવાય છે કે મહમદ તઘલખના હજાર થાંભલાના મહેલમાંનો તે એક ભાગ હતો. આજ ખંડેરમાં બેગમપુર નામથી ઓળખાતી એક મસીદ છે. તે જહાનખાને ઇ. સ. ૧૩૮૭ માં બંધાવી હતી અને દિલ્હીની મોટી મસીદોમાં તે બીજે નંબરે છે. રસ્તાની પશ્ચિમ દિશાએ, જહાંપનાહથી બે માઇલ છેટે હૌઝે ખાસ નામનું તળાવ છે. તૈમુરે દિલ્હીની લઢાઇ લઢયા પછી અહીં વિશ્રાન્તિ લીધી હતી, અને તેના સરદારોએ તેને અહીં મુબારકબાદી આપી હતી. આ તળાવની પાળો ઉપર સુંદર મકાનો આવેલાં છે. ત્રણ આરસપહાણની કબરોમાં એક તઘલખ બાદશાહની, એક તેના પુત્રની, અને એક તેના પૌત્રની છે. તે કબરને સિકંદરશાહ લોદીએ સમરાવી હતી અને ત્યાર પછી કેટલાક વરસ ઉપર પંજાબ સરકારે તેની મરામત

કરાવી હતી. જહાંપનાહના ખંડેરની પાસે જ કરારી છે. તેની દક્ષિણે એક સુંદર ઇદ્‌ગાહ છે. આ ઇદ્‌ગાહની આસપાસ બુરજો આવેલા છે. દિલ્હીની લઢાઈ પછી તૈમુરે અહીં મુકામ કર્યો હતો.

પૃથુરાજ ચૌહાણનું નામ હિંદુસ્તાનના ઇતિહાસમાં જાણીતું છે.

**પૃથુરાજનો કિલ્લો.** ઈ. સ. ના બારમા સૈકામાં આ કિલ્લો બંધાયો હતો. પ્રથમ અહીં તુંવાર વંશનો અનંગપાળ રાજ્ય કરતો હતો. ત્યારપછી ચૌહાણ વંશનો પૃથુરાજ ગાદીએ આવ્યો. તેણે અહીં શહેર વસાવી તેની આસપાસ કિલ્લો કરાવ્યો અને તેને પોતાનું નામ આપ્યું. વળી તેણે ઈ. સ. ૧૧૮૦ માં લાલકોટ પણ બંધાવ્યો હતો. આથી મુસલમાનો વારંવાર ચઢી આવતા તેમના સામે બચાવ કરવાને ઠીક પડતું. આની આસપાસ બીજાં પણ ઘણાં હિંદુ ખંડેરો છે. તેમાંના અનંગતળ, અનંગપુરકુંડ, અને સૂરજકુંડ અનંગપાળે બંધાવ્યા હશે એમ જણાય છે. કુતુબમિનારાની પાસે એક લોખંડી સ્થંભ છે તે ઇ. સ. ના છઠ્ઠા સૈકાનો અગર તેના પણ પહેલાંના વખતનો બાંધેલો હોય એવું કહેવાય છે.

આ કિલ્લો ચાર ખૂણાવાળો છે. તેને નવ દરવાજા છે. કિલ્લો ઘણો મજબુત છે. તેના ઉત્તર તરફના બે દરવાજાની વચ્ચે મહેતાબરાયનો બાગ આવેલો છે. તે બાગ ઘણો જ જોવાલાયક છે. કિલ્લાની અંદરનાં મકાનો, દિલ્હીનાં બીજાં મકાનો અને ખંડેરો કરતાં, ઘણાં અગત્યનાં અને કારીગરીવાળાં છે. તેમાં કુતુબમિનારો, કુતુબમસીદ, અલ્તમસની કબર, અલ્લાઉદ્દીનનો રોજો, લોખંડી સ્થંભ, અલાઇમિનારો વગેરે ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. લોખંડી સ્થંભ ઇ. સ. ના છઠ્ઠા સૈકાનો અગર તે પહેલાંનો પણ હશે; પરંતુ બીજાં મકાનો તો બારમા સૈકા પછી એટલે કુતુબુદ્દીન ગાદીએ આવ્યા પછીની તવારીખનાં છે.

કુતુબમિનારો બંધાવવાનું કામ કુતબુદીને શરૂ કરાવ્યું હતું તે શમ્શુદીન અલ્તમશે પૂરૂં કરાવ્યું હતું. અલ્લાઉદીન ખિલજી જેને આપણે ખૂનીના નામથી ઓળખીએ છીએ તેણે કુતુબમિનારાની નીચે અલીદરવાજો બંધાવેલો છે. પૃથુરાજના કિલ્લાની ઉત્તરે કેટલાંક જૂનાં ખંડેરો છે તેમાં શેખ નિઝામુદીન ઓલીયાની માતાની કબર આવેલી છે. કુતુબમિનારની પશ્ચિમે અધમખાનની કબર છે અને તે લાલકોટની દિવાલ ઉપર આવેલી હોવાથી આસપાસના લોકોમાં જાણીતી છે. પાસે તેની માની કબર હતી તે અદૃશ્ય થઈ ગઈ છે એવી દંતકથા છે. અધમખાન અને તેની માનો ઇતિહાસ એવો છે કે ગુજરાતના રાજાઓ પાસેથી અધમખાને મંડુને પકડી આણ્યો હતો. આ મંડુનો કિલ્લો નર્બદા નદીના કાંઠાના પ્રદેશમાં આવેલો છે. તેની પત્નિને પોતાના કબજામાં લીધી. તે સ્ત્રીને, તેણે પોતાના તાબે કરવાને ઘણી સમજાવી જેથી તેણીએ આપઘાત કર્યો હતો. જ્યારે શહેનશાહ અકબરે આ વાત જાણી ત્યારે તેણે અધમખાનને બોલાવી મંગાવી તેને ઘણો જ ધિક્કાર્યો હતો અને તેણે બીજી બે સ્ત્રીઓ પકડી આણી હતી તે પણ મોકલી આપવાને હુકમ કર્યો. તે બંને સ્ત્રીઓ ફરીઆદ કરવાને અકબરના મહેલમાં આવી હતી પરંતુ અધમખાનની માએ તેમને ઝેર દેવડાવી મારી નાંખ્યાથી અકબરના કાને તેમની ફરિયાદ પહોંચી ન હતી. અધમખાનની કબરથી અગ્નિખૂણામાં ગંડક બાવલી નામનું તળાવ છે. આ તળાવની પૂર્વ દિશાએ જતાં એક રોજાંકી-બેઇન નામનું સુંદર તળાવ છે. તે ઇ. સ. ૧૫૧૬ ના અરસામાં બાંધેલું કહેવાય છે. કુતુબમિનારા આગળનો અલાઇ દરવાજો પણ ઘણો જ જોવા લાયક છે. તેમની અંદરનું કોતરણી કામ ઘણું જ ઉંચા પ્રકારનું છે. આ દરવાજો પૂરો થયા પછી પાંચે વરસે અલાઉદ્દીન ગુજરી ગયો હતો. કુતુબમિનારાથી અગ્નિખૂણામાં અલાઉદ્દીન ખુનીની કબર છે. તેને મહમદ તઘલખના

ભત્રિજા ફિરોજ તઘલખે રીપેર કરાવી હતી. આ કબર પાસે એક મસીદ છે તે પણ ખંડેર જેવી હાલતમાં છે. આગળ જતાં અલ્તમશની કબર આવે છે. આને લગતી કેટલીક હકીકત આગળ આપવામાં આવી છે. આ અલ્તમશ ગુલામ વંશનો રાજા હતો અને તેનું નામ શમશુદીન અલ્તમશ હતું. સુલ્તાના રઝીઆ બેગમનો તે બાપ થતો હતો. કુતુબ મિનારાથી દક્ષિણે ગ્યાસુદ્દિન બલ્બનની કબર છે. આ ગ્યાસુદ્દિન ઇ. સ. ૧૨૮૭ માં ગુજરી ગયો હતો. તેની પાસે તેના દીકરા શેરખાનની કબર છે જે તેના અગાઉ મરણ પામ્યો હતો. પૃથુરાજના કિલ્લાના અલાઇ દરવાજાની પૂર્વ તરફ ઇમામઝમીનની કબર છે. આ કબર ઇ. સ. ૧૫૩૯ માં બનેલી છે અને તેમાં આરસપાહાણ પણ વાપરવામાં આવ્યો છે. કુતુબમિનારા પાસે જે લોખંડી સ્થંભ છે તે લગભગ છઠ્ઠા સૈકા જેટલો જૂનો છે. આ સ્થંભ ઉપર છ લીંટીઓ ચોખા અક્ષરથી લખેલી છે. તેમાંથી એમ સમજાય છે કે આ સ્થંભ ચંદ્ર રાજાએ બનાવરાવ્યો હતો. વળી તે ઉપર તુંવાર વંશના અનંગપાળ બીજાએ ટુંકા લેખો લખાવેલા છે. તેમાં એવું લખેલું છે કે દિલ્હીને ઇ. સ. ૧૦૫૨ માં ફરી વસાવવામાં આવ્યું હતું. લોખંડી સ્થંભની ઉંચાઇ ફી. ૨૩-૮ ઇં. છે. તે વિષે એવી દંતકથા ચાલે છે કે તે સ્થંભની ખીલી શેષનાગના મસ્તક સુધી જઇ ચોટી હતી અને તુંવાર વંશના એક રાજાએ તે બાબતની ખાત્રી કરવા માટે તે સ્થંભ કઢાવી જોયો તો તેના છેડે લોહીના ડાઘ દીઠા જેથી તેની ખાત્રી થઇ હતી. પરંતુ આથી તેને એવો શાપ નડયો કે તેનું રાજ્ય પણ નાશ પામ્યું હતું. કુતુબમિનારાની દક્ષિણે જામલીમસ્જીદ છે. તે ઇ. સ.૧૫૨૮ ના અરસામાં બાંધવામાં આવી હતી અને ના. બ્રિટિશ સરકારે તેને સમરાવેલી છે. કુતુબમિનારો હિંદુસ્તાનના ઇતિહાસ વાંચનારાઓથી ભાગ્યે અજાણ્યો હશે. એટલું નિઃસંશય છે કે તેનો નિચેનો ભાળ ગુલામવંશના પહેલા કુત-

બુદ્દીન ઐબેકે બંધાવવો શરૂ કર્યો હતો. છતાં કુતુબ સાહેબ નામના કોઇ ફકીરે બંધાવ્યાનું કહેવામાં આવે છે તે માનવાને કાંઇ સબળ કારણ નથી. મિનારાના પહેલા માળમાં એક લેખ છે તેમાં દિલ્લીના ગુલામવંશના પહેલા રાજાનું તથા તેના માલીક મહમદઘોરીનું નામ લખેલું છે. બીજા ત્રીજા અને ચોથા માળોમાં અલ્તમશના નામવાળા લેખો છે, અને પાંચમો માળ જે ફીરોજશાહે ઇ. સ. ૧૩૬૮ માં સમરાવ્યો હતો તેમાં તેના સમારકામ બાબત ઉલ્લેખ કરેલો છે. તે મિનારાની અંદર જવાનો દરવાજો હાલના સમયનો છે. તે દરવાજા ઉપર ઈ. સ. ૧૫૦૩ ની સાલનો લેખ છે તેમાં એમ જણાવેલું છે કે સિકંદર લોદીએ આ મિનારાનું સમારકામ કરાવ્યું હતું. તે પછી અંગ્રેજ સરકારે તેને પૂરેપૂરો સમરાવેલો છે. કુતુબમિનારાની કુલ ઉંચાઇ ૨૩૮ ફીટની અને પગથીઆં ૨૭૯ છે. કુતુબશાહની મસ્જીદ લગભગ દોઢસો ફીટમાં આવેલી છે. ઉત્તરાદા અને પૂર્વ તરફના દરવાજા હજુ પણ સારી સ્થિતિમાં છે અને તેના ઉપર આ મસ્જીદના પાયાની બાબતનો લેખ કોતરેલો છે. દક્ષિણ તરફના દરવાજાનો નાશ થઈ ગયો છે મસ્જીદના બધા પથ્થરો હિંદુ અગર જૈન દેવળોમાંથી વાપરેલા છે. પૂર્વ તરફના દરવાજા તરફથી અંદર જતાં મસ્જીદનો દેખાવ ઘણો જ સારો નજરે પડે છે. આ મસ્જીદને હિંદુઓ કોઇ વખત ઠાકુરદ્વાર અને ચોસઠ ખાંભાનું નામ પણ આપતા. ફિરોજશાહ તઘલખે મસ્જીદને સમરાવી હતી. તૈમુરના વખતમાં આ મસ્જીદની અંદર એક વખત કાપાકાપી થઈ હતી. તૈમુરે પણ તેને ઘણી જ વખાણી હતી અને એ જ નમુનાની બીજી મસ્જીદ સમરકંદ બનાવવા માટે તે દિલ્હીમાંથી કારીગરો લઇ ગયો હતો. કુતુબમિનારાની પશ્ચિમે કુતુબ સાહેબની દર્ગાહ આવેલી છે. કુતબુદ્દિન બખ્તિયાર કકી નામનો એક ગુજરાતનો માણસ દિલ્હીમાં ઇ. સ. ૧૨૩૫ ના અરસામાં ગુજરી ગયેલો તેના ઉપરથી આ દુર્ગાહનું નામ પડેલું છે. એમ કહેવાય છે

કે કુતુબ મિનારાનું નામ પણ એ જ માણસના નામ ઉપરથી પડેલું છે. પણ એમ માનવાને સબળ પુરાવો નથી. તે કકી એટલા માટે કહેવાતો કે એક ફકિરની પાસે રહી પોતાનું પોષણ કક જાતની નાની ભાખરી વડે કરતો હતો. વળી અહીંઆ, મહાલ સરાઈ આવેલી છે તેમાં દિલ્હીના પાછળના બાદશાહો ઉનાળાની ઋતુ ગાળવા માટે આવતા હતા. અહીંઆ ઔરંગઝેબ પછીના કેટલાક મોગલ બાદશાહોની કબરો પણ છે. છેલ્લો મોગલ બાદશાહ બહાદુરશાહ કે જે રંગુનમાં અંગ્રેજ સરકારના કેદી તરીકે ગુજરી ગયો તેની કબર માટે રાખવામાં આવેલી જગો હજુ પણ અહીં નજરે આવે છે. આ મસ્જીદના અગ્નિખૂણામાં ખ્વાજા કુતબુદ્દિનની મસ્જીદ છે અને નૈઋત્ય ખૂણામાં ત્રણેક માઇલ ઉપર મહરોલી છે. અહીં મેળો ભરાય છે એ અગાઉ જણાવેલું છે અને તે વખતે અહીંના બજારનો જોવા જેવો દેખાવ થાય છે. બજારના વાયવ્યખૂણામાં અધમખાનના ભાઇની કબર આવેલી છે. ગામની પશ્ચિમ દિશાએ શમશી હોઝ તળાવ આવેલું છે. તેમાં જ્યારે પાણી ભરાય છે ત્યારે ઘણું જ સુંદર દેખાય છે. તે અલ્તમશે બંધાવેલું છે. તેની પૂર્વ દિશાએ જીણુ બાગ છે તેમાં શમશી હોઝનું પાણી જાય છે. મહરોલીની પશ્ચિમે ત્રણેક માઇલ ઉપર મલેકપુર છે. અહીં અલ્તમશના મોટા દીકરા નસીરૂદ્દિનની કબર છે. આ કબરની આસપાસ પત્થરનો કોટ કરેલો છે. તેના દરવાજે એક લેખ કોતરેલો છે તેમાં તેને, મલીક–ઇ–મલુકુશ શરાક એટલે પૂર્વ તરફના દેશોનો રાજા લખેલો છે. હાલનું ઢાકા કે જેને તે વખતે લખનોટી કહેતા તેનો તે સુબેદાર હતો.

**તઘલખાબાદ.**

દિલ્હીથી દક્ષિણ તરફ જતાં આશરે નવેક માઈલ ઉપર તઘલખાબાદનું ખંડેર છે. અહીંઆં તઘલખશાહની કબર તથા તેનો મહેલ આવેલો છે. આ બાદશાહને તેના પુત્ર મહમદ તઘલખે ઇ. સ. ૧૩૨૪

માં મારી નાખ્યો હતો. કબર તથા મહેલ બંને જોવા લાયક છે. તેને લગતો કિલ્લો તથા રોજો એ બંને ઇ. સ. ૧૩૨૧–૨૩ ના અરસામાં બંધાવેલાં છે. હિંદુસ્તાનમાં મુસલમાનોએ બાંધેલા સઘળા કિલ્લાઓમાં તઘલખાબાદનો કિલ્લો સૌથી મોટો છે એમ કહેવાય છે. તઘલખશાહને તેના પુત્ર મહમદ તઘલખે દગાથી મારી નાંખ્યો હતો. તે બાદશાહ રાજ્યના કામ પ્રસંગે બંગાળામાં ગયો હતો અને ત્યાંથી ઢાકામાં જઇ તે દિલ્હી પાછો આવતો હતો ત્યારે તેને દિલ્હીમાં સન્માન આપવાને તેના પુત્ર મહમદ તઘલખે એક શમિયાનો ઉભો કરાવી ત્યાં જાહેર પ્રજાનો એક મેળાવડો કરવાની તૈયાર કરી હતી. આ શમિયાનામાં પેસતાં જ તે તૂટી ગયો અને તેથી તે બાદશાહનું મરણ થયું હતું. શમિયાનામાં એવી યુક્તિ વાપરવામાં આવી હતી કે જ્યારે તેને પાડવો હોય ત્યારે તુરત જ પાડી નાખી શકાય. તઘલખશાહ પછી તેનો દીકરો મહમદ તઘલખ ગાદીએ બેઠો. તેણે તઘલખાબાદમાંથી પોતાની રાજધાની દૌલતાબાદમાં કરવા માટે ઘણો જ યત્ન કર્યો હતો, અને તેથી આ તઘલખાબાદ લગભગ ઉજ્જડ જેવું થઇ ગયું હતું. પાછું તે વસ્યું હતું પણ ફિરોજાબાદ વસ્યા પછી પાછું તે વસતિ વગરનું થઈ ગયું છે. મહમદ તઘલખે દૌલતાબાદમાં રાજ્યધાની ફેરવવા માટે જે પ્રયત્ન કર્યો હતો તેમાં ઘણાં માણસોની ખુહારી થઇ હતી તેથી તેને ખૂની શાહનું ઉપનામ પણ લોકોએ આપ્યું છે. તઘલખાબાદના સંબંધમાં એવી દંતકથા છે કે નિઝામુદ્દિન ઓલિયાના શ્રાપથી જ આ શહેર ખંડેર જેવું થઈ ગયું. પરંતુ ખરૂં કારણ તો એ છે કે ત્યાંના હવા પાણી ઘણાં જ ખરાબ તથા રોગની ઉત્પત્તિ કરે તેવાં થઈ જવાથી એમ થયું છે. તઘલખાબાદના કિલ્લામાં મોટા મોટા પત્થરો વાપરવામાં આવ્યા છે, તથા તેમાં ત્રણ ત્રણ માળના બુરજો અને મોટી મોટી દિવાલો છે તથા ત્રણ તઘલખાબાદના નૈઋત્ય તરફના ખૂણામાં આદિ-

લાબાદ કે મહમદાબાદ નામનું ખંડેર છે. તે ખંડેરની આસપાસ કિલ્લો છે અને પશ્ચિમ તરફથી તેમાં જવાય છે. એનાથી એકાદ માઈલ દૂર નાઈ (હજામ) નો કિલ્લો આવેલો છે. આ કિલ્લામાં પહેલાં કોઇ ફકિરનો વાસ હતો એમ કહેવાય છે. અને મોગલોના હુમલાથી કાંઇ હરકત ન થાય માટે કિલ્લો કરાવી લીધો હોય એમ જણાય છે. આદિલાબાદથી આશરે અઢી માઇલ છેટે સૂરજકુન્ડ નામનું તળાવ છે. તે લગભગ આઠમા સૈકાના જેટલું જૂનું છે. દિલ્હી અને મથુરાનો રસ્તો જ્યાં મળે છે ત્યાં આગળ બાદરપર આવેલું છે. નિઝામુદ્દિનની કબર અહીંથી આઠેક માઇલ થાય છે. તઘલખાબાદના નૈઋત્ય ખૂણામાં આશરે ત્રણેક માઇલ ઉપર ખિરકી મસીદ છે. પઠાણ લોકોએ બંધાવેલી મસીદોમાં આ એક ખાસ ધ્યાન ખેંચે તેવી છે. તે મસીદ ઇ. સ. ૧૩૮૪ માં જહાનખાને બંધાવી હતી. આ મસીદમાં પ્રથમ આસપાસના કેટલાક ગામડાના લોકો આવીને વસ્યા હતા પરંતુ ઈ. સ. ૧૮૫૭ ના બળવા પછી તે લોકોને ત્યાંથી ખસેડવામાં આવ્યા છે અને હાલ તેમાં કોઇને રહેવા દેવામાં આવતું નથી. ખિરકીની મસીદથી બસેં વારના આશરે ઉત્તર તરફ જતાં યુસફ કતાલની કબર છે અને તેની ઉત્તરે આશરે અડધા માઇલ ઉપર યુસફ કતાલના દિકરા કબિરૂદ્દિન ઓલિયાનો રોજો આવેલો છે. તેને લાલગુંબજ કહે છે. આ રોજો સુલતાન મહમદ તઘલખે બંધાવ્યો હતો. ખિરકી ગામની પૂર્વ તરફ અને જહાંપનાહના કિલ્લાની લાઈનમાં પાણીને જવા માટે સાત પલાહ આવેલું છે. આ સાત પલાહ મહમદ તઘલખે ઈ. સ. ૧૩૨૬ માં બંધાવ્યું હતું. આગળ અડધો માઇલ ઉત્તર તરફ ચાલતાં નઝીરૂદીન મહમદની કબર આવે છે. તેને ચિરાગ દિલ્હી કહે છે. આ નઝીરૂદ્દિન મહમદ, નિઝામુદ્દિન ઓલિયાનો શિષ્ય હતો અને તે ઇ. સ. ૧૩૫૬ માં ગુજરી ગયો હતો. આસપાસ આવેલો કિલ્લો શહેનશાહ મહમદ-

શાહે ઇ. સ. ૧૭૨૯ માં બંધાવ્યો છે. તે કિલ્લાના પશ્ચિમ તરફના દરવાજામાં થઇને બહિલોલ લોદીની મસીદ પાસે જવાય છે. બહિલોલ લોદીની મસીદના મકાનમાં હાલ કેટલાક લોકો રહે છે. બહિલોલ ઇ. સ. ૧૪૮૮ માં ગુજરી ગયો હતો. કિલ્લામાં વાયવ્ય ખૂણામાં લોકોને એકઠા થવા માટેનો એક હોલ છે. કિલ્લાની નજદીકમાં હોઝે રાની એટલે એક રાણીનું તળાવ તથા સાતપલ નામનો એક જૂનો પુલ છે.

મોગલવંશના શહેનશાહ શાહજહાને શાહજહાનાબાદ બંધાવેલું છે.

**શાહજહાનાબાદ.** આ શાહજહાનાબાદ તે જ હાલનું દિલ્હી શહેર છે. શાહજહાને તે ઇ. સ. ૧૬૩૮ માં બંધાવ્યું હતું. એ શહેર આશરે સવા બે માઇલમાં આવેલું છે. તેને લગતી કેટલીક હકીકત અમે અગાઉ આપી ગયા છીએ જેથી તે સિવાયની બીજી અગત્યની તેને લગતી જગાઓનું વર્ણન અત્રે આપવું ઉચિત ધારીએ છીએ. રિજની પશ્ચિમે અને બવારીના મેદાનથી આશરે બે માઇલ ઉપર બાદલી–કી–સરાઇ એટલે બાદલીની ધર્મશાળા આવેલી છે. તે ધર્મશાળાની નજીક પિપલથરા ગામ પાસે જ ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં એક લઢાઇ થઇ હતી. આગળ જતાં વઝીરાબાદની પાસે જ બવારીનું મેદાન છે. તે મેદાનમાં ઇ. સ. ૧૮૭૭ તથા ઇ. સ. ૧૯૦૩ ના એ બે દિલ્હીદરબાર ભરવામાં આવ્યા હતા. કિલ્લાના લાહોરી દરવાજાથી એકાદ માઇલ ઉપર કેમ્બ્રીજ મિશન હાઉસ નામનું એક મકાન છે જેમાં અગાઉ અયોધ્યાના પહેલા નવાબ વઝીરનો ભત્રીજો નવાબ સફદરજંગ રહેતો હતો. દિલ્હીના ચાંદની ચોકના રસ્તા વિષેની કેટલીક હકીકત અગાઉ આપવામાં આવી છે. તે રસ્તાના મધ્યમાં એક ઘડીઆળનો બૂરજ છે, તે બૂરજ શાહજાદી જહાન–આરા બેગમે બંધાવેલી સરાઇની જગો ઉપર આવેલો છે. ચાંદની ચોકના રસ્તે આવેલા પોલીસ સ્ટેશન આગળ ઈ. સ. ૧૮૫૭

ના બળવામાં સામેલ થયેલા કેટલાક બળવાખોરોને ફાંસીએ ચડાવવામાં આવ્યા હતા. તેને પ્રથમ જુની કોટવાળી પણ કહેવામાં આવતી. રાણીનો બાગ, મ્યુનિસિપલ ઓફીસ, સંગ્રહસ્થાન વગેરે કેટલાંક અગત્યનાં મકાનો પણ આ જુના રસ્તાપરજ આવેલાં છે. શાહજહાનાબાદને ફરતો કોટ છે અને તેને દિલ્હી, અજમેરી, લાહોરી, કાબુલી અને કાસ્મીરી દરવાજાઓ છે. ઉત્તર તરફથી કોટની દીવાલોનો દેખાવ સારી રીતે જોઇ શકાય છે. ઇ. સ. ૧૮૦૪ અને ૧૮૧૧ ની દરમ્યાન બ્રિટિશ સરકારે તે બંધાવેલી હતી, કારણ કે તે અગાઉ મરાઠાઓ ઘણી વખત દિલ્હી ઉપર હુમલા કરી લૂંટ કરી જતા. પરંતુ સત્તાવનના બળવા પછી ના. સરકારે પોતે જ તે દીવાલ પડાવી નંખાવી છે. દિલ્હી દરવાજાની દક્ષિણે આશરે અડધા માઇલ ઉપર ફીઆજ બજાર છે અને તેની નજીક દર્યાગંજની છાવણી આવેલી છે ત્યાં દેશી લશ્કરની એક ટુકડી રહે છે. ખરી રીતે ઈ.સ. ૧૮૦૩ પછી દર્યાગંજમાં શહેરની લશ્કરી છાવણી રહેતી, પરંતુ બળવાના સમય પછી તેમાં કેટલાંક સરકારી ખાતાંઓની ઓફીસો રાખવામાં આવી છે. ખૈરાતી દરવાજાની ઉત્તર તરફ જતાં ઝીનાત ઉલની મસીદ છે. તે મસીદ ઇ. સ. ૧૭૦૦ માં મોગલ શહેનશાહ ઔરંગઝેબની એક પુત્રીએ બંધાવેલી છે. મસીદનું મકાન ઘણું જ સુંદર અને જોવા લાયક છે અને ખાસ કરીને તેમાં જવાનાં પગથીઆં જોનારને ચકિત કરે તેવાં છે. ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં આ મસીદ લશ્કરી કામને માટે વાપરવામાં આવી હતી. ચંદની ચોકના રસ્તાની ઉત્તરે દિલ્હી બેંકનું મકાન છે. તેમાં પ્રથમ બેગમ શમરૂ રહેતી હતી. બળવાના સમયમાં બેન્કના તે વખતના મેનેજરે પોતાનો તથા પોતાના કુટુંબનો ત્યાં રહીને જ બચાવ કર્યો હતો. મ્યુનિસિપલ ઓફીસની નજીકમાં ચંદની ચોકના રસ્તે દિલ્હી સંગ્રહસ્થાન આવેલું છે. તેમાં મોગલોના વખતના

હુન્નરો તથા કારીગિરીઓના નમૂનાઓનો સંગ્રહ કરેલો છે. તે જોવાથી મોગલ શહેનશાહોના વખતમાં દેશમાં કેવા કેવા હુન્નરો અને કારીગિરીઓને ઉત્તેજન મળતું હતું તેનો સ્હેજ ખ્યાલ આવે તેમ છે. જુમામસ્જીદની પૂર્વ તરફ ડફરીન હોસ્પીટાલ છે. તે પંજાબમાં સૌથી મોટામાં મોટી ગણાય છે. લોર્ડ ડફરીને તેનો પાયો નાંખ્યો હતો તેથી તેનું નામ ડફરીન હોસ્પીટાલ પડેલું છે. કિલ્લાના લાહોરી દરવાજાથી એકાદ માઇલ ઉપર ફતેહપુર મસીદ છે. તે ઈ. સ. ૧૮૭૬ માં શાહજહાનની એક બેગમે નિમાજ પઢવાને સારૂ બંધાવી હતી. મસીદ ઘણી જ સુંદર છે અને તેની જોડે એક બાગ છે. લાલ કિલો શહેનશાહ શાહજહાને ઇ. સ. ૧૬૩૮–૪૬ માં બંધાવ્યો હતો. તેને બે દરવાજા—એક લાહોરી અને બીજો દિલ્હીનો છે. લાલ કિલ્લાની અંદર મોતી મસિદ, દિવાને આમ, જલાનખાના, દિવાને ખાસ, રંગમેહેલ યા બાદશાહી જનાનખાનું. વગેરે મોટાં અને જુનાં મકાનો આવેલાં છે, જેમાંના બાદશાહી જનાનખાનામાં હાલના કિલ્લાના કેટલાક અમલદારોનું ભઠિયારખાનું છે. અજમેરી દરવાજા પાસે ઘાઝીખાનની કબર છે. ઘાઝીયુદીન એ દક્ષિણના નિઝામુલ્મુલ્કનો પુત્ર હતો. આગળ જતાં, રોશન ઉદ્દદૌલાની સોનેરી મસીદ આવે છે. રોશન ઉદ્દદૌલા મોગલવંશના શહેનશાહ મહમદશાહનો બક્ષી હતો ને તેણે લાંચ લેનાર તરીકે પોતાનું નામ પ્રખ્યાત કર્યું હતું. ઇ. સ. ૧૭૩૯ માં જ્યારે ઇરાનનો નાદિરકુલ્લીખાન દિલ્હી ઉપર ચઢી આવ્યો ત્યારે ચાલેલી કતલ વેળાએ નાદિર તે મસીદમાં બેઠો હતો. કાબુલી દરવાજાથી પશ્ચિમ તરફ ઇદ્દગાહની સરાઇ છે. જુમામસીદની વાયવ્ય ખુણામાં એક જૈનોનું દેરૂં છે, તેને સરાવગીનું મંદિર પણ કહે છે. દિલ્હી દરવાજાની પશ્ચિમે જુમામસીદ છે જેને લગતી હકીકત અગાઉ આપવામાં આવેલી છે. કાબુલી દરવાજાથી પશ્ચિમે કાદમ શરીફ છે. અહીંઆ તઘલખ

વંશના ફીરોજશાહના મોટા પુત્ર ફતેહખાનની કબર છે. તેની ઉપર પાણીના હવાડામાં બગદાદના ખલિફાએ મોકલેલો પવિત્ર લેખ છે. જુમા મસીદના નૈઋત્ય ખૂણામાં કાળી મસીદ અથવા કલ્યાણ મસીદ છે. તે ઈ. સ. ૧૩૮૦ માં બંધાયલી છે. તેની નજીકમાં સુલતાના રજીઆબેગમની કબર છે. કુદ્સીઆ બાગ શહેરની બહાર યમુના નદીને કીનારે છે. મોગલ બાદશાહ અહમદશાહની મા કુદ્સીબેગમે તે બંધાવ્યો હતો. તેની આસપાસની કેટલીક દિવાલો પાડી નાંખેલી છે પરંતુ એક દરવાજો હજુ પણ છે અને એક સુંદર મસીદ છે. બાગના નૈઋત્ય ખૂણામાં લખનૌનો કિલ્લો છે જ્યાં પ્રથમ સત્તાવનના બળવામાં કમિશનર સીમસન ફ્રેઝર રહેતો હતો પરંતુ હાલમાં ત્યાં દિલ્હી કલબ છે. કાસ્મિરી દરવાજાની ઉત્તરે એક માઇલ ઉપર મેટકાફ હાઉસ છે. તે મકાન સર ટી. ટી. મેટકાફે બંધાવેલું છે. સત્તાવનના બળવામાં મેટકાફે લશ્કરને ઘણી જ સારી મદદ કરી હતી. તેથી ના. સરકારે તેને ઘણી શાબાશી આપી હતી. મેટકાફની કબર સેન્ટ જેઈમ્સ દેવળમાં છે. પોસ્ટ ઓફીસ અને સેન્ટ જેઇમ્સ દેવળની વચ્ચે મ્યુનિસિપાલ સ્કુલ છે અને તે જ રસ્તે કાસ્મિરી દરવાજાથી આશરે છસેંવાર દૂર મ્યુનિસિપાલ હાઈસ્કુલ છે. આ હાઇસ્કુલવાળા મકાનમાં પ્રથમ માર્દન અલિખાન રહેતો હતો. અને દિલ્હીના રેસીડન્ટનો ઈ. સ. ૧૮૦૩ પછી ઘણાં વરસ સુધી તેમાં વાસ હતો તથા તે પછી ઈ. સ. ૧૮૮૩ સુધી દિલ્હીની સરકારી કોલેજ પણ તેમાં હતી. લાહોરી દરવાજાથી આશરે અડધા માઇલ ઉપર અને સરકારી તાર તથા ટપાલ ઓફીસોની નજીક બળવાના વખતના દારૂખાનાનું મકાન છે. તેના દરવાજા ઉપર એક લેખ છે તેમાં બળવાના સમયમાં જે નવ અંગ્રેજોએ બહાદુરી ભર્યો બચાવ કર્યો હતો તેમનાં નામ તથા તેને લગતી કેટલીક હકીકત જણાવેલી છે. કાબુલી દરવાજાથી આશરે

સાડાત્રણ માઈલ ઉપર ઓચરલોન્ગ યાને મુબારિક બાગ છે. તે દિલ્હીના બાગોમાં જુનામાં જુનો છે. શહેરના અગ્નિખૂણામાં આશરે પાંચેક માઈલ ઉપર પતપરગંજ નામનું ખંડેર છે. તે પ્રથમ એક નાનું ગામડું હતું અને ત્યાં આગળ ઇ. સ. સ. ૧૮૦૩ માં મરાઠાઓ અને લોર્ડ લેઇક વચ્ચે એક લઢાઈ થઈ હતી. ચાંદની ચોકમાં રાણીનો બાગ આવેલો છે તે મોગલ શાહજાદી જહાન—આરા બેગમે બંધાવેલો છે. હાલના દેખાવથી એમ જણાય છે કે અગાઉ તે બાગ ઘણો સુંદર હોવો જોઇએ. અહિંઆ જે પત્થરનો હાથી છે તે પ્રથમ દિલ્હી દરવાજા પાસે હતો. મર્હુમ મહારાણી વિક્ટોરીયાનું એક બાવલું પણ આ બાગમાં છે. યમુના નદીની નહેરનું પાણી પણ તેમાં લેવાય છે. લાહોરી દરવાજાથી એક માઈલ ઉપર રેલવે સ્ટેશન છે. કાબુલી દરવાજાની ઉત્તરે આશરે બે માઈલ ઉપર ટેકરીઓની હારો આવેલી છે તેને રિજ કહે છે. અરવલીના પર્વતોની હારનો આ રિજની નજદીક અંત આવે છે. તે ટેકરીઓની હારથી શહેરને કુદરતી રીતે દુસ્મનોના હલ્લાથી રક્ષણ મળી શકે તેમ છે. ત્યાં આગળ લાટ તથા ગ્રહોની ગતિઓ જોવાનું મકાન આવેલું છે. શાહજહાનાબાદથી થોડે દૂર શિકારના કામ માટે એક મકાન બાંધેલું હતું. હાલ તે ખંડેર જેવું થઈ ગયું છે. સિવાય એક સ્થંભ છે, તે સ્થંભ એક જ આખા પત્થરનો અને ઉંચાઈમાં ૨૪ ફીટ છે. એમ કહેવાય છે કે એક રાજાએ તે સ્થંભ ખોદી કઢાવવા યત્ન કર્યો હતો. પરંતુ ખોદતી વખતે તેમાંથી અનેક વીંછીઓ નીકળવાથી જેમનો તેમ કાયમ રહેલો છે. તેની નજીકમાં ચાર બુરજવાળી મસીદ છે. તેને હાલમાં સમારવામાં આવ્યાથી તેની કારીગરી અદૃશ્ય થઈ છે. કાબુલી દરવાજાથી આશરે બે માઈલ ઉપર રોશન—આરા બાગ છે. આ બાગ મોગલ શહેનશાહ શાહજહાનની શાહજાદી રોશન—આરાએ બંધાવેલો છે. બાગ ખરેખર સુંદર અને જોવા જેવો છે. દિલ્હીના

કિલ્લાની ઉત્તરે સલિમગઢનો કિલ્લો છે. અફઘાન વંશના શેરશાહના પુત્ર સલિમશાહે ઇ. સ. ૧૫૪૬ માં તે બંધાવ્યો હતો. મોગલ શહેનશાહ હુમાયુનની ચઢાઈ સામે રક્ષણ કરવા માટે તે બાંધેલો હતો.

કિલ્લામાં બીજું કાંઈ ખાસ જોવા લાયક નથી. પરંતુ ઉત્તર તરફની દિવાલ પાસે એક જૂની મસીદ છે તેમાં ઔરંગઝેબે મુરાદને પહેલવહેલો કેદ કર્યો હતો. તેની નજીકમાં યમુના નદી ઉપરનો રેલવેનો પૂલ છે. એમ ધારવામાં આવે છે કે તે ફરીદખાને બંધાવ્યો હશે. ફરીદખાનને સલિમગઢ જાગીરમાં મળ્યો હતો, અને તે એક વખતે પંજાબનો સુબેદાર હતો. બદલીની સરાઈના લઢાઇના મેદાનના વાયવ્ય ખૂણામાં શાલીમર નામનો બાગ છે. આ બાગ ઇ. સ. ૧૬૫૩ માં મોગલ શહેનશાહ શાહજહાને બંધાવ્યો હતો. શાલીમરનો અર્થ "આનંદનું સ્થાન" એવો કરવામાં આવે છે. મોગલ શહેનશાહ ઔરંગઝેબને અહીંઆં રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. કિલ્લાના દિલ્હી દરવાજા પાસે સોહારી મસીદ છે. તે ઈ. સ. ૧૭૫૧ માં કોઇ જાવડખાન નામના શખસે બંધાવેલી છે. તેના ઉપર લેખ છે તેમાં તે બેથલેહેમની હોવાનું જણાવેલું છે. રિજની ટેકરીઓની ઉત્તર તરફ ફકિર શાહઆલમની કબર છે તે લગભગ ચૌદમા સૈકા જેટલા જુના વખતની છે અને જોવાલાયક છે.

પુરાતન દિલ્હી કેવું હતું, ત્યારબાદ તેમાં કેવા કેવા ફેરફારો થયા, એક દિલ્હી શહેરનાં, કેટલાં દિલ્હી શહેરો કોણે, કેવી રીતે, ક્યાં, અને ક્યારે વસાવ્યાં અને હાલ તેમાંનું શેષ શું શું રહેલું છે, ક્યાં ક્યાં ખંડેરો ઇતિહાસ સાથે કેવો કેવો સંબંધ ધરાવે છે તે વગેરે હકીકત આપવાનો અમે ઉપર પ્રમાણે બનતો યત્ન કર્યો છે. પાંડુ પુત્ર યુધિષ્ઠિરના સમયથી લઇને પૃથુરાજ ચૌહાણના સમય સુધી તથા ત્યારથી તે હાલનું શાહજહાનાબાદ જેને દિલ્હી કહેવામાં આવે છે તે મોગલ

શહેનશાહ શાહજહાને વસાવ્યું ત્યાર સુધીમાં દિલ્હી ઉપર અનેક આસમાની–સુલતાની ગુજરી ગઇ, મોટા મોટા હુમલા થઇ ગયા અને તેથી શહેર ઘણી વખત તો ઉજ્જડ પણ થઇ ગયું હતું; છતાં પણ પાછું ફરી ફરી તે વસ્યું! હાલનું દિલ્હી જે સ્થિતિમાં છે તે યુધિષ્ઠિરના સમયનું ઇંદ્રપ્રસ્થ નથી; તોપણ તેની પ્રાચીનતા તો તેટલી મોટી જ માનવામાં આવે છે અને એ માનીનતાને સૌ કોઈ કબુલ રાખે છે; ના. શહેનશાહે પણ તે માનીનતાનો સ્વીકાર કર્યો છે અને તેથી જ તે નામદારે ત્યાંના પ્રાચીન તખ્ત પર બિરાજી હિંદના સામ્રાજ્યની લગામ પોતાના હસ્તમાં ગ્રહણ કરી છે.

૩

# મુંબઈની પ્રજાનો ભક્તિભાવવાળો સત્કાર.

હિંદુસ્તાન એ પુરાણ પ્રસિદ્ધ અને દુનીઆ ઉપરના સર્વ દેશો કરતાં રાજ્ય ભક્તિ અને રાજ્ય નિષ્ઠામાં એક સર્વોત્કૃષ્ટ દેશ છે. મુંબઈ, એ તેના વેપાર, ઉદ્યોગ, અને ધન–દોલતના વૈભવને દાખવતું એક કેન્દ્ર સ્થળ છે. પ્રથમ આ નગરી એ માત્ર થોડાં મચ્છીમારોને રહેવાનો એક ટાપુ હતો; પરન્તુ ક્રમે ક્રમે બ્રીટીશ રાજ્યના સુલેહભર્યા રક્ષણ તળે રહી એક નાના ગામડામાંથી ચોરાશી બંદરના વાવટાનું મહાન્ સ્થળ ગણાવાને પાત્ર થઈ છે. કુદરતી રીતે જ તે હિંદના કિનારા ઉપર એવી તો સૂચક રીતે ગોઠવાયેલી છે, અને તેના બંદરને એવી તો કાળજી અને હુંશીઆરીથી ખીલવવામાં

આવ્યું છે કે હિંદમાં પ્રથમ પ્રવેશ કરનારને ઘણું કરીને તેની મુલાકાત લીધા વિના ચાલે નહીં. આથી કરીને દેશના બીજા નગરો કરતાં, વડા રાજ્યાધિકારીઓ, પાટવી કુંવરો વગેરેને પ્રથમ અને અનુપમ માનપૂર્વક આવકાર આપવાનું સૌભાગ્ય આ મુંબઈ નગર ધરાવે છે. તેમાં પણ જ્યારે જ્યારે કોઇ એવો મહત્ત્વનો અને સંપૂર્ણ દીલોજાની ભર્યો આવકાર આપવાનું પવિત્ર કાર્ય આ નગરીને બજાવવાનું આવી પડે છે, ત્યારે ત્યારે તેની ઉલટ, સૌંદર્ય તથા અપૂર્વતા પૂર્ણ બહારથી પ્રકટી નીકળ્યા વિના રહેતી નથી. આથી કરીને હિંદના શહેનશાહ અને બ્રીટીશ સામ્રાજ્યના રાજા પંચમ જ્યોર્જ પોતાના હીંદી રાજ્ય પ્રદેશમાં જાતે રાજ્યારોહણનો જાહેર ઉદ્દઘોષ કરવા પધારવાના છે, એમ બહાર આવ્યું ત્યારથી તેની સાધારણ શોભામાં ઉત્તરોત્તર વૃદ્ધિ થવા લાગી. પુરજનોએ નિશ્ચય કર્યો કે નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુને શુદ્ધ અંતઃકરણનો રાજ્ય ભક્તિ અને રાજ્ય નિષ્ઠાથી પ્રપૂર્ણ આવકાર આપવાને કોઇ જાતની કચાશ રહેવા દેવી નહીં. ના. શહેનશાહ હીંદમાં પધાર્યા તે પહેલાં લગભગ સાત માસ ઉપર, આગેવાન શહેરીઓની એક સભા પણ મુંબઇના ટાઉન હોલમાં ના. ગવર્નર સાહેબના પ્રમુખપણા હેઠળ મળી હતી અને તે વખતે મુંબઈ નગરીને સ્થળે સ્થળે વિવિધ રીતે શોભા-શણગારોથી સુંદર રીતે સજાવવાનો નિર્ણય કર્યો હતો. છેલ્લા ત્રણ માસમાં પુરજનોની ધામધુમ તથા અધિકારીઓની ચપળતામાં ઓર વધારો થયો હતો, અને અનેક સ્થળોએ આરકાઓ, તોરણો, ધજા પતાકાઓ, મુકુટના આકારો તથા રોશનીઓ, એવી એવી પુરજનોના આનંદ અને ઉત્સાહને સૂચવનારી અસંખ્ય વસ્તુઓ તૈયાર થવા લાગી હતી. ઘણાંખરાં મોટા મહોલ્લાઓએ ભરચક શણગાર પહેર્યો હતો અને લોકોએ યથાશક્તિ ના. શહેનશાહને વધાવી લેવાને બનતું

કર્યું હતું. બહાર ગામના બીજા પ્રેક્ષકોએ પણ મુંબઈ પુરીની ધામ-ધુમ-ધમાધમ-તથા દેખાવમાં વધારો કર્યો હતો. ના. શહેનશાહના આગમન પૂર્વે આઠ-દસ દિવસ પહેલાં, કહે છે કે દેશાવરના પ્રેક્ષકો એટલી બધી મોટી સંખ્યામાં આવી પહોંચ્યા હતા કે તે વખતે જો નવું વસતી પત્રક કરવામાં આવે તો મુંબઈની વસતી દોઢ ગણીથી વધુ થયા વિના રહે નહીં. કાંઇ નહીં તો છેવટે પાંચથી છ લાખ સુધી વધુ માણસો બહારગામથી આ પ્રસંગે મુંબાઈમાં આવી રહ્યા હતાં. આથી મુંબઇની રોજની સામાન્ય ઉલટ-સ્ફુર્તિમાં ઘણો ઉમેરો થયો હતો. દિવસે લોકોનો કલકલાટ તથા ગાડી-ઘોડા-ટ્રામ-મોટાર વિગેરેનો ઘોંઘાટ એટલી હદે પહોંચતો કે રસ્તે ચાલતાં ઢોલ વાગતો હોય તોપણ તેનો સ્વર કાન સુધી પહોંચી શકે નહીં ! રેલવે, ટ્રામ તથા વિકટોરીઆના સાધનો પણ મહા મુસ્કેલીથી સગવડ પુરી પાડી શકતા. સત્તાધિકારીઓ તથા પોલીસ સત્તાવાળાઓએ આ સર્વ મુસ્કેલીઓને કાબુમાં રાખવા ખડે પગે તૈયાર રહેતાં.

તા. ૧ લી ડીસેંબરને શુક્રવારે સઘળા દેખાવો અને વૈભવોને સંપૂર્ણતા પહોંચાડવાના પ્રયત્નો થવા લાગ્યા. બીજે જ દીવસે ના. શહેનશાહની સવારી શહેરમાં નીકળવાની હોવાથી સજાવટ વગેરેનું કામ-કાજ માત્ર એક રાત્રીમાં જ પુરૂં કરવાનું હતું, તેથી જે માર્ગેથી નામદાર શહેનશાહ નગરમાં ફરવાના હતા, તે માર્ગ ઉપર ઠામ ઠામ બાકી રહેલી સજાવટો પુરી કરવાનો તથા બેઠકો તૈયાર કરવાની તડામાર તૈયારીઓ ચાલતી હતી. સામાન્યરીતે મુંબઈપુરી રાત્રીના ૧૨ થી સવારના પાંચ વાગતા સુધી શાંત જેવી જણાય છે. પણ શુક્રવારની રાત્રી તેથી તદ્દન જૂદીજ રીતે હલમલી રહી હતી. અનેક સ્થળે તૈયાર થયેલી દીપમાળાઓ, શણગારો મનહર કરતાં સુંદર પદાર્થોના નમુનાઓ નીરખવાને લોકો શુક્રવારની રાત્રીએ નીકળી પડયા હતા. આવી અનિશ્ચિંત

રાત્રી પસાર કર્યા છતાં બીજા દિવસના પ્રભાતે લોકોને વધારે હર્ષ ઘેલા બનાવી દીધા હતા. ના. શહેનશાહનો સત્કાર કરવાની સઘળી તૈયારીઓ પૂર્ણ થઇ ચૂકી હતી. લોકો સવારમાં વ્હેલા ઉઠી, નાહી ધોઇને શહેરનો ઠાઠમાઠ નિહાળવા બહાર નીકળી પડ્યા હતા. ટ્રામ વિગેરે આવવાજવાના સાધનો ઉપર પુરજનોનો દરોડો એટલો બધો જોસથી પડ્યો હતો કે ટ્રામના કંડક્ટરોના ચ્હેરા કંટાળી ગયેલા અને ઉતારૂઓ સાથેની ગડમથલમાં તદ્દન થાકી ગયેલા જણાતા હતા. ઘણાંઓને ટ્રામમાં જગ્યા નહિ મળવાના સબબે તથા વિક્ટોરીયાના ભાડા ત્રણગણા—ચારગણા વધી જવાના સબબે નિરાશ થવું પડતું હતું. મુસ્કેલીભર્યા સ્થળોમાં પોલીસના માણસો પણ ગુંચવાઇ ગયેલાં અને બાવરા બનેલા લોકોને રસ્તે પાડતા હતા. આશરે નવ વાગ્યે કોટમાં સેક્રેટરીયટથી તે એપોલો સુધીનો રસ્તો બંધ કરી દેવામાં આવ્યો, અને ગમે તેવો બડેખાં કે તિસ્માર ખાં આવે તોપણ તેને પસાર થવા દેવાની સખ્ત મનાઇ કરવામાં આવી. એ આખા રસ્તામાં ઘોડેસ્વાર પલટણના સીપાઇઓ હારબંધ ગોઠવાઈ ગયા હતા. તેમનો ઉપરી અમલદાર દર પા પા કલાકે તેમની ઓલએલ હેઠળ તપાસ રાખતો હતો. આ સર્વ વ્યવસ્થાનું કારણ એ હતું કે નામદાર વાઇસરૉય અને ગવર્નર તે રસ્તે થઇને નામદાર શહેનશાહની મુલાકાતે "મદીના" સ્ટીમર ઉપર પધારવાના હતા.

બરાબર સ્ટાન્ડર્ડ ટાઇમ—દશ ને દોઢ મીનીટે તોપ ફુટી! લોકોમાં ના. શહેનશાહની "મદીના" સ્ટીમર આવી પહોંચ્યાની વાત વિજળીના ચમકારાનીજ માફક પ્રસરી ગઈ! તુરતજ શહેનશાહ દંપતીના દેદારના દર્શન કરવાને પુરજનો પોતપોતાની બેઠકોએ પહોંચી જવા લાગ્યા. બપોરના અગીઆરે તો ગોળપીઠાથી તે સેન્ડહર્સ્ટ રોડ અને પાયધુની મનીસ્કુલ સુધીના ઘણાંખરાં માંચડાઓ, બેઠકો, ઝરૂખાઓ, બારીઓ

અને અગાસીઓ લોકથી ખીચોખીચ ભરાઈ ગઇ! રસ્તાઓ પણ માણુસોની અવરજવરને લેઇને સાંકડા થઇ ગયા! વિવિધ સજાવટો ઉપર લોકોની ટીકાઓ પણ વિવિધ પ્રકારે થવા લાગી! ક્રુકસેક રોડના એક ભાગમાં બાળકોને બેસવાને માંચડાઓની હાર લાગી રહી હતી, અને તેની પાછળ પુરાણી મુંબઇનું પ્રદર્શન હોવાથી લોક સમુદાય ત્યાં ઉભો રહી શકતો નહીં. આથી કરીને પૂર્વની બાજુ જ્યાં ફાવતું હતું ત્યાં ધક્કા-મુક્કી કરીને પુરજનો ઉભા રહેતાં. બોરી બંદરનું ચોગાન અને હોર્નબી રોડ માણુસોથી જોતજોતામાં ચીકાર થઇ ગયું હતું. સ્થળે સ્થળે હાર, તોરણો ધજા પતાકાઓ ફરફરી રહી હતી અને જાણે મુંબઈપુરી સોળે શૃંગારો પ્હેરી ભારત સમ્રાટને કુદરતી અભિનંદતી હોય તેવો ભાસ થતો હતો. લોકોનો ઉત્સાહ પણ અસાધારણ હતો. ખાધા–પીધાની પણ દરકાર કર્યા વિના ઘણાંખરાંઓ તો ના. શહેનશા દંપતીના દર્શન માટે પચાસ–સો રૂપીઆના ભોગે પણ બેઠકો મેળવવા તલપાપડ થઈ રહ્યાં હતાં. એ વાગતા સુધીમાં સર્વ બેઠકો પુરાઇ ગઈ! શીયાળાની રૂતુ હોવા છતાં તાપ પણ અસાધારણ હતો, પણ પુરજનોએ શહેનશાહ દંપતીના દર્શન અર્થે તેની દરકાર કરી નહોતી. બરાબર એ વખતે જે સ્થળોએ થઇને ના. શહેનશાહની સવારી નીકળવાની હતી તે સર્વ સ્થળો–રસ્તાઓ લોકોની અવર–જવર માટે બંધ થઇ ગયાં હતાં. જો કે પ્રથમ ઠરાવ મુજબ તે રસ્તાઓ ત્રણ વાગ્યા સુધી ખુલ્લા રાખવાના હતા, છતાં પોલીસ અમલદારોએ બંધ બંધના પોકારો કરી સર્વનો અટકાવ કરતાં હતાં. પોલીસનો બંદોબસ્ત બહુ ઉત્તમ પ્રકારનો હતો દેશીઓ તથા યુરોપીયનોએ કોઇની સેહમાં દબાયા વિના અમલદારોએ પોતાનો બંદોબસ્ત ફતેહમંદ રીતે સાચવી રાખ્યો હતો.

પોણા અગીઆર વાગ્યે નામદાર ગવર્નર જનરલ–વાઇસરૉય લોર્ડ હાર્ડીંજ, સરકારી મહેલમાંથી નીકળી, વાલકેશ્વરરોડ, સૅંડહર્સ્ટપુલ, અને

કવીન્સરોડને માર્ગે નૌકા સેનાધિપતિ સહિત એપોલો બંદર ઉપરથી ઉપડી "મદીના" સ્ટીમરપર સીધાર્યાં હતા. તે સમયે લશ્કરે તેમને રીતિ મુજબ માન આપ્યું હતું. એ પછી બરાબર ૧૫ મીનીટ રહી મુંબઈના ગવર્નર સાહેબ, લેડીકલાર્કની સાથે, સરકારી મહેલમાંથી બંદર ઉપર આવી ૧૧ વાગ્યે આગબોટ ઉપર જવા ઉપડ્યા હતા. એ વાઈસરૉય લૉર્ડ હાર્ડીંજે, ના. શહેનશાહ દંપતી સાથે, નામદાર ગવર્નર તથા બાનુની મુલાકાત લેવરાવી હતી. તે પછી ના. ગવર્નરે પોતાની સાથે આગબોટપર આવેલા, હાઈકોર્ટના વડા જજ્જ સર બૅસીલ સ્કૉટ, લૉર્ડ બીશપ, પોતાની કાઉન્સીલના મેમ્બરો તથા સરકારના વડા સેક્રેટરીની મુલાકાત ના. શહેનશાહ દંપતી સાથે કરાવી હતી. ત્યારબાદ બપોરના બાર વાગ્યે નામદાર ગવર્નર પોતાના બાનુ અને ઉક્ત અમલદારોની સાથે "મદીના" આગબોટ ઉપરથી એપૉલો બંદરપર પાછા ફરી સરકારી મહેલમાં ગયા હતા. તે પછી કેટલીક વારે ના. વાઈસરોય નૌકાખાતાના સેનાધિપતિ :સાથે એપોલો બંદરપર પાછા ફરી સરકારી મહેલમાં સિધાવ્યા હતા. બપોરે ત્રણ વાગે ના. ગવર્નર જનરલ અને ના. ગવર્નર સરકારી મહેલમાંથી સેક્રેટરીયટમાં આવવા ઉપડ્યા હતા. અને ત્યાંથી ગવર્નર અને ગવર્નર જનરલ દસ મીનીટના અંતરે લશ્કરની ટુકડીઓ સહિત ઉપડી અનુક્રમે બપોરના ૩–૩૦ અને ૩–૪૦ એ એપોલો બંદર ઉપર આવી પહોંચ્યા હતા. તે પછી બરાબર ૩–૫૦ મીનીટે નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ આગબોટ ઉપરથી એપોલો બંદર ઉપર આવવા ઉપડ્યાં હતાં. બરાબર ૪ વાગ્યે ના. શહેનશાહ દંપતી, સ્ટીમ લૅાંચમાંથી નીકળી, તેમને માટે ખાસ તૈયાર કરેલા પાટીયાના પુલને રસ્તે બંદરની સીઢીને મથાળે આવી પહોંચ્યા હતા. આ પુલને લાલ રંગના કપડાથી શણગારવામાં આવ્યો હતો. સીઢી આગળ તે નામવરોને દીલજાનીભર્યો, આવકાર આપ્યો હતો. બંદર ઉપર

આવવા તે નામવરો સ્ટીમલૉંચમાં બેઠા તે વેળાએ સલામતી આપનારી બૅટરી ઉપરથી ૧૦૧ તોપો ફોડવામાં આવી હતી. બંદરપરના મંડપમાં આવી પહોંચતાં ના. શહેનશાહ અને બાનુને, ગવર્નર જનરલ, ગવર્નર સર જ્યોર્જ ક્લાર્ક, લેડીક્લાર્ક, નૌકાખાતાના સેનાધિપતિ, તેમનાં બાનુ લેડી સ્લેડ, હાઇકોર્ટના વડા જજ્જ, લૉર્ડ બીશીપ, ગવર્નરની કાઉંસીલના મેમ્બરો, સરકારના વડા સેક્રેટરી, ઉત્તર વિભાગના કમીશનર, હાઇકોર્ટના જજ્જો, મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ સર ફીરોજશાહ મેહેતા, મુંબઈના શેરીફ મી. શાપુરજી બરજોરજી ભરૂચા, કૉન્સલો, સર્જ્યન જનરલ, કસ્ટમ કમીશનર, ગવર્નરની કાઉન્સીલના વધારાના સભાસદો, મુંબઈ યુનીવર્સીટીના વાઇસ-ચૅન્સેલર, રૉયલ ઇન્ડીઅન મરીનના ડીરેક્ટર, રોમન કૅથોલીક આર્ચબીશપ, સરકારના સેક્રેટરીઓ વિગેરેએ આવકાર દીધો હતો.

એપોલો બંદરપરનો રમણીય દેખાવ આ વખતે ઘણો અપૂર્વ જણાતો હતો. હંમેશના સામાન્ય દેખાવ કરતાં આજનો બંદરપરનો દેખાવ ઘણી મનોહર રીતે જૂદો પડી જતો હતો. મૂળના નિર્માલ્ય મંડપને કાઢી નાંખી તેની જગ્યાએ આ અવનવા પ્રસંગને શોભાવે એવો તાજમહેલની ઢબ ઉપર મોટા ગુંબજવાળો મંડપ પ્રેક્ષકોને આશ્ચર્ય ચકિત કરતો હતો. આ મંડળને જોઇ શિલ્પ શાસ્ત્રીની નિપુણતા માટે માન બુદ્ધિ ઉપજ્યા વિના રહેતી નહીં. મંડપની અંદર નજર કરતાં સોનેરી ધારવાળી તખતીઓ નજરે પડતી, અને જમીન ઉપર બીછાવેલી લાલ બનાત તથા ખુલ્લા રંગની સીલીંગ મનોહરતામાં ઉમેરો કરતી હતી. ગુંબજ ઉપર મોટા સોનેરી કળશો ચઢાવવામાં આવ્યા હતા. આખો મંડપ તેના પરના શ્વેત રંગને લીધે તથા સૂર્યના કીરણોના પ્રકાશને લેઇને જાણે તે ચીનાઇ માટીથીજ બંધાવવામાં આવ્યો હોય તેવો ભાસ થયા વિના રહેતો નહીં. એમ કહેવાય છે કે જો આ મંડપ બંદર

ઉપર કાયમને માટે રાખવામાં આવે તો એક નમુનેદાર શોભા ઉમેર્યા વિના રહે નહીં. જો કે તેનું કદ ભવ્ય નહોતું તે છતાં તેનું માપસરનું બંધારણ આસપાસના મંડપોથી કોઈ રીતે ઉતરતું નહોતું. ગુંબજ અને દીવાનખાનામાં વિજળી દીવાના લાલ ગ્લોબ લગાડવામાં આવ્યા હતા, અને તેમાં સોનેરી વરખની ખુરશીઓ જડવામાં આવી હતી. આ સ્વીકાર મંડપમાં થોડીવાર થોભી તે નામવરો ૪-૧૦ મીનીટે એમ્ફી-થીએટરમાં પધાર્યા હતા. આ મંડપથી એમ્ફીથીએટર સુધીના રસ્તાપર સુંદર લાલ કપડું પાથરી તેની બંને બાજુપર સોનેરી રંગે રંગેલા દોરડા તેમજ બે મંડળોની વચ્ચે ના. શહેનશાહ અને શહેનશાહ બાનુની ખાસ બેઠકો તૈયાર કરવામાં આવી હતી. જેમ ગ્રીક પદ્ધતીએ બંધાતી નાટકશાળાઓમાં રંગમંડપ અને પ્રેક્ષક મંડપ વચ્ચે જેવો સંબંધ હોય છે, તેવો જ સબંધ ના. શહેનશાહને પ્રથમ બંદર ઉપર આવકાર આપવાને બંધાયેલો મંડપ, આ ગોળ ચક્રાવાદાર વિશાળ મંડપ સાથે ધરાવતો હતો. આ ગોળ ચક્રાવાદાર વિશાળ મંડપમાં મ્યુનીસીપલ કોરપોરેશન તરફથી ના. શહેનશાહને માનપત્ર આપવાનું નક્કી થયેલું હોવાથી તેની શોભા ઓર તરેહની બનાવવામાં આવી હતી. મંડપના મુખદ્વારમાં સિંહાસન માટે એક નાનકડો ગુંબજ ઉભો કરવામાં આવ્યો હતો. એ ગુંબજવાળી બેઠકની આસપાસ કટેરા ભરી લેવામાં આવ્યા હતા, અને તેની ટોચનો દેખાવ અવનવો દીસતો હતો. એ ગુંબજની હેઠળ ઉત્તમ કારીગરીના સિંહાસનો ગોઠવવામાં આવ્યાં હતાં. આ સિંહાસનો વીમબ્રીજની યુરોપી પેઢીએ તૈયાર કર્યાં હતાં. ના. શહેનશાહના સિંહાસન ઉપર વધારામાં માત્ર એક કસબી કીનખાબની ગાદી મુકવામાં આવી હતી. તેમજ પગ મુકવાને ઠેકાણે પણ ઉંચી ગાદીઓ ગોઠવી હતી. સિંહાસનોની ઉપર એક વિજળીક બળથી ચાલતો પંખો ફરતો હતો. આ શહેનશાહી ઉત્તમ બેઠકોની સામે ગોળ

ચક્રાવાદાર વિશાળ મંડપ ઉભો કર્યો હતો. તેની બેઠકો ચઢ ઉતરની બનાવવામાં આવી હતી; તેથી તે અસલના મુગલાઇ દરબારનું સ્મરણ કરાવતો હતો. આ બેઠકો માંહેની નીચેથી ઉપર ચડતી પહેલી સોળ ચક્રાવાદાર લાંબી અને વિશેષ પહોળી પગથીઓ હતી, તે ઉપર આગેવાન શહેરીઓ, સરકારી અમલદારો તથા નિમંત્રેલા પરોણાઓ વિગેરે માટે ખુરશીઓ ગોઠવી હતી. આવી સોળ બેઠકોની ઉપર બીજી આશરે ૩૦ બેઠકો અઢેલી શકાય નહીં એવી એટલે પીઠ વીનાની હતી; તે ઉપર બીજા લોકોને બેસવાની ગોઠવણ કરી હતી. આ સઘળી બેઠકો ઉપર પુંઠ ન તપે એટલા માટે ગાદી અને તે ઉપર કપડું મઢી લેવામાં આવ્યું હતું. મંડપની જમીન ઉપર તથા તેની ચઢ ઉતરવાળી બેઠકો ઉપર સહેલાઇથી ચઢી શકાય તેટલા માટે નીસરણીઓ મુકવામાં આવી હતી અને તે ઉપર આછા લીલા ભૂરા રંગનું કાપડ મઢી લીધું હતું. આ આખો મંડપ તદ્દન ઉઘાડો હતો, અને એક ભાગ ઉપર સખ્ત તડકો પડતો હતો. થીએટરનો પાછળનો ભાગ કીલ્લાને મળતો આવતો હતો. મંડપમાં દાખલ થવાના છ વર્ગ રાખવામાં આવ્યા હતા. તે દરેકને માટે આવવા જવાને બાજુએ ગોળ દાદરો ઉભા કરવામા આવ્યા હતા, તેથી ધસારો બહુ ઓછો જણાતો હતો. બંદરના છેક કીનારાની પગથીઓથી લઇ શહેનશાહી સિંહાસનવાળા ગુંબજ સુધીના ભાગમાં વિજળીક રોશનીની ગોઠવણ કરવામાં આવી હતી, અને મંડપની ઉપર તાજા ફુલની ટોપલીઓ તથા આસોપલ્લવના હારોની પણ સુંદર રચના કરી હતી.

ના. શહેનશાહ અને શહેનશાહબાનુને લેઇ આવતી સ્ટીમ લૉંચ જેવી કીનારા ઉપર આવી પહોંચી કે તુરતજ મનવાર ઉપરથી ૧૦૧ તોપોના ધડાકાએ સલામી આપી, અને ડુંગરીવાળી ભૂમિએ તેનો પ્રતિઘોષ કર્યો! કીનારા ઉપર બાદશાહી ચરણકમળ પડ્યાં કે તુરતજ

શહેનશાહી વાવટો ઉંચે ચઢાવવામાં આવ્યો. પ્રથમ નામદાર શહેનશાહ, શહેનશાહબાનુ, હીંદી વજીર લૉર્ડ ક્રયુ, વિગેરેને સત્કાર મંડપમાં એકત્ર થયેલાં—નામદાર વાઇસરૉય, ના. ગવર્નર સાહેબ, તેમના કારોબારી સભ્યો, મુંબઇની ધારાસભાના સભ્યો, રાજવંશીઓ, ઠાકોરો અને અમલદારો એ વિગેરેએ હર્ષભર્યો સત્કાર આપ્યો, અને સત્કારનું કામ પતી રહેતાં ઉપર જણાવેલા સર્વ સભ્યો ચક્રાવાદાર મંડપમાં પોતપોતાની જગ્યાએ ચટપટ દોડીને આવી પહોંચ્યા. તેમજ હાઇકોર્ટના ન્યાયાધીશો, પરદેશી રાજાના કાઉન્સલો વિગેરેએ પણ પોતપોતાનાં સ્થાન લીધાં, મ્યુનીસીપલ કોરપોરેશનના સભ્યો ડાબે પડખે હારબંધ ગોઠવાઇ ગયા. તે પછી બૉડી ગાર્ડોની વચ્ચે ના. શહેનશાહ દંપતી, ના. વાઇસરૉય, લૉર્ડ ક્રયુ તથા ના. ગવર્નર સાહેબ ધીમે પગલે મંડળ તરફ પધારતા નજરે પડ્યા. નૌકા સૈન્યના સીપાઇઓએ સલામતી આપી. આ વેળાએ નામદાર શહેનશાહને માથે હીંદીવાનોનું રાજ્ય છત્ર ધર્યું હતું. અમલદાર મંડપ સાથે ના. શહેનશાહ આવી પહોંચતાં સંગીતના સરોદોથી સર્વ પ્રેક્ષકોનાં હૃદયો આનંદથી હલમલી રહ્યાં અને પડઘમ વાગી. પુરજનોએ ઉલ્લાસથી ના. શહેનશાહ દંપતીને હર્ષના પોકારોથી વધાવી લીધા, અને આવકાર આપવાને ઉભા થઇ આનંદના અવાજો કર્યા. સિંહાસનો માટે ઉભી કરવામાં આવેલી બેઠકો ઉપર ના. શહેનશાહ અને શહેનશાહબાનુ પધાર્યા અને લોકોની હર્ષગર્જનાને માન આપી સિંહાસન ઉપર વિરાજ્યા.

ના. શહેનશાહે પોતાને અતિ પ્રિય એવો નૌકા સેનાધિપતિનો સાદો અને શ્વેત પોશાક ધારણ કર્યો હતો. ઉપર સફેત ટોપી નવીન રાજકુમારના ચિન્હ તરીકેનો ખુલતા ભૂરા રંગનો આડો પટો શોભતો હતો. મુખ ઉપર પ્રવાસની અસર ઝાઝી જણાતી નહીં. ના. શહેનશાહબાનુએ પણ ખાખી બદામી રંગનો રેશમી પોશાક તથા આછા

ભુરા રંગનો પટો ધારણ કર્યો હતો. તેઓ પણ સંપૂર્ણ તંદુરસ્ત દીસતા હતા. નામદાર ગવર્નર સર જ્યોર્જ કલાર્ક તેમને ડાબે પડખે અને નામદાર વાઇસરૉય તથા હીંદી વજીર લૉર્ડ ક્રયુ તેમને જમણે પડખે ઉભા રહ્યા હતા. મંડપમાં સર્વત્ર શાંતિ પ્રસરતાં કોરપોરેશનના પ્રમુખ મી. સર ફીરોજશાહ મહેતાએ પ્રબળ અને ખુલ્લા સ્વરે છટાદાર રીતે નીચે પ્રમાણે માનપત્ર વાંચી સંભળાવ્યું:—

**નામદાર સાર્વભૌમ બાદશાહ**
**અને મહારાણી શ્રી મેરી.**

**નેકનામ ખુદાવિંદ,**

આપ નામવર હિંદની ભૂમિ ઉપર પગ મૂકો છો, તે પ્રસંગે અમે, મુંબઈ શહેરની મ્યુનીસીપાલ કોરપોરેશનના પ્રમુખ અને સભાસદો, શહેરની સમસ્ત પ્રજા તરફથી, એ મહાન અને માંગલિક સમયે અમારી અંતઃકરણપૂર્વકની રાજભક્તિ, અમારા ગર્વ અને હર્ષના આ ઉદ્ગારો આપ ખુદાવિંદ સમક્ષ આજ્ઞા માગી રજુ કરીએ છીએ. આ પ્રસંગ ફક્ત હિંદમાં જ નહીં પણ આપ નામવરોની સત્તા જે જગદ્વિખ્યાત સામ્રાજ્ય ઉપર પ્રવર્ત્તે છે, તેમાં અપૂર્વ છે. પૂર્વના રાજ્યકર્ત્તાઓએ સામ્રાજ્યનું કેન્દ્રસ્થાન છોડી સમુદ્રપારના સંસ્થાનોની કદાપિ મુલાકાત લીધી નથી, તેથી અમે આ પ્રસંગને અમારા ઉદ્ધારના ચિન્હ તરીકે લેખીએ છીએ.

હીંદી પ્રજાને આપના રાજ્યાભિષેકની વધાઇ આપને શ્રી મુખે આપવામાં આપનો નિશ્ચય, સામ્રાજ્યમાં હિંદ જે મહાન પદ ભોગવે છે તે જગતમાં પ્રકટ કરવાનો, શહેનશાહી દીલસોજી દર્શાવવાનો અને જે પતાકાની ભાવનાઓ ન્યાય, સત્ય નિષ્ઠા અને પ્રગતિ છે તેની તળેની વિવિધ રંગી પ્રજાઓને સંબદ્ધ કરનાર જીવિત પટો ફક્ત શહેનશાહ છે, એમ અમે ધારીએ છીએ.

અમારા શહેરનું એક ખાસ ગૌરવ એ છે કે આપ ખુદાવિંદ શહેનશાહ અને શહેનશાહબાનુ હિંદમાં સૌથી પ્રથમ ચરણકમળ ધરો છો. બાદશાહી સંલગ્ન નિમિત્ત પહેરામણીમાં અપાયલું મુંબઈ શહેર કાંઇ ખંડીઆ ઠાકોરો પાસેથી આકસ્મિક સંયોગોમાં ખરીદી લેવાયેલું અથવા તો બીજા વિભાગોમાંથી નાશી આવેલા વ્યાપારીઓથી પોતાના સ્થાન તરીકે ઠરવાને પસંદ કરાયેલું નથી. દીર્ઘદષ્ટિવાળા રાજદ્વારી પુરૂષો, તેની અગત્ય અને ભવિષ્યની મહત્તા પહેલેથીજ વર્ત્તી શકયાં હતાં. અને એક રાજદ્વારી સંધિથી તે મેળવવામાં આવ્યું તે પ્રસંગે, ભરત ભૂમિના કાર્યભારમાં આંગ્લ ભૂમિની શહેનશાહી સરકારે સૌથી પહેલ વહેલો ભાગ લીધો હતો, એમ સૂચિત થયું હતું. અમે મગરૂર છીએ કે આ બેટ જેમની પાસે હતો તે રાજદ્વારીઓએ અને જે ગવર્નરોએ તે મેળવી, તેની ઉપર કાર્યભાર ચલાવ્યો હતો તેમણે બાંધેલી ઉચ્ચ આશાઓ, સમૃદ્ધિ સાથે પરિપૂર્ણ થઈ છે. અમે મગરૂર છીએ કે આ શહેર પૂર્વ અને પશ્ચિમના સુધારાઓને યોજનારી એક બળવતી સાંકળ બની છે. એવી સાંકળ બાંધી બંનેમાં સંપ ફેલાવવાનો બ્રીટીશ સરકારનો ઉદ્દેશ મૂળથી છે.

અમને એ યાદ આવતાં આનંદ થાય છે કે આપ નામદારો અમો વચ્ચે અજાણ્યા નથી. ૭ વર્ષ પૂર્વે આપ અહીં પધાર્યા હતા ત્યારે આપે અમારા લોકોને ઓળખવામાં, અમારા સંદિગ્ધ વિષયો જાણવામાં, અમારી કલાઓ અને ઉદ્યોગો સમજવામાં, આપનાથી બનતા પ્રયત્નો કર્યા હતા. આપ ખુદાવિંદની એ મુલાકાત પછી અમારી ઉચ્ચ ભાવનાઓ પરિપૂર્ણ કરવા સારૂ અમે દૃઢ પ્રગતિ કર્યા ગયા છીએ, એ વિચારો આવતાં અમને આનંદ થાય છે. વ્યાપાર અને ઉદ્યોગોના મધ્યબિંદુને જે કુદરતી મુસ્કેલીઓ નડે છે તેની અસર અમોને લાગી છે, પરંતુ તેથી અમો પાછા હઠયા નથી; પણ આ

શેહેરમાં ગરીબોની જે સ્થિતિ છે તે સુધારતા અને આ ટાપુના કુદરતી લાભોની ખીલવણી કરતા રહ્યા છીએ, અને ઉન્નતિક્રમમાં રહ્યા છીએ. અમે એ વિચારતા મુદિત થઇએ છીએ કે મુંબાઇના શહેરીઓમાં પરસ્પર સંપ છે તેથી તેની સ્થાપના સૌથી વધુ ઉત્તમ પાયાઓ ઉપર થએલી છે, અને જે ભિન્ન ભિન્ન કોમો અને વર્ગો તરફથી આજે અમે પ્રતિનિધિ રૂપ, આપ ખુદાવિંદ હજુર હાજર થયા છીએ તેઓમાં સામાન્ય શહેરીપણાંની મજબુત લાગણી રહેલી છે.

નામદાર શહેનશાનબાનુ મેરી, આપની કૃપાવંત હાજરી નીચે, સ્ત્રીત્વની ઉત્તમ ભાવનાઓના એક ઉન્નત સમૂહ તરીકે આપને લેખી, હીંદી કીનારા ઉપર આપે બીજીવાર પધરામણી કરી તેથી હિંદી પ્રજા પુનઃસજીવન થએલી આભાર અને સ્નેહની લાગણીઓથી આપને વધાવી લેતાં આનંદ પામશે. આપનું આગમન એજ સૂચવવા થયું છે કે આપ ખુદાવિંદો અમારા શહેનશાહ અને શહેનશાબાનુ છે, એ આપની હિંદી પ્રજા કદાપિ ભૂલશે નહીં. અમો અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે હિંદી પ્રજાના જ્ઞાનથી પુષ્ટ બની, હિંદી પ્રજાના શોક અને હર્ષમાં સમભાગી થઈ, અને આપ ખુદાવિંદોના માનવંત પૂર્વજો મર્હુમ મહારાણી શ્રી વિજયાકુમારી ( વિક્ટોરીઆ ) અને મર્હુમ મહારાજા શહેનશાહ એડવર્ડ સાતમાથી, વારસા તરીકે પ્રાપ્ત થયેલા હીંદી પ્રજા પ્રત્યેના પ્રેમથી આપ નામદારો પ્રિયકર થઇ પડો, અને સામ્રાજ્યના શહેનશાહી મુકુટને ધારણ કરી ઉત્તમ આર્શિવાદો અને સુખોથી વિભૂષિત થાઓ.

આ પ્રમાણે માનપત્ર વંચાઇ રહ્યા બાદ ઓ. સર ફીરોજશાહે બાદશાહી સિંહાસન સમિપ જઇને ના. શહેનશાહને સલામ સાથે એ માનપત્ર અર્પણ કર્યું અને મી. પીરોજશા શેઠના તથા મી. ઈ. એમ. પ્રોસે સાથે ઉંચકી લીધેલું કોરપોરેશનનું કારીગરીવાળું કાસ્કેટ એના-

યત કર્યું. નામદાર શહેનશાહે તેનો સત્કાર કરીને કૃપાવંત થઇ આ પ્રમાણે ઉત્તર વાળ્યોઃ—

તમે વાજબી કહ્યું છે કે હું તમારી વચ્ચે અજાણ્યો નથી, અને હું અંતઃકરણપૂર્વક તેનો ઉત્તર વાળતાં કહું છું કે તમારા સુંદર શહેરમાં હું મને પોતાને અજાણ્યો માનતો નથી. છ વર્ષ ઉપર ખરેખર હું એક નવા આવનાર તરીકે આવ્યો હતો; પણ તે સમયનો તમારો અંતઃકરણનો અને સમભાવવાળો આવકાર હજી મારા સ્મરણમાં તાજોજ છે. તમારા કીનારાની નજીક આવતાં ખુલ્લો થતો આશ્ચર્યકર દેખાવ, જાણે સમુદ્રના પેટામાંથી ફુટી નીકળ્યાં હોય એવાં તાડના ઝાડની પહેલી ઝાંખી હું વીસરી ગયો નથી, અને મારો તે વિષેનો મોહ લગાર પણ ન્યૂન થયો નથી. મુંબઈથી હું સને ૧૯૦૫ માં તમારા સ્નેહાળ આવકાર સાથે આ વિશાળ દેશના, કાંઈ નહીં તો અમુક ભાગની મુસાફરી કરવાને અને તેના લોકો સંબંધી કેટલીક માહિતી મેળવવાનો પ્રયત્ન કરવાને નીકળ્યો હતો. મેં જે માહિતી મેળવી તેથી સઘળી કોમો અને ધર્મોના લોકો તરફની મારી સમભાવની લાગણી ઉંડી થયા વિના રહી ન હતી, અને જ્યારે મારા વ્હાલા પિતાનું મરણ થયું અને હું મારા બાપદાદાઓની ગાદીએ આવ્યો, ત્યારે હિંદમાંની મારી પ્રજાઓની ફરીથી મુલાકાત લેવાની મને આતુર ઇચ્છા થઇ.

એ ઇચ્છાની પૂર્ણતા થવા સાથે શહેનશાહબાનુ સહિત અહીં મને પોતાને જોઉં છું, એટણે અસાધારણ લાગણી થઈ આવે છે, અને હવે આ ઇલાકાના ચોક્કસ વિસ્તારોમાં ઝઝુમી રહેલી તંગીની ચિંતા સારે ભાગ્યે દૂર થવા પામી છે, તે માટે અનુકૂળ અને સમયસરના વર્ષાદનો આપણે આભાર માનવો જોઇએ, તથા વસંતઋતુના સારા પાકથી તમારી ભૂમિ સુખી થવાની દરેક આશા રહે છે, તેથી હું આભાર પૂર્ણ હૃદયે અહીં આવું છું.

તમારા વક્તૃત્વપૂર્ણ ભાષણે મને સ્મરણ કરાવ્યું છે કે મુંબાઈ ટાપુ, એક વાર બ્રીટીશ રાણીની પહેરામણીમાં મળેલું નગર છે. તે સમયે એટલે ૨૫૦ વર્ષ ઉપર હંફ્રીકુકે તેનો કબજો લીધો ત્યારે તે માત્ર મચ્છીમારનું ગામડું હતું. તમે સદ્‌ગૃહસ્થોએ અને તમારા આગળના આગેવાનોએ તેને બ્રીટીશ સામ્રાજ્યનું જવાહીર બનાવેલું છે. હું ફરી હર્ષથી તેનાં સુંદર અને ભવ્ય મકાનોની રોનકદાર હાર જોઉં છું, અને વળી ઓછા ધ્યાન ખેંચનારા, પણ હાલમાં થયલા વિશેષ લાભકારક સુધારા પણ જોઉં છું. પરંતુ તે સર્વ ઉપરાંત આવા જવાહીરના સર્વોપરી તેજ રૂપે જે શેહેરીઓના સર્વે વર્ગોની જે શાંતિ, જે સુખ અને જે આબાદી હોવાં જોઇએ, તેને ઉત્કૃષ્ટ બનાવવાનાં તમારા પ્રયત્નો હું સર્વ સ્વીકારૂં છું. હું મારા અંતઃકરણથી આજે મને અને શહેનશાહબાનુને તમે આપેલા ઉદાર આવકાર માટે તમારો આભાર માનું છું.

અમે આતુરતાથી પ્રભુ પાસે એવી સ્તુતિ કરીએ છીએ, કે આપણા હીંદી શહેનશાહત ઉપર પ્રભુના આશિર્વાદ વર્ષો તેમજ પ્રજાને શાંતિ તથા આબાદીની સદા જામીનગીરી મળો!

ઉપર પ્રમાણેનો ઉત્તર ચોખ્ખા અને સાંભળી શકાય એવા મ્હોટા સ્વરે ના. શહેનશાહે વાંચી સંભળાવ્યો અને સર ફીરોજશાહને અર્પણ કર્યો. સર ફીરોજશાહે તેનો માનભરી રીતે સત્કાર કર્યા પછી તેમના પત્નિ લેડી મહેતાએ રાતાં અને ધોળા-લાલ ગુલાબનો ને લીલી રેશમથી બાંધેલો ગોટો ના. શહેનશાહબાનુને અર્પણ કર્યો, અને તે નામદારે તેનો હસીને સત્કાર કર્યો. તે પછી સર ફીરોજશાહે કોર્પોરેશનના સર્વે સભ્યોને ઓળખાવ્યા. ઓળખાણ-પીછાન સમાપ્ત થતાં ના. શહેનશાહ અને શહેનશાહબાનુ સિંહાસન ઉપરથી ઉઠયા અને પુરજનોએ હર્ષના ગગનભેદી પોકારો કર્યા. તે નામદારો ચાર

ઘોડાની ગાડીમાં સજ્જ થયા. પોતાને માટે તૈયાર રાખવામાં આવેલી આ ગાડીમાં બેસવાની જેવી તેઓ તૈઆરી કરવા લાગ્યા તેવીજ બંદરપર એકત્ર થયેલી મેદનીએ એકવાર ફરીને હર્ષ ગર્જના કરી અને નામદાર શહેનશાહ દંપતીને વધાવી લીધા! પ્રજા તરફની આ હેતાળ લાગણીનો ઉત્તર તે નામદાર બહુ હસ્તે મુખડે આપતા જણાતા હતા, અને પ્રજાની લાગણીનું જાણે માપ કરતા હોય એવી પ્રભા તેમના મુખ ઉપરથી પ્રતીત થતી હતી. તે નામદાર ચાર ઘોડાની ગાડીમાં સજ્જ થયાં, અને તે વેળા તેમને માથે સોનેરી સુંદર છત્ર ચામર ધરવામાં આવ્યું. તેમની ગાડી પાછળ બીજી ગાડીમાં એ નામદારની સાથે આવેલા લૉર્ડ ક્રયુ, નામદાર વાઇસરૉય સાથે બીરાજ્યા હતા. તેમની પાછળ મુંબઇના ના. ગવર્નર હતા. કુલ્લે ચાર ઘોડાની ચાર ને બે ઘોડાની ત્રણ ગાડીઓ સરઘસમાં હતી. સરઘસને મોખરે અંગ્રેજી પલટનોની અલગાર વાજાં સાથે હતી, જેની પાછળ બાદશાહી તોપખાનાંની ટુકડી નવ તોપો સાથે હતી. તેની પાછળ ઘોડેસ્વાર પલટનની બીજી ટુકડી અને તેની જોડે લાન્સરની બે ટુકડી હતી. તેની પાછળ લાલ ડ્રેસમાં દેશી બૉડીગાર્ડો ઘોડે સ્વાર હતા. એ લશ્કરીક્રમ ખલાસ થતાં જ પહેલી ગાડી ના. શહેનશાહ અને શહેનશાહબાનુની ક્રમવાર નીકળી. આ ક્રમે બાદશાહી સરઘસ ચાલુ થતાં જ અને એપોલો બંદર ઉપરના પહેલાં આરકામાંથી પસાર થતાં, તે નામદારનાં દર્શન કરવાને તલપી રહેલાં લોકોએ હર્ષ ગર્જના કરી મુકી હતી, અને તેજ પ્રમાણે તે નામદારની સ્વારી જેમ જેમ આગળ વધતી ચાલી તેમ તેમ આજુબાજુના મકાનોની બારીઓ, છાપરાંઓ અને છજાઓ ઉપર જમા થયેલાં દર્શનાતુર લોકોએ, તેમજ રસ્તા ઉપર ઉભા રહેલાં લોકોએ તે નામદારોને હુરરેની ગર્જનાથી વધાવી લીધા હતા. જે સઘળાનો ઉત્તર તે નામદાર પ્રમુદિત મુખે આપ્યા જતા હતા. રાજભક્તિ-

ના આ પ્રકારના ઉદ્દગારોથી તે નામદારોના હૃદય પ્રફુલ્લિત થયેલાં દીસતા હતાં અને મુખ ઉપર પ્રમોદના ચિન્હો પ્રકટી રહેલાં જણાતાં હતાં. લોકોની મેદની એટલી બધી ભારે હતી કે બન્ને બાજુએ લોકો સમાતા પણ નહોતા. જે સ્થળોએ આશરે ૨૫ હજાર બાળકોને એ-સાડવામાં આવ્યા હતા, તે સ્થળે સ્વારી ઘણી ધીમેથી ચલાવવામાં આવી હતી. કાલકાદેવી થઇ, પાયધુણીએ સ્વારી પહોંચી અને ત્યાંથી ભીંડીબજાર, સેન્ડહર્સ્ટ રોડ થઇ ક્વીન્સ રોડને માર્ગે થઇ રાજસ્વારી પાલવા બંદરે બરાબર ૫૫ મીનીટે આવી પહોંચી હતી. આ સરઘસ વેળાએ કોઈ બીમાર થઇ જાય તેમને તાત્કાલીક મદદ આપવા કસ્ટમ ચોકી, એપોલો બંદર, સેલર્સ હોમ, જાહેર બાંધકા-મખાતાંની ઑફીસ, એલ્ફિન્સ્ટન હાઇસ્કુલ, પ્રિન્સેસ સ્ટ્રીટ પોલીસ સ્ટેશન, ભીંડી બજારની પોલીસ ચોકી, ગોલપીઠાં આગળની ચોકી, અમેરીકા ઇંડીઆ સીનેમીટોગ્રાફ વિગેરે સ્થળોએ વૈદ્યક મદદ તથા એમ્બ્યુલન્સ તૈયાર રાખવામાં આવ્યા હતા. ચાલો આપણે પણ આ સ્વારીમાં નીકળીએ અને મુંબઈની બહાર નિહાળીએ.

એપોલોના ચક્રાવાદાર મંડપની સામે યાટ કલબના મજાના બગીચામાં ચીનાઈ ફાનસોના તોરણો અને ઝાડે ઝાડે એવાંજ ફાનસો લટકાવી દીધેલાં નજરે પડે છે. એ આખી કલબના મકાનને જમીન-થી તે ઠેઠ છાપરા સુધી રોશનીથી દીપાવવાની સર્વ ગોઠવણ મોટા પાયા ઉપર કરવામાં આવેલી હોય તેમ દીસે છે. કલબ ઉપર રંગબે-રંગી વાવટા લટકાવી નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુને આવકાર આપનારા અને તેમનું લાંબુ આયુષ્ય ઇચ્છનારા–Welcome ( ભલે પધારો ) God save the King ( ઇશ્વર રાજાનું રક્ષણ કરો ) India welcomes her Emperor and Empress. ( હિંદ પોતાના શહેનશાહ અને શહેનશાહ બાનુને આવકાર આપે

છે.) લેખો ધ્યાન ખેંચે છે. પડખાના તાજમહાલ હોટેલનો શણગાર પણ જોવા લાયક છે. તેની પણ વાવટા અને તોરણોની સજાવટ દૂરથી ઘણી મનોહર જણાય છે. તેની નીચે Heavens light our Guide એવો મુદ્રા લેખ નજરે પડે છે. એ સમગ્ર મકાન ઉપર રોશનીની પણ ગોઠવણ કરેલી છે, એટલું જ નહીં પણ તેના ઘુમટો સાથે દોરડા બાંધી ઝુલતી વિજળીક રોશનીની આકર્ષક વ્યવસ્થા કીધી છે. તેજ પ્રમાણે એપોલો રોડથી બહાર પડતાં હોટેલનો શણગાર પણ ભવ્ય છે. પ્રેસીડન્સી એસોસીએશન વાળા મકાનની એક બાજુએ ખાલી જમીન ઉપર એક માંચડો ઉભો કર્યો છે. અહીંથી માંચડાઓની અલગાર શરૂ થાય છે. એ મકાનને લાલ ફુલ પાતરાંની ઝાલકો ટાંગેલી છે અને કસબી ભરતના ઝુંડાઓ પણ મુકવામાં આવ્યા છે. વચ્ચે વચ્ચે ઘંટા, શહેનશાહની છબી જી. આર. અને એમ. આર. ના ટુંકા અક્ષરો લટકાવી દીધેલા જણાય છે. એ રસ્તા પર આવેલી મીલનરની કુંપનીએ પોતાની દુકાન ધજા—પતાકાથી શણગારી તેપર God bless and protect our Gracious King and Queen and all the Royal children–(ઈશ્વર અમારા રાજા રાણી અને શહેનશાહી કુટુંબના બધા બાળકોને આશિર્વાદ આપી તેમનું રક્ષણ કરો.) નો લેખ લટકાવી દીધો છે. સરઘસ તે પછી સેલર્સ હોમ આગળ આવી પહોંચે છે. અહીં આગળ આગબોટની ઉભી કરેલી આકૃતી નજરે પડે છે. સેલર્સ હોમ અને વેલીંગ્ટન ફાઉન્ટન આગળ બાદશાહી પરોણાઓને આવકાર આપવાને એક સુંદર કમાન ઉભી કરવામાં આવી છે. તેનો પણ શૃંગાર સરસ અને વિવિધ રંગોની પુરવણીથી ઓર ખુબીદાર જણાય છે. એક સુંદર કમાનની વચમાં India greets Their Royal Majesties–(હીંદ આપ નામવરોને નમન કરે છે.) નો

લેખ અને તેની બે બાજુપર જુદી જુદી ભાષાઓમાં આવકાર આપનારા લેખો દીપી ઉઠે છે. ગુજરાતમાં "હિંદ વધાવે હર્ષથી, હિંદતણા શિર-તાજ" મરાઠીમાં "**प्रेमे स्वागत करितो हिंदजिन सार्वभौम दंपतिचें.**" ફારસીમાં આવી જ મતલબના લેખો છે. સેલ્સ હોમ અને: વેલીંગ્ટન ફાઉન્ટન જે પ્રકારના વાવટા–તોરણો અને રોશનીથી શણગારેલો છે, તેનો દેખાવ પણ ફુવારાની આસપાસના કુંડાઓથી ખુશનુભર્યો જણાય છે. એપોલો બંદર છોડતાં ઠેઠ વેલીંગ્ટન ફાઉન્ટન સુધી અને એલ્ફીન્સ્ટન કોલેજની સામેથી તે ઠેઠ બોરીબંદર સુધી બંને બાજુએ થાંભલા ગોઠવેલા છે, અને તેમનાપર કાગળના વિવિધ રંગના ફુલો, તોરણો, ઘંટાઓ અને શહેનશાહના રાજ્યચિન્હના આકારો પાડેલા છે. હવે સરઘસ ક્રેસંટના મેદાને આગળ આવી પહોંચે છે. એલ્ફીસ્ટન કોલેજના એક પડખામાં બેઠકોના માંચડા બાંધેલા છે અને તેની શોભા પણ જોવા જેવી છે. તેનો તથા મ્યુઝીયમ તરફના માંચડાઓનો શણગાર પણ રળીયામણો છે. કોલેજ આગળ એક આરકું ઉભું કરવામાં આવ્યું છે, તેનીપર ગેસની રોશનીની વ્યવસ્થા સારી લાગે છે. કોલેજના છેક મથાળાથી તે ઠેઠ જમીન સુધી વીજળીક રોશનીની ગોઠવણ છે. કોલેજની ઇમારત ઉપર Royal Elphinstonians greet their Imperial Majesties–વફાદાર એલ્ફીન્સ્ટન કોલેજના વિદ્યાર્થીઓ તમો નામદારોને નમન કરે છે એવો લેખ મુકવામાં આવ્યો છે. કોલેજમાં દાખલ થવાના દરવાજાને મથાળે આપેલા સર કાવસજી જહાંગીરના બસ્ટ આગળ સૂર્યની આકૃતી ઉભી કરેલી છે, અને "ખુદા અમારી રાહબરી કરે" એવો લેખ મુક્યો છે. ફુલ પાનના જુદા જુદા રંગના શણગારથી સરસ્વતી દેવીનું એ મંદીર સારૂં શોભે છે. સાસુન મીકેનીક્સ ઇન્સ્ટીટયુટના મકાન ઉપર રોનકદાર શણગાર અને રોશનીની સામગ્રીથી જળહળી ઉઠે તેવું છે. આજ ભાગમાં આવેલા

મરહુમ નામદાર શહેનશાહ સાતમા એડવર્ડના ઘોડેસ્વાર પુતળા આગળ બે ઉંચા મીનારા ઉભા કરેલા છે અને ફુલપાનના તોરણોવાળા નાના નાના થાંભલાથી તેને ઘેરી લીધું છે. પુતળાની બેઠકની કીનારીઓ ઉપર ગેસની રોશનીની સર્વ વ્યવસ્થા થયેલી છે. પુતળાંને હાલમાં જ વારનીસ ચઢાવેલો હોવાથી તે ઝગમગી રહ્યું છે. આર્મીનેવીની સમગ્ર ઇમારત સફેદ અને લાલ ગુલાબની સંમિશ્ર રોશનીથી તથા વાવટાઓની ઝાલરથી શોભે છે. તેની છેક ટોચે લાલ રોશનીનું બાદશાહી તાજ બનાવેલું છે. યુનીવર્સીટીના બગીચાની પણ શોભા સુંદર છે. બગીચામાં ઝાડો ઉપર રંગ–બેરંગી વાવટા અને ચીનાઈ ફાનસો લટકાવી દીધેલાં છે. રાજાબાઈ ટાવરની શોભા રોશની વખતે જોવાનો લાભ મળે તો ચમકતા તારાનો આબેહૂબ ખ્યાલ રજુ કર્યા વિના રહે નહીં, યુનીવર્સીટી સામેનાં મકાનોએ પણ વિવિધ શણગારો સજ્યાં છે. ચલણી સિક્કાવાળી કરંસી બેંક ઉપર ચલણી સિક્કાઓનો શણગાર સજેલો છે. રૂપીઓ, અરધો, પાવલી, બેઆની, વિગેરે સિક્કાઓના કદના સીસાના સીક્કાઓને વાવટા સાથે જોડી દઇને ઠામ ઠામ ભીંત ઉપર ચોડેલા છે. કાળા પત્થરની આ ઇમારત સફેદ સિક્કાના આ સાજથી પ્રેક્ષકોનું ખાસ ધ્યાન ખેંચી રહી છે. આ તરફના વેપારીઓએ પોતાની દુકાનોને પ્રસંગને અનુસરતી રીતે શોભાવવામાં કશી ખામી રાખી નથી.

બાદશાહી સરઘસ ત્રીચર કંપની આગળ આવી પહોંચે છે, તે વખતે હાઇકોર્ટ પાસેની સુંદર કમાન ખાસ ધ્યાન ખેંચે છે. આ ઠેકાણે મી. ધનજીભાઈ બહમનજી કલહાટી તરફથી રૂા. ૧૦ હજારના ખર્ચે એક સુંદર ઘુમટવાળી કમાન ઉભી કરવામાં આવી છે. તેની ઉપર સોનેરી ચક્રો ગોઠવવામાં આવ્યાં છે. અને ગુજરાતી દોહરામાં લખવામાં આવ્યું છે કે:—

માગે મુંબાઈની પ્રજા, કરજોડી પ્રભુ પાસ;
મહારાજા મહારાણીને, આપો સુખ અવિનાશ.

કમાન ઉપર વિજળીક રોશનીની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. શણગાર માટે મોતીની શેરો લટકાવવામાં આવી છે. દીવાલ ઉપર માણસના માથાવાળો એક ઈરાની બળદ ચીત્રવામાં આવ્યો છે. આ રસ્તા-પર આવેલાં ગ્રેશામ બીલ્ડીંગ અને ઈસ્ટર્ન બેંકના મકાનને રંગબેરંગી વાવટા અને તોરણોથી શણગારી તેની પર. G. R. અને M. R. ના અક્ષરો ગોઠવવામાં આવ્યાં છે. સરઘસ તે પછી ફીલીપ કંપનીની દુકાન આગળ આવી પહોંચે છે. આ દુકાન આગળ બે સુંદર ઘુમટ-વાળા સ્થંભો ઉભા કરવામાં આવ્યા છે. આગળ ચાલતાં એલીસ બીલ્ડીંગ, સ્ટૅન્ડર્ડ બીલ્ડીંગ, અને વ્હાઈટવે લેડલો કંપનીનાં મકાનો પણ યુનીઅન જેકના ઝુંડા, સુંદર રંગબેરંગી વાવટા, તોરણો અને મુદ્રાલેખોથી શણગારાયેલાં જોઈ શકાય છે. વ્હાઈટવે કંપનીની દુકાન આગળ બે દેહેરીવાળા સ્થંભો ઉભા કર્યા છે અને બીલ્ડીંગ ઉપર God bless our King and Queen–ઈશ્વર અમારાં રાજા–રાણીનું કલ્યાણ કરો, નો લેખ લટકાવવામાં આવ્યો છે. કોક્ષ બીલ્ડીંગ, કેનેડા બીલ્ડીંગ, અને સીંગર કંપનીની દુકાનો પણ ધ્વજા–પતા-કાથી શોભી રહી છે. નેવી લીગ સુધીના મકાનોમાં એક પણ મકાન એવું ભાગ્યેજ નજરે પડે છે કે જ્યાં યુનીઅન જેકનો વાવટો અને તોરણો દૃષ્ટિગોચર થતાં ન હોય. નેવી લીગ આગળ આવતાં ના. શહેનશાહના જીવનવૃત્તના પૂર્વ ભાગની ભલી યાદ આપણને થાય છે. લીગે લખ્યું છે કે "The Navy League Welcomes our Sailor King" એમ કહેવાય છે કે કોઈ પણ દેશને સેલર કીંગ હોય તો તે ઈંગ્લાંડનેજ છે, તે સંસ્મરણીય છે. ભાટીઆ બાગ આગળ, તેની સામે બે ઘુમ્મટવાળા બે સ્થંભો ઉભા કરવામાં આવ્યા છે, અને તેની ઉપર

ગેશની રોશનીની વ્યવસ્થા છે. કોટના સર્વ મકાનોની અગાશીઓ ઉપર ઝાલરવાળા માંચડા ઉભા કર્યા છે, તેથી બેસવાની વ્યવસ્થા ફત્તેહમંદ રીતે પાર પડી છે. આવી રીતે સીંગર કંપનીની દુકાન, સર જમશેદજી જીજીભાઈ બેનીવોલંટ ઈન્સ્ટીટયુટ, વહોરાઓની મોટી મસજીદ, ધી બ્રીટીશ ફોરેન બાઈબલ સોસાઈટી વિગેરે મકાનોને વટાવી, એમ્પાયર બીલ્ડીંગ પાસે થઈ સ્વારી વિક્ટોરીઆ ટરમીનસ અથવા બોરીબંદરના સ્ટેશન પાસે આવી પહોંચે છે. આ સ્ટેશનનો ભપકો સૌ કરતાં વધારે મોહક જણાય છે. તેનું આખું મકાન લાલ–પીળા–ભૂરા–ધોળા વિગેરે રંગના યુનીઅન જૅકના વાવટાઓથી દેદિપ્યમાન કરવામાં આવ્યું છે. તેની રોશનીનો ભપકો તો આપણે કદી ભૂલી ન શકાય એવો છે. ટાવર ઉપર Hail Emperor અને તેની આજુ-બાજુ G. R. એ શબ્દો તરી આવે છે. તેની ઉપર ના. શહેનશાહના મુકુટનો આકાર છે. એ સર્વ અક્ષરો તથા મુકુટ કાચના છે, તેથી જ્યારે મકાનના દરેકે દરેક કાંગરા ઉપર રોશનીના કિરણો ભભુકશે ત્યારે ટાવર જાણે પૂર્ણિમાનો ચન્દ્ર હોય તેવો ભાસ થયા વિના રહેશે નહીં, એમ પ્રથમ દૃષ્ટિએ જોતાં જ લાગી આવે છે. તારાની જગ્યા પુરવા નાના નાના દીવાઓ પણ ગોઠવવામાં આવ્યા છે. સરઘસ હવે ક્રુકશેંક રોડ તરફ વળે છે. આ ઠેકાણે મ્યુનીસીપાલીટીનું મકાન ઘણી જ આકર્ષક અને મનરંજક રીતે શણગારવામાં આવ્યું છે. આ મકાન બરાબર બોરીબંદરની સામે જ આવી રહેલું છે. તેના પત્થરના થાંભલાઓ કપડાંથી વીંટી લીધાં છે. "સ્વતંત્રતા" દેવીના પુતળાને નવો ગીલ્ટ આપવામાં આવ્યો છે, તેથી તેની પાંખ સૂર્યના તડકામાં પ્રકાશી નીકળે છે. ત્રણ મજલાની કીનારી તથા દરેકે દરેક બારી નીચે ભુરા, લાલ, અને સફેદ રંગના કાપડની સુંદર ઝાલર ચોડી દેવામાં આવી છે. વીજળીની લાઈટ માટે

ઇંડાની આકૃતિવાળા ગ્લોબ પણ શોભી રહ્યા છે. સ્વતંત્રતા દેવીના પુતળાના પગ આગળ વધારે લક્ષ ખેંચાય છે. લાલ ઝાલરવાળા એક મોટા, સફેદ ઝુંડાની ઉપર G. R. I. Vinat Imperator નો સોનેરી અક્ષરોનો લેખ અને તેની ઉપર રાજ્ય મુકુટનું ચિત્ર છે. ઓફીસની ડાબી બાજુએ જ આરકુ ગોઠવવામાં આવ્યું છે—તેની કમાન ઉપર વચ્ચો વચ્ચ રાજમુકુટ છે અને તેના બન્ને બાજુના મિનારારૂપ થાંભલા ઉપર રોશનીની તૈયારીઓ છે. કમાનમાં Urbs primus in Indis એવો મુદ્રા લેખ કાઢવામાં આવ્યો છે. સ્વારી ધોબીતળાવપર આવી પહોંચી. આ રસ્તાપરની સેંટ ઝેવીઅર્સ કોલેજ અને એલ્ફીન્સ્ટન હાઈસ્કુલના મકાનપર વાવટા લટકાવવામાં આવ્યાં છે. ધોબીતળાવના રસ્તાપર બબ્બેની જોડીમાં ચાર સ્થંભો એલ્ફીન્સ્ટન હાઈસ્કુલ આગળ, એસ્પ્લેનેડ રોડ આગળ, કાલબાદેવીરોડપર જવાના રસ્તાપર અને ગીરગામ જવાના રસ્તા ઉપર ઉભા કરવામાં આવ્યાં છે. આ સ્થંભો ઉપર સુંદર તોરણો લટકાવી તેનાપર કાગળના હાથીઓ ઝુલાવવામાં આવ્યાં છે. સરઘસ હવે કાલબાદેવીના રસ્તાપર વળે છે. જો કે કેટલાક વેપારીઓએ અહીં પોતાની દુકાનો શણગારી રાજભક્તિ દર્શાવી આપી છે, પણ પાછળના મુકાબલામાં તે ઝાંખા જેવોજ જણાય છે. અહીં આગળ, યુરોપીયન શાહી અને દેશીશાહી શણગારોનો ભેદ પ્રત્યક્ષ થઈ આવે છે. ખજુરીના પાંદડા, કેળના સ્થંભો, રાતા, ભુરા, લીલા, રંગના વાવટા વિગેરે સારા પ્રમાણમાં શોભે છે. જુની મનીસ્કુલનું મહમદી મકાન આગળ એક આરકું ઉભું કરવામાં આવ્યું છે મકાન સારી રીતે શણગારાયેલું છે. ચીનાઈ બ્રધર્સ તથા ફેંટાના વેપારી મીસ્ત્રીએ પણ શૃંગારની યોજના ઠીક કરી છે. ભરૂચા બીલ્ડીંગનો દેખાવ આપણું ખાસ ધ્યાસ ખેંચે છે. ના. શહેનશાહ તથા બાનુની છબીઓ ત્યાં

ગોઠવાઈ છે, અને તેની પાછળ રોશની એ ઘડી ચક્તિ કરે તેવી છે. પણ શૃંગારની યોજના ઠીક કરી છે. ભરૂચા બીલ્ડીંગનો દેખાવ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. ના. શહેનશાહ તથા બાનુની છબીઓ ત્યાં ગોઠવાઈ છે, અને તેની પાછળ રોશની એ ઘડી ચકિત કરે તેવી છે. પટણી બીલ્ડીંગનો દેખાવ પણ અચ્છો છે. દેવજી માલજી ઝવેરીની દુકાનને પણ વાવટા તોરણથી શોભાવવામાં આવી છે. મારવાડી નંદરાય સુરજમલના મકાનને પણ ભોંય તળીએથી ઠેઠ ટોચ સુધી કાગળના ફુલોનાં તોરણો પહેરાવવામાં આવ્યાં છે. બાબુ પુરણચંદ પન્નાલાલના મકાનપર Greetings to Their Majesties from P. Pannalal-( મી. પન્નાલાલ તરફથી નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુને નમન. ) ના લેખ ટાંગી મકાનપર વાવટા લગાડવામાં આવ્યા છે. આ રસ્તાપર લોકોની ધમાલ પણ મોટા પ્રમાણમાં પસાર થતાં સરઘસમાં શહેનશાહી યુગલને વધાવી લેવા સંખ્યાબંધ પુરજનો ઉત્સાહી થઇ રહ્યાં છે. રાજાબહાદૂર શીવલાલ મોતીલાલ તથા ભુલેશ્વરના બંબાખાનાને વટાવી સ્વારી પાયધુની ઉપર આવી પહોંચી. પાયધુણીનું જૈન દેરાસર પણ ઉત્તમ રીતે શણગારવામાં આવ્યું છે. તે પર ના. શહેનશાહને આવકાર આપનારાં અને નમન દર્શાવતા લેખો લટકાવ્યા છે. આગળ રસ્તાપર ચાર સ્થંભો ઉભા કરી તેના ઉપર તાજના આકારનો ઘુમટ ફીટકીનારીથી શણગારી લગાવવામાં આવ્યો છે. હવે ભીંડી બજારના રસ્તા તરફ વળીએ. અહીંના ખાનગી મકાનો તો લુખા જેવાંજ જણાય છે, કોઈ કોઈ મસજીદ ઉપર વાવટા ને રોશની જણાય છે. સેંડહર્સ્ટ રોડ ઉપર કમિટી તરફથી થાંભલા નાંખી નળ બજારના નાકા સુધી શણગાર થયેલો છે. વચ્ચે સ્થંભો પણ નાંખ્યા છે. અને કોટની પેઠે જાપાનીઝ ફુલોની હાર કટાર જોઈ આનંદ થાય છે. નળ બજારની મોટી મારકીટ સારી રીતે વાવટા

તથા રંગબેરંગી કપડાંથી શણગારાઇ છે. ત્યાંથી ડંકનરોડની ટ્રામ પસાર થાય છે, ત્યાં સુધીનો દેખાવ ઘણો નજીવો છે, પણ મી. વીઠલ પરશોતમના આયર્ન ફાઉન્ડરી આગળ વાવટા તથા G. R. ના રોશનીમય અક્ષરો કાઢવામાં આવ્યા છે. જાણીતા શેઠ મોરારજી ગોકળદાસની ચાલીઓ આગળ કોટન મર્ચન્ટ એસોસીએશને ધંધાની એવી કુશળતા બતાવી છે કે આખા મુંબઈના સર્વ શણગારમાંથી અલગ પડી, સર્વેનું ધ્યાન ખેંચી રહેલી નરદમ રૂની ગાંસડીઓથી બનાવવામાં આવેલું આ આરકું એસોસીએશનની કુશળતા માટે આપણને માનબુદ્ધિ ઉપજ્યા વિના રહે નહીં. આ આરકા માટે રૂની ગાંસડીઓ એક ઉપર એક એમ ૩૭ ફીટ ઉંચાઈમાં ગોઠવી બે મોટા ચોરસ થાંભલા બનાવવામાં આવ્યા છે. વચ્ચે કમાન બનાવી છે, અને તેમાં છુટું ધોળું રૂ ભર્યું છે. દરેક થાંભલા ઉપર પણ રૂથી ભરેલો એકેકો ઘુમટ મુકવામાં આવ્યો છે. આગળ ચાલતાં ગ્રેટ ઇંડીઅન સર્કસે પણ શહેનશાહને કલ્યાણ ઇચ્છનારો લેખ મુક્યો જણાય છે. હીરા હાઉસ પણ તોરણ અને વાવટાઓથી વેષ્ટિત છે. આગળ વધતાં અમેરીકા–ઇંડીઆ સીનેમેટોગ્રાફની સામે ગોવાનિઝ કોમનું આરકું છે, અને તેની પર તાજ મુકવામાં આવ્યું છે. આ કમાનની એક બાજુ ઉપર Goan's Homage & Loyalty (ગોવાનિઝ લોકોનું નમન અને રાજભક્તિ) અને બીજી બાજુ God bless their Majesties (ઇશ્વર શહેનશાહી યુગલને રક્ષો) નો લેખ લખવામાં આવ્યો છે. રસ્તાની બન્ને બાજુપર વિદ્યાર્થીઓ બેઠા છે, અને નામદાર શહેનશાહની સ્વારી આવી પહોંચતાં હર્ષના મધુરા સરોદથી વધાવી લે છે. ઠાકરશી મુળજી ગૃહને પસાર કરી સરઘસ સૅન્ડહર્સ્ટ રોડ ઉપરથી પુલ તરફ નીચે ઉતરે છે. આ ઠેકાણે પણ સુંદર સ્થંભો શોભી રહ્યાં છે. ચર્નીરોડના સ્ટેશન આગળ વહોરાઓનું સેનેટોરીઅમ અને ખુદ

સ્ટેશન ઉપર શણુગાર ઠીક છે. સોનાપુર આગળ થઇને સ્વારી હવે મરીન લાઇન્સ સ્ટેશન આગળ આવી પહોંચે છે. આ બે સ્ટેશન વચ્ચે શણુગાર જેવું કાંઈ જ નથી, એમ કહીએ તોપણુ ચાલે. સ્ટેશન ઉપર વાવટાઓ છે. પરન્તુ વચેના યુરોપીયન લોકોનાં મકાનો હરરોજના જેવાં સાદાં જ છે– કાંઇ વત્તું ઓછું ચિન્હ જણાતું નથી, એ જોઇ વિસ્મય થવાય છે. સરઘસ હવે ક્વીન્સરોડના રસ્તા પરથી ચર્ચગેટ સ્ટ્રીટ તરફ વળી હાઇકોર્ટના મકાન તરફ જાય છે. ચર્ચગેટ સ્ટ્રીટમાં સેન્ડહર્સ્ટના બાવલા આગળ બે સ્થંભો ઉભા કરવામાં આવ્યા છે, તથા વિદ્યાર્થીઓને માટે પણુ બેસવાની સગવડ કરી છે. જુઓ, સરઘસ આવી પહોંચતાં વિદ્યાર્થીઓ માંચડા ઉપરથી ના. શહેનશાહને નમન કરે છે અને હર્ષના ધ્વનીઓથી વધાવી લે છે, તે કેવું મનોહર જણાય છે! હાઇકોર્ટના મકાન ઉપર લાલ રોશનીની યોજના થયેલી છે, અને તેની વચ્ચે "શહેનશાહ તથા શહેનશાહબાનુ ઘણું જીવો" એ અક્ષરો લખાયેલા છે. સુંદર તાજ પણુ ગોઠવ્યું છે. યુનિવર્સીટી બીલ્ડીંગ, રાજાબાઈ ટાવર અને સેક્રેટેરિયેટના મકાનો પણુ વાવટા અને તોરણોથી ભરચક જણાય છે. રોશની પણુ થાય છે. આ મકાનોની સામે પણુ વિદ્યાર્થીઓને બેસવા માટે ગોઠવણુ કરી છે. મરહૂમ શેઠ સોરાબજી શાપુરજી બંગાળીના બાવલા આગળ બે સ્થંભો ઉભા કરી ત્યાંથી થોડે થોડે છેટે રંગીન થાંભલાઓ ગોઠવી, તેની પર ફુલોના તોરણુ વાંકડવેલી રીતે લટકાવી, વચ્ચે ઘંટ ટાંગવામાં આવ્યાં છે. સરઘસ અહીંથી ક્રેસંટના મેદાન તરફ પ્રયાણુ કરે છે. આ રસ્તાપર યંગ વિમેન ક્રિશ્ચીઅન એસોસીએશન, અને વોટરલુ મેન્શનને તોરણુ–વાવટાથી અચ્છી રીતે શણુગારવાં આવ્યું છે. આવી રીતે સરઘસ પાછું એપેલો બંદર પર આવ્યું અને ના. શહેનશાહ તથા શહેનશાહ બાનુ ૫–૨૫ મીનીટે મંડપ આગળ આવી પહોંચ્યાં. પરંતુ તે નામવરોને આખે રસ્તે

પચરંગી પુરજનોએ તથા વિદ્યાર્થીઓએ જે હર્ષભેર આવકાર આપ્યો છે, તે તો હજી એ નામવરોના અંતઃકરણમાં જ હોય તેમ જણાય છે! હવે આજના દિવસે નામદાર શહેનશાહ જે રીતે લશ્કરી ટુકડીની તપાસ લે છે, તેજ જોવી બાકી રહી છે. તે તપાસ પણ પુરી થાય છે અને ના. શહેનશાહ દંપતી લોકોના હર્ષનાદ વચ્ચે ૫-૩૦ મીનીટે "મદીના" સ્ટીમર જવા કીનારો છોડી જાય છે! ૧૦૧ તોપોની આ વેળાએ સલામતી અપાય છે અને ના. વાઇસરોય તથા ના. ગવર્નર પણ સરકારી મહેલમાં જવા ઉપડી જાય છે. પણ એપોલો બંદરથી સરકારી મહેલ સુધીના રસ્તાપર ઉભું રહેલું લશ્કર તો ત્યાં ને ત્યાંજ છે! બંદરપર બાદશાહી સ્વારી પાછી વળતાં સુધી, એમ્ફીથીએટરમાં બેસી રહેલા ગૃહસ્થો પણ છુટી મેળવે છે, અને આવી રીતે દિવસનો ક્રમ ખલાસ થાય છે!

ઉપર કહ્યા તે લતાઓમાં રોશનીનો ઠાઠ મોટા પ્રમાણમાં કરવામાં આવ્યો હતો. એમ કહેવાય છે કે આવી અપૂર્વ રોશની જોવાની તક મુંબઈની પ્રજાને ભૂતકાળમાં ભાગ્યેજ મળી હશે. મુસલમાનોએ પણ પોતાની મસજીદો અને દુકાનો બકરીઈદનો તહેવાર હોવાથી રોશનીથી દીપાવી હતી. આ મોટી રોશની જોવાને લોકોનાં મોટાં ટોળાંઓ પગ રસ્તે ઉતરી પડયાં હતાં અને રાતના શહેરમાં ફરનારાઓને બહુ રમુજ મળી હતી. રોશની ખરેખર જ જોવા લાયક હતી, પણ તે રોશનીનો આબેહુબ ચીતાર શબ્દોમાં ઉતરવો અસંભવિત હોવાથી ઉપર કહ્યા તે અને તે સિવાયના બીજા સ્થળોએ તેની કલ્પના કરી લેવી બસ થશે. આ રોશની મંગળવાર સુધી ચાલુ રહી હતી અને પછી ૧૨ મી તારીખે રાજ્યાભિષેકના દિવસે તે પુનઃ પ્રકટાવવામાં આવી હતી. શનિવારની રાત્રીએ પોલીસે રોશની જોવા માટે ગાડીઓનું સરઘસ નીકળવા દીધું હતું. પણ શહેરના ચોકસ લતાઓમાંજ તેને ફેરવવાની

તાકીદ આપવામાં આવી હતી. રેંકડા અથવા ગાડાઓને માટે સરઘસમાં ખાસ મનાઈ કરવામાં આવી હતી. કહેવાય છે કે મધ્યરાત્રી સુધી લોકોની ઠઠ જામી રહી હતી.

ના. શહેનશાહ અને શહેનશાહબાનુ સાંજે સ્ટીમર ઉપર પાછાં સીધાર્યાં, ત્યાર પછી રાત્રે પોતાની "મદીના" સ્ટીમરમાં એક ડીનર પાર્ટી આપવામાં આવી હતી. જેમાં નીચેના હીંદી ગૃહસ્થો—સન્નારીઓ તથા અમલદારોને પણ આમંત્રવામાં આવ્યાં હતાં: ગવર્નર જનરલ, ગવર્નર જનરલના લશ્કરી સેક્રેટરી, ઇસ્ટ ઇંડીઅન લશ્કરના કમાન્ડર ઇન ચીફ અને લેડી સ્લેડ, ઓ. મી. ચોબલ, ઓ. સર ચંદાવરકર, ઓ. મી. જસ્ટીશ દીનશા દાવર, ઓ. મી. જસ્ટીસ હીટન, ઓ. મી. જસ્ટીસ મેકલાઉડ, અને મીસીસ મેકલાઉડ, ઓન. સર. સાસુન જે ડેવીડ, ઓ. સર વીઠલદાસ, ઓ. મી. આર્મસ્ટ્રોંગ, અને મીસીસ આર્મસ્ટ્રોંગ, ઓ. મી. લ્યુકાસ, ૬ ઠી પુણા ડીવીઝનના કમાન્ડીંગ ઓફીસર અને મીસીસ એન્ડરસન, રોમન કેથોલીક આર્ચબીશપ, પોર્ટુગાલના કૉન્સલ જનરલ, ઓ. મી. રતન તાતા અને મીસીસ તાતા, કર્નલ ડનલોપ, તથા કેટલીક મનવારના કેપ્ટનો. આ સઘળા પરૂણાંઓને એક ખાસ સ્ટીમલોચમાં સ્ટીમર ઉપર રાત્રે સાડા સાત કલાકે લઇ જવામાં આવ્યા હતાં, અને તેઓને તે નામદારોના અમલદારોએ આવકાર આપી ડ્રોઇંગ રૂમમાં લઇ જઇ બેસાડયાં હતાં. ના. શહેનશાહ દંપતી એ રૂમમાં આઠ વાગે દાખલ થતાં જ સઘળાઓએ ઉભા થઇ નમન કર્યું હતું. ઇંડીઆ ઑફીસના મહેમાનદાર કરનલ સર ડનલોપ સ્મીથે દરેક પહેરાણાને એકેક પછી ના. શહેનશાહ અને બાનુની રૂબરૂમાં રજુ કર્યાં અને તે દરેક સાથે તે નામદારોએ હસ્ત મેલાપ કર્યો હતો. રાત્રે ગરમી હોવાથી ખાણું ડેક ઉપર લેવામાં આવ્યું હતું. ના. શહેનશાહ તથા બાનુ પણ પહેરોણાઓ સાથે એક જ ટેબલ ઉપર બીરાજ્યાં

હતાં. ટેબલ ઉપર આશરે ૫૦ પહરોણાઓ હાજર હતા; જેમાં ઉપલા ગૃહસ્થો ઉપરાંત તે નામદારોના રસાલાના અમલદારો, ના. શહેનશાહબાનુના ભાઇ ડયુક ઓફ ટેક, ના. વાઇસરોય, તથા હિંદી વજીર પણ હતા. ખાણા ઉપર નામદારોએ ઘણા હર્ષથી સર્વ જોડે વાર્ત્તાલાપ કર્યો હતો. ખાણા પછી સઘળો તાજીમતવાજો છોડી દઈ પહરોણાઓ સાથે ઘણી છુટથી ભેળાયાં હતાં અને ઘણી દીલસોજીથી વાતચીત કરી હતી. ના. શહેનશાહે, મીસીસ તાતા જોડે વાતચીત કરતાં જણાવ્યું હતું કે આજે અમોને આવકાર આપવાને જે સંખ્યાબંધ લોકો એકત્ર થયા હતા, અને હર્ષભર્યો આવકાર આપ્યો હતો, તેથી અમારા ઉપર બહુ ઉંડી અસર થઈ છે. ના. શહેનશાહબાનુએ પણ મી. રતન તાતા સાથે વાતચીત કરતાં એવોજ સંતોષ અને હર્ષ જણાવ્યો હતો; વળી એમ પણ કહ્યું હતું કે અમારી છેલ્લી મુલાકાત પછી આ શહેરમાં ઘણા ફેરફાર થયેલા નજરે પડયા છે. ના. શહેનશાહે સર ચંદાવરકર સાથે ન્યાયખાતાને લગતી અને બીજી બાબતો વિષે વાત ચલાવી ઘણીક ખબરો મેળવી હતી. તેમજ ના. શહેનશાહબાનુએ મી. જસ્ટીસ દાવર સાથે કેટલીક વાતચીત કરી ઘણા અગત્યના ખુલાસાઓ મેળવ્યા હતા. લૅાર્ડ ક્રુએ, સર વીઠલદાસ સાથે વાત કરી વેપાર–ઉ-ઘોગને લગતી માહીતીઓ મેળવી હતી. તે નામદારોએ સામાન્ય વાતચીત દરમ્યાન કહ્યું હતું કે હિંદુસ્તાનમાં આવવાથી તે નામદારોને ઘણી ખુશાલી ઉપજી છે, અને મુંબઇનો શૃંગાર જોઇને ઘણો જ સંતોષ થયો છે. બાદ આ નાનો પણ મહત્ત્વનો મેળાવડો રાત્રે ખલાસ થતાં સ્ટીમ લોંચમાં બેસી બંદર ઉપર આવ્યાં હતાં.

બીજે દિવસે સવારે–તા. ૩ જી **રવીવારે** નામદાર શહેશાહ અને શહેનશાહ બાનુ "મદીના" સ્ટીમર ઉપર થયેલી પ્રાર્થના વેળાએ હાજર થયાં હતાં. બપોરે એક વાગે તે નામદારો સ્ટીમર ઉપરથી બંદરે

આવ્યાં હતાં. અને મોટોરમાં બેસી સરકારી મહેલમાં હંકારી ગયાં હતાં. ત્યાં તેઓએ નામદાર ગવર્નર અને લેડી ક્લાર્કને એક મુલાકાતનું માન આપ્યું હતું અને ત્યાંજ ખાણું લીધું હતું. ખાણું લેઇ તે નામદારો સ્ટીમર ઉપર પાછાં ફર્યાં હતાં. સાંજે પાંચ વાગે પાછા તે નામદારો કોટના સેંટ થોમ્સવાળા દેવળમાં પ્રાર્થના માટે હાજર થયાં હતાં. બપોરના ત્રણ વાગ્યાની પહેલાંથી દેવળની આસપાસ સઘળા રસ્તાઓ લોક વ્યવહાર માટે બંધ કરવામાં આવ્યા હતા અને સઘળાં નાકાઓ ઉપર પોલીસ પહેરા મુકવામાં આવ્યા હતા. ત્રણ વાગ્યા પછી લશ્કરી સીપાઇઓની લાઈનો ગોઠવવામાં આવી હતી. ના. શહેનશાહ તથા શહેનશાહબાનુ પણ મોટા લશ્કરી રસાલા સાથે આવી પહોંચ્યાં હતાં. આ વેળા ના. શહેનશાહે શીમની હેટ અને નેવી બ્લુ રંગનો કોટ ધારણ કર્યો હતો. અને ના. શહેનશાહબાનુએ બફ કલરનો પોશાક પહેર્યો હતો. દેવળમાં પ્રાર્થનામાં સામેલ થઇ લગભગ છ વાગે તે નામદારો ત્યાંથી રવાને થયાં હતાં. આ પધરામણીનો લાભ લેઈ ઠેઠ એપોલોથી દેવળના મહોલ્લા સુધી પુરજનોનો મોટો ભાગ દર્શન કરવા હાજર થયો હતો, તેમજ દેવળના મહોલ્લાના ઘણા ખરા ભાગોને શણગારવા આવ્યાં હતાં. તે નામદારોને આવતી-જતી બન્ને વખતે ઘણો હર્ષભર્યો આવકાર મળ્યો હતો. આ ભેગા મળેલા લોકોમાં મોટો ભાગ પારસી બાનુનો તથા ગૃહસ્થોનો હતો. ગઇ કાલના જેવુંજ સરઘસ આ વેળાએ પણ હતું, પરન્તુ માત્ર આજે તોપો નહોતી. રાત્રે "મદીના" સ્ટીમર ઉપર એક ખાણું થયું હતું, જેમાં સામેલ થવાનું માન નીચેના ગૃહસ્થોને તથા બાનુઓને પણ મળ્યું હતું:—મુંબઇના ગવર્નર, લેડી ક્લાર્ક, ઓન. સર બેસીલ સ્કોટ, મુંબઇના લૉર્ડ બીશપ, ઓન. મી. ડબલ્યુ ટી. મોરીસન, ઓ. મી. આર. એ. લેંબ, મીસીસ લેંબ, નામદાર આગાખાન, ઓન. મી. જસ્ટીસ રસલ, મીસીસ રસલ,

ઓ. મી. જસ્ટીસ બેચેલર, મીસીસ બેચેલર, બોંબે બ્રીગેડના જનરલ કમાંડીંગ ઓફીસર, સર જમશેદજી જીજીભાઇ, મી. શાપુરજી બરજોરજી ભરૂચા વિગેરે.

ત્રીજે દિવસે–તા. ૪ થી **સોમવારે** નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુ વિદ્યાર્થીઓના મેળાવડામાં પધારવાનાં હોવાથી, પ્રદર્શનના મેદાનમાં ઉભા કરવામાં આવેલા મંડપમાં, જુદી જુદી સ્કુલમાં ભણતાં બાળકોનો એક જંગી મેળાવડો કરવામાં આવ્યો હતો. સવારના પાંચથી ૭ વાગતા સુધીમાં સઘળા બાળકોને આ મંડપમાં હાજર થઇ જવાનું હોવાથી બાળકોવાળા ઘરોમાં સવારના પાંચ વાગ્યા પહેલાં ગરબડો મચી રહી હતી. સાડા પાંચ વાગતાં દરેક સ્કુલ આગળ છોકરાંઓનાં ટોળાં એકત્ર થવા લાગ્યાં અને સાડા ૭ ને સુમારે બાળકોના ટોળાએ મંડપ ભણી કુચ કરવા માંડી હતી. મેદાનની આસપાસના સઘળા રસ્તાઓ પોલીસે સવારના પહોરથી બંધ કરી દીધા હતા, છતાં છોકરાઓને તેમના શિક્ષકોની આગેવાની હેઠળ પસાર થવા દેવામાં આવતાં હતાં. આઠ વાગતા આગમચ તો હજારો બાળકો જીમખાનાને મોખરે ભેગાં મળ્યાં હતાં. મેદાનમાં જુદી જુદી સ્કુલના બાળકોને ગોઠવવાને માટે નાના નાના વિભાગો પાડવામાં આવ્યા હતા. જીમખાનાના પેવીલીઅનને મોખરે એક સુંદર નાનકડો મંડપ નામદાર શહેનશાહ દંપતીને માટે ખડો કરવામાં આવ્યો હતો; જેમાં તે નામદારોને માટે તખ્તો ગોઠવવામાં આવ્યાં હતાં. તેની સામે બેન્ડ પણ હાજર રહ્યું હતું. શહેનશાહી મંડપને માથે એક વાવટા–કાઠી ઉભી કરવામાં આવી હતી; અને નામદાર શહેનશાહ દંપતી આવી પહોંચતાં તેના ઉપર યુનીઅન જેકનો વાવટો ચડાવવામાં આવ્યો હતો. મેદાનમાં દાખલ થવા માટે જુદા જુદા માર્ગો રાખવામાં આવ્યા હતા. શહેનશાહી દરવાજા ઉપર એક જંગી ગુલાબ આદિનું આરકું બનાવ-

વામાં આવ્યું હતું. છોકરાંઓને હાથમાં નાની નાની વાવટીઓ આપવામાં આવી હતી, જેઓ થોડી થોડી વારે હુરરેના પોકારો કરી વાવટીઓ હવામાં ફરકાવતાં હતાં. આઠ વાગ્યે ગરબી ગાવા માટે છોકરીઓને ગોઠવવામાં આવી, જેની આગેવાની મી. નરોતમ મોરારજી ગોકળદાસે લીધી હતી. જે બાળાઓને ગરબીના કુંડાળામાં મોકલવામાં આવી હતી, તેમાં પારસી બાળાઓની સંખ્યા બહુ મોટી હોય તેમ જણાતું હતું. હાઇલેંડ પાઇપરસ સાડા આઠ વાગે પેવીલીઅન આગળ આવી પહોંચ્યું અને તેણે પોતાનું ગાનતાન ચાલુ કર્યું. એજ વખતે બૉયઝ ક્રૅકેટ ટુકડીએ પોતાના બેંડ સાથે આવીને જીમખાનાની બાજુએ જગ્યા લીધી હતી, આ વેળાએ કેટલીક છોકરીઓ ભૂલી પડી ગયેલી અને રઝળતી જણાતાં, કારોબારીએ તેમને ઠેકાણે પહોંચાડી હતી. એક દસ વરસની બાળકીની તબીયત ખરાબ થઈ આવતાં તેણીને બાનુશિક્ષકના જીમખાનામાં લેઈ જવામાં આવી હતી, અને ત્યાં એક યુરોપીઅન નર્સે આવી હોંશીઆર કીધી હતી. કમનસીબે બાપડા બાળકોને તડકામાંથી બચાવવાની કશી વ્યવસ્થા કરવામાં આવી નહોતી, તેથી ૧૧ા વાગ્યા સુધીનો સખત તાપ બાળકોને સહન કરવો પડયો હતો, છતાં ઉત્સાહને લીધે બાળકોએ તેની કશી દરકાર કીધી નહોતી. સવા નવ વાગ્યે એક હિંદુ છોકરો બેહોશ થઈ જતાં તેને પારસી એમ્બ્યુલન્સ બ્રીગેડવાળા તુરતજ ઉપાડી પેવીલીઅનની પછવાડે સારવારને માટે લઈ ગયા હતા અને ત્યાં તેની સારવાર કરી હતી. મેદાનમાં છોકરાઓને દાખલ કરવા માટે સાત દરવાજા રાખવામાં આવ્યા હતા. વોડબી રોડ ઉપર ત્રણ દરવાજા હતા અને તે ત્રણેને જુદા જુદા રંગો આપવામાં આવ્યા હતા. એસ્પ્લેનેડ રોડ ઉપર ચાર દરવાજા રાખ્યા હતા. દરેક સ્કુલને જે રંગની ટીકીટ આપવામાં આવી હોય, તે રંગવાળા દરવાજામાંથી દાખલ થવાનું ફરમાવવામાં

આવ્યું હતું. તેમજ મેદાનના વિભાગોમાં પણ બાંબુ અને દોરડા ઉપર તેવા જ રંગનાં કપડાં લપેટી લેવામાં આવ્યાં હતાં; જેથી દરેક સ્કુલ-વાળાને પોતપોતાની ટીકેટના રંગ મુજબ પોતાના વિભાગમાં દાખલ થવામાં સગવડતા મળતી. કુલ્લે ૨૭૦૦૦ વિદ્યાર્થીઓને નોતરવામાં આવ્યાં હતાં, સાત વિભાગો પૈકી દરેક વિભાગમાં પાંચ—૭ વોલંટી-અરો ફરતા રહ્યા હતા; અને તેઓ જે વિભાગનું કામ કરતા, તે વિભાગવાળા રંગનું ફુમતું તેમના ડાબા ખભા ઉપર લટકાવવામાં આવ્યું હતું. ૧૧ નર્સો પણ જુદે જુદે ઠેકાણે ફરતી રહી હતી. તે ઉપરાંત પારસી એમ્બ્યુલન્સ બ્રીગેડના ૨૦ જુવાનીયાઓ પણ હાજર હતા, તે સઘળાઓએ પ્રસંગોપાત બહુ કીંમતી મદદ આપી હતી. કોઇ પણ બાળક કે બાળકી જરાક બેહોશ થતી કે બીમારીના ચિન્હો જણાતાં તો તુરત જ તેને ફુલની માફક પીવીલીઅનની પછવાડે લેઇ જવામાં આવતાં અને ત્યાં નર્સો તેમની સારવાર કરતી. બાળકોને પોતાના ખોળામાં આરામથી સુવાડી તે જુવાનીઓ પાણી પાતા અને પંખો નાખી, હુશીઆર કરતા. વળી તેઓએ પાણી વિના તરફડીઆ મારતાં બાળકોને પણ સારી મદદ પહોંચાડી હતી. કેટલાએક છોકરાઓ-ની તબીયત બગડી આવી હતી, તથા ૧૫ બાળકો ભુલાં પડયાં હતાં. તેમને એક સ્થળે ભેગા કરવામાં આવ્યાં હતાં અને બપોરે તેમને મથકે પહોંચાડવામાં આવ્યાં હતાં.

સાડા નવ વાગતાં ના. ગવર્નર અને તેમના બાનુ આવી પહોં-ચ્યાં તે વારે બાળકોએ તેમને આવકાર આપ્યો હતો. દશને સુમારે નામદાર શહેનશાહ બાનુની સ્વારી ચાર ઘોડાની ઘોડાગાડી આવી પહોંચતાં, તેમને ના. ગવર્નર, શાપુરજી ભરૂચા, અને વડા જજ સર બેસીલ સ્કોટે આવકાર આપ્યો હતો. બાળકોએ પોતાની વાવટીઓ ફરકાવી, નાજુક ગળાથી જેટલી મોટી ચીસ પાડી શકાય, તેટલી મોટી

પાડીને તે બંને નામદારોને વધાવી લીધા હતા. ના. શહેનશાહે તેમને ટોપી ઉતારીને અનેકવાર સલામો કરી, તથા ના. શહેનશાહબાનુએ શીર નમાવી તેમના આવકારનો સ્વીકાર કર્યો હતો. ના. શહેનશાહબાનુએ આ વેળાએ સફેદ મોટાં ઝુલતા પીંછાની બોનેટ પહેરી હતી અને તેમનો પોશાક સફેદ મજલીન ઉપર ગુલાબી અને જાંબુઆ ફુલ અને વિલાયતી મજલીનનો હતો. હાથમાં રેશમી છત્રી રાખી હતી અને કાનમાં અકેકા મોટા હીરાની બે બુટીઓ પહેરી હતી. ના. શહેનશાહે સ્લેટ-કલરનો સુટ અને બફ કલરનો વેસ્ટકોટ પહેર્યો હતો. માથા ઉપર સ્લેટ કલરની કરનહેટ અને તેના ઉપર કસબી પગડી લપેટી હતી. ના. શહેનશાહ દંપતી પેવીલીઅનવાળા મજલા ઉપર જઈ પહોંચ્યાં તે વખતે ફરીને છોકરાંઓએ મીનીટો સુધી પોકારો કરીને આવકાર આપ્યો હતો. તે પછી અંગ્રેજ છોકરીઓએ અંગ્રેજી ભાષામાં રાજ-ગીત ગઇ સંભળાવ્યું હતું. બાદ પારસી છોકરીઓએ ગુજરાતી ભાષામાં નીચે પ્રમાણે ગીત લલકાર્યું હતું:—

જુગ જુગ જીવો જ્યોર્જ તું, મેરી સહિત મહારાજ;
ભલે પધાર્યા ભાવથી, હરખી હિંદ સમાજ! ૧.

ધર્મ ધુરંધર ધીરવીર જગ જય જય હિંદપતિ,
ચક્રવર્ત્તી નૃપ! અમલ અમર રહો, ભારત જન વદતિ!
વિજયી માત વિક્ટોરીઆ સમી, કળા રહો ચડતી,
એડવર્ડ સમ શાન્તિ સદા રહો, બ્રીટીશ ધ્વજા ઠરતી? ૨.

રક્ષ તું પ્રભુજી! શહેનશાહ જ્યોર્જ પાંચમા,
શહેનશાહબાનુ મેરી વધાવીયેં કુસુમે—
અખંડ ભક્તિભાવમાં. ૩.

તાજ ધરો હિત હિંદનો, જઇ દિલ્હી દરબાર,
યાર રહે ઇતિહાસમાં, જળ થઇ જય જયકાર! ૪.

હિંદ–શહેનશાહ જ્યોર્જ જીવજો બહુ બહુ
શહેનશાહબાનુ મેરી સહ સુખ ભોગવો સહુ !
જ્યાં જ્યાં રવિકિરણુ હોયે, ત્યાં ત્યાં તુજ તેજ સ્હોયે,
અવિચળ પદ ઇંદ્ર જેમ, મેરૂ સમ અડગ રહો ! ૫.
હિંદપતિ જ્યોર્જ અને મહારાણી મેરીને શીશ નમાવો—
મંગળ ગીત હળી મળી ગાઓ,
સજની લહો સુખભર લ્હાવો;
અવસર રૂડો અતિ આવ્યો,
સફર સફળ થાઓ, વિઘ્ન સકળ જાઓ,
વિજય વધુ ફેલાઓ, જગતમાં, હર વખ્તમાં, નિજ તખ્તમાં,
જય જય જય થાવો—હિંદપતિ—રક્ષ તું— ૬.

એ પછી અનુક્રમે મહોમેદન બાળાઓ ઉર્દુમાં અને મરાઠી બાળાઓ મરાઠીમાં પોતાનાં રાજગીતો રજુ કર્યાં હતાં. ના. શહેનશાહ અને શહેનશાહબાનુ આ ગરબીના ગાનથી ઘણાંજ ખુશી થયેલાં દીસતાં હતાં. જ્યારે ગરબી પુરી થઇ ત્યારે તે બંને નામદારોએ પોતાનો સંતોષ જાહેર કરવાને તાલીઓ પાડી હતી. ત્યાર બાદ તે નામદારો પ્રદર્શનમાં ફરવા ઉઠયાં હતાં. આ વેળાએ ના. શહેનશાહની ખાસ પરવાનગી મેળવી, તેમની આગળ ફ્લાગ લેફ્ટેનંટ શીલીપ એ. વેરને હાજર કરવામાં આવ્યો હતો, ના. શહેનશાહ ચાર વરસની વાત ઉપર કેનેડા અને ઉત્તર અમેરિકાની મુલાતે ગયા હતા ત્યારે "ઇન્ડોમીટિબલ" મનવાર ઉપર તે લેફ્ટેનંટ એક અમલદાર તરીકે ઓદ્ધો ભોગવતો હતો. ના. શહેનશાહે તેમની સાથે શેકહેંડ કરી કેટલીક વાતચીત કરી હતી. આ વાતચીત દરમ્યાન કેટલીકવાર બહુ હસી પડયા હતા. પેવીલીઅન ઉપરથી પ્રદર્શનના જુદા જુદા મંડપો નિહાળ્યા પછી ચાર ઘોડાની ગાડીમાં બેસી તે નામદારો

પ્રદર્શનમાં દાખલ થયાં હતાં, બાળકોનાં ટોળાઓ વચ્ચેથી તેઓની ગાડી પસાર થઇ, તે વખતે બાળકોએ હર્ષના પોકારોથી વધાવી લીધાં હતાં. પ્રદર્શનના લોન વિભાગ આગળ આવી પહોંચતાં મી. શાપુરજી ભરૂચા અને મી. વાર્ડલો મીલને તે નામદારોને આવકાર આપ્યો હતો. કેટલાક ગૃહસ્થો સાથે હસ્ત મેલાપ કર્યા પછી મીસીસ મીલને ના. શહેનશાહબાનુને એક સુંદર તોરો ભેટ કર્યો હતો; જે તે નામદારે ખુશીથી સ્વીકાર્યો હતો. કમીટીના મેંબરોએ ના. શહેનશાહ અને શહેનશાહબાનુ હજુર જુનાં અને નવા મુંબઈનો સોના–રૂપાનો બનાવેલો મોડલ રજુ કરી તે ભેટ તરીકે સ્વીકારવાની અરજ કરી હતી; જે તે નામદારે હર્ષથી સ્વીકારી હતી. આ મોડેલમાં જુનું મુંબઈ સાત ટાપુઓ સાથે દેખાડવામાં આવ્યું હતું. ટાપુઓ સોનાના બનાવવામાં આવ્યા હતા, અને દરીયો રૂપાનો બનાવવામાં આવ્યોહતો. છેવટે સઘળે ફરીને તે નામદારો વાડબીશેડને માર્ગે પાછા ફર્યાં હતાં. એમ કહેવાય છે કે આ પ્રદર્શનમાં ફરતા તે નામદારોની નજર, મહીસુર અને બનારસ તરફથી આવેલા કેટલાક નમુનાઓમાં નામદારોની પોતાની છબીઓ ઉપર પડી હતી. ના. શહેનશાહ અને શહેનશાહબાનુએ ત્યાં ઉભા રહી, તે છબીઓ તપાસી હતી. ના. શહેનશાહ કાંઇ પણ ટીકા કર્યા વિના શાંત ઉભા રહ્યા હતા, પણ ના. શહેનશાહબાનુએ પોતાની છબીનું બારીકીથી અવલોકન કરી, સહેજ ચુપકીદી પછી પાછા ફરતાં, કાંઇક રમુજ સાથે ટકોરમાં જ બોલ્યાં હતાં કે “ખચીત, મારો ચહેરો કંઇ આવો દિસતો નથી.”

નામદારોની વિદાયગીરી પછી બાળકોને પ્રદર્શનમાં દાખલ કરવામાં આવ્યાં હતાં. સ્ટેડીયમ મધ્યેથી પ્રદર્શનમાં દાખલ થવાના માર્ગે ઉપરથી પસાર થતાં બાળકને દરેકને એક નાનકડું કપ, કોઇને પેપરમીંટ તો કોઇને ચાકલેટનું પડીકું અને એકેક નાની વાટકી ભેટ

આપવામાં આવી હતી. જેના ઉપર શહેનશાહી પધરામણીની યાદગીરીનો લેખ લખવામાં આવ્યો હતો; તથા ના. શહેનશાહ તથા બાનુની તસબીરો પણ ખેંચવામાં આવી હતી. આ ભેટ પુરી થવા પછી બાળકીને લેમોનેડ આપવાનું કામ હાથ ધરવામાં આવ્યું હતું. આગળથી તૈયાર રાખેલ ૧૫૦૦ ગેલન જેટલો ગેસ વગરનો લેમોનેડ ખલાસ થતાં બીજા ૨૦૦ ગેલનનો જથ્થો આણવામાં આવ્યો હતો, તે સિવાય શિક્ષકોને તથા મોટી ઉંમરની છોકરીઓને માટે ૩૦૦ ડઝન જેટલી લેમોનેડની બાટલીઓ પણ મેસર્સ રાજર્સ કંપનીએ પુરી પાડી હતી.

આતશબાજી પણ નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુની પધરામણીની સાથે જ ધોળે દિવસે છોડવી શરૂ કરી હતી ! પહેલવહેલાં શહેનશાહી સલામતીના ૧૦૧ ધડાકા અને ત્યાર પછી સફેદ અને લાલ બલુનો હવામાં ચઢાવવામાં આવ્યાં હતાં. બલુનો પાછળ જેવા બાણ ફેંકવામાં આવતાં તેવાં જ તે મોટા ધડાકા સાથે ગગનમાં ફાટતાં અને તેમાંથી તરેહવાર આકૃતિઓ બહાર પડતી હતી. આ તમાસો લગભગ બે કલાક સુધી ચાલ્યો હતો. જે જોવાથી બાળકબાળકીઓને બહુ ગમત પડી હતી. રાત્રીએ એકએના દરીયામાં પણ આતશબાજી છોડવામાં આવી હતી. આ વખતે પ્રેક્ષકોની ભીડ એટલા બધા બહોળા પ્રમાણમાં હતી કે કીનારાનો ભાગ માણસોથી આઠ વાગતાંથી હલમલી રહ્યો હતો. આતશબાજી છોડવાની ગોઠવણ ચર્ચગેટ સ્ટેશનની પેલી બાજુએ, મરીન લાઈન્સ અને ચોપાટી તથા મલબારહીલ ભણીના દરીયા કિનારા ઉપર કરવામાં આવી હતી; તેથી લોકો આખા કિનારા ઉપર પથરાઈ ગયા હતા. બરાબર સાડાનવ વાગ્યે આતશબાજી શરૂ થઈ હતી. પહેલાં આતશી ગોળાઓએ લોકોને સીગ્નલ આપી અને તે પછી ઉપરા ઉપરી બાણો છોડવામાં

આવ્યાં. બાણો ઉંચે મોટા ધડાકાથી ફાટતાં અને રંગબેરંગી તારાઓના રૂપમાં દરીયાના પાણીમાં ખરતાં હતાં. આ દેખાવ બહુ રમણીય લાગતો હતો. બાદ આતશબાજીના ગોઠવેલા આરકાઓ સળગાવવામાં આવ્યાં હતાં, અને તેમાંથી પણ ખરતા તારાના સરખા દેખાવો જમીન ઉપર પડતા હતા. તે પછી મરઘાની લડાઈ વિગેરેના દેખાવો પણ દેખાયા હતા. છેવટે ના. શહેનશાહ અને શહેનશાહ બાનુની આકૃતીઓ પણ દેખાડવામાં આવી હતી. જે સઘળો દેખાવ ખચિત જ બહુ આકર્ષક થઈ પડયો હતો. આ આતશબાજી લગભગ દોઢ કલાક સુધી ચાલુ રહી હતી અને ૧૧ વાગતાં ખલાસ થઈ હતી. શહેરમાં રોશની પણ પહેલાના દિવસોની માફક ઝલાંહલાં થઇ રહી હતી. કોટમાં, રાજાબાઇ ટાવર, હાઇકોર્ટ, યુનીવર્સીટી બીલ્ડીંગ, પબ્લીક વર્કસ ખાતાની ઑફીસ, ટાઉન હોલ તથા હાર્નબી રોડના કેટલાક મકાનો, મ્યુનીસીપાલ ઓફીસ, નવી ટપાલ ઓફીસ તથા વિકટોરીઆ ટરમીનસ સ્ટેશન વિગેરે સ્થળોએ રોશની જોવા લાયક હતી. તે ઉપરાંત કરસી બેંક, સેલર હોમ, તાજમહાલ હોટેલ, મેજેસ્ટીક હોટેલ, સેક્રેટરીઓ વિગેરે ઇમારતો પરની રોશની પણ ભભુકદાર હતી. કોટ છોડી આગળ વધતાં મનીસ્કુલ આગળ મહમદી મહાલ બીલ્ડીંગ, ચીનાઇ બ્રધર્સની દુકાન, ભરૂચા બીલ્ડીંગ, મોરારજી ગોકળદાસ મારકેટ, લક્ષ્મીદાસ મારકેટ, મુળજી જેઠા મારકેટ, સર મંગળદાસ મારકેટ, ક્રાફડ મારકેટ, સામેની વડી પોલીસ ઑફીસ, પાયધુની પરનાં જૈન મંદીરોની હાંડી–ઝુમર વિગેરેની રોશની પણ સારી હતી.

ચોથે દિવસે–તા. ૫ મીને **મંગળવારે** પાછલા પહોર આશરે ૪ વાગ્યે ના. શહેનશાહ અને શહેનશાહ બાનુ પોતાના ઘરખાતાનાં માણસો સાથે ધારાપુરીની ગુફાઓ જોવા સીધાર્યા હતાં, અને સાંજે ત્યાંથી પાછાં ફર્યાં હતાં. ના. શહેનશાહ અને શહેનશાહ બાનુએ

ગુફાની મુલાકાતનો આ સમય બહુ આનંદથી પસાર કર્યો હતો. તે વેળા હાજર રહેલો એક અમલદાર જણાવે છે કે જે વખતે તે નામદારો કેટલાંક વાંદરાઓને ખાવાનું નાંખી ગમત મેળવતાં હતાં, અને આ અટકચાળા પ્રાણીઓના અડપલાંથી આનંદ મેળવતાં હતાં, તે વખતે એક નહીં વફી રાખી શકાય એવો બનાવ બનવા પામ્યો હતો. જ્યારે ના. શહેનશાહબાનુ વાંકા વળીને એ વાંદરાને ખાવાનું નાંખતાં હતાં, તે વેળા એકાએક તે વાંદરાએ તે નામદારની ટોપી તરફ ત્રાપ મારીને ટોપીની ઝાલરનો એક ભાગ મજબૂત રીતે પકડી લીધો હતો, વાંદરાની આ ઓચીંતી ત્રાપથી ના. શહેનશાહબાનુ સહેજ પણ નહીં પણ ગભરાયાં. હાજર રહેલા એક મોટા અમલદાર વાંદરા તરફ કાંઇક ચીંતાની લાગણીથી ધસી ગયા. આ દેખાવ જોઇને તે નામદાર જોરથી હસી પડયાં હતાં. વાંદરાના પંજામાંથી ટોપીની ઝાલર છોડવવામાં આવી અને તે નામદારો હર્ષિત ચ્હેરે ત્યાંથી આગળ વધ્યાં હતાં. રાત્રે તે નામદારો મુંબઇથી દીલ્હી તરફ જવા નીકળ્યાં હતાં અને તે પ્રસંગને માટે વીક્ટોરીઆ ટરમીનસ સ્ટેશનને સુંદર રીતે શણુગારવામાં આવ્યું હતું. સ્ટેશનના માંહેલા ભાગને લાલ-પીળા રંગની ઝાલર અને ઝુલોથી શણુગારવામાં આવી હતી, અને દરેક થાંભલાને પણ તેવુંજ કપડું લપેટી લેવામાં આવ્યું હતું. પ્લાટફાર્મને એક બગીચાના રૂપમાં ફેરવી નાંખવામા આવ્યો હતો; અને સીલીંગ ઉપર થીફર્ન્જ અને ફલારના કુંડાં લટાવી દેવામાં આવ્યાં હતાં. ના. શહેનશાહ અને શહેનશાહબાનુની સ્વારી એપોલો બંદરથી, સવા દશ વાગે સરઘસના આકારમાં નીકળી હતી. સ્વારી હોર્નબી રોડને માર્ગે થઇ વીક્ટોરીઆ ટરમીનસ સ્ટેશને પહોંચી હતી. આખા રસ્તા પરની બન્ને બાજુએ ઉભરાઇ જતાં પુરજનોએ તે નામદારોને હુરરેના પોકારોથી વધાવી લીધાં હતાં. સ્ટેશન

ઉપર તે નામદારોનો ના. ગવર્નરે સત્કાર કીધો હતો; અને સ્ટેશન ઉપર હાજર રહેલાંઓની સાથે મુલાકાત લેવરાવી હતી. મુલાકાત પુરી થતાં તે નામદારો પોતાના ખાસ સલુનમાં વીરાજ્યાં હતાં; અને ટ્રેન ઉપડી ગઈ હતી. ઉપડતી વખતે લશ્કરી ટુકડીએ હથીઆર નમાવી નામદાર શહેનશાહ તથા બાનુને માન આપ્યું હતું. ટ્રેનનું એંજીન લોકો-સુપ્રિન્ટેન્ડેન્ટની દેખરેખ તળે ચલાવવામાં આવ્યું હતું. બાદશાહી ટ્રેનની આગળ એક પાઇલટ એંજીન એક માઈલ દૂરથી રાખવામાં આવ્યું હતું. ટ્રેનની મુસાફરી દરમીયાન લાઇન ઉપર દરેક જીલ્લાની પોલીસે ચોકસ કદમે દૂર ઉભા રહી પહેરો ભર્યો હતો. બાદશાહી ટ્રેન પછી નામદાર ગવર્નરની ટ્રેન ૧૧ વાગતાંને અમલે મુંબઇથી ઉપડી હતી, અને તે પછી ૧૫ મીનીટે કોરોનેશન એક્ષપ્રેસ ટ્રેન દીલ્હી જવા ઉપડી હતી. ના. શહેનશાહની ટ્રેન સવારના સાડા છ વાગતાં વડોદરા સ્ટેશને પહોંચતાં ચા-કાફી લેવામાં આવી હતી. તેની દરેક ગોઠવણ ત્યાંની રેસીડેન્સીએ કરી હતી. ૯-૪૦ દાહોદ પહોંચતાં ત્યાં નાસ્તો લેવામાં આવ્યો હતો, બપોરે સવા વાગે નાગડા સ્ટેશને ખાણું લેવામાં આવ્યું હતું. ૪-૩૫ મીનીટે ચાહ લેવામાં આવી હતી અને રાત્રે સાત વાગે કાપરીન સ્ટેશને રાતનું ખાણું લીધું હતું. તા. ૭ મીને ગુરૂવારે દશ વાગે ટ્રેન દીલ્હીના સલીમગઢ નામના બુર્જના સ્ટેશને આવી પહોંચી હતી.



૪.

# દિલ્હીમાં તાજપોષીનું દરબાર—વિવિધ પ્રવૃત્તિઓ.

બ્રીટીશ ચક્ર ચૂડામણી રાજરાજેશ્વર પંચમ જ્યોર્જ, તા. ૭ મી ડીસેમ્બર અને ગુરૂવારે સવારે દશ કલાકે ભારે ઠાઠમાઠ સાથે દિલ્હીમાં આવી ઉતર્યા હતા. આ અવનવા પ્રસંગે દિલ્હીની કુદરતી શોભાએ અને ગાંભીર્યે અવનવું સ્વરૂપ ધારણ કર્યું હતું. હિંદમાંથી તેમજ હિંદ બહારના એશીયા, યુરોપ, અને અમેરિકાના પ્રદેશોમાંથી પણ ઉત્સુક પ્રવાસીઓના ટોળાથી દિલ્હી આજે હલમલી રહી હતી. મોગલોની પડતી પછી અનાથ બનેલી દિલ્હી આજે સનાથ બની હતી. આવા માંગલિક પ્રસંગે દિલ્હી નગરી રૂપી નાયિકાએ પોતાના શિરતાજના ઓવારણા લઇને વધાવવા માટે ભલા અને ઠાઠમાઠ ભર્યાં વિવિધરંગી શણગારો સજ્યા હતા. મહિનાઓ થયાં ચાલતી સ્વાગત સંબંધી તૈયારીઓ જે ગયે દિવસે સહેજસાજ અપૂર્ણ જણાતી હતી, તે આજે સંપૂર્ણ સ્થિતિમાં આવી ગઇ હતી. પહો ફાટતાંજ દિલ્હીના સલીમગઢ સ્ટેશને નાઃ શહેનશાહને આવકાર દેવા માટે સર્વે તૈયારીઓ થવા માંડી હતી. ઘોડાઓની ખરીઓ, લશ્કરી ટુકડીઓની ધમાલો અને મોટરકારોના નાદોથી સર્વત્ર ઉત્સાહજ દૃષ્ટિ ગોચર થતો હતો. સાત વાગતાં પહેલાં તો બાદશાહી સ્વારીના માર્ગ ઉપરના માંચડાઓ, મકાનોના ઝરૂખાઓ, બારીઓ પણ પુરજનોથી તરવરી રહ્યાં હતાં. કિલ્લાના દિલ્હી દરવાજાથી તે ઠેઠ રીજ સુધીના રસ્તા ઉપર લશ્કરીઓની બેવડી હાર રોક્ક મારીને ટટાર ઉભી રહી હતી. તેમાં પઠાણ, શિખ, ગુરખા વિગેરે

ખાસ ધ્યાન ખેંચતા હતા. "સલીમગઢ" સ્ટેશન, જમુનાના ભુરા પાણીવાળા કાંઠા ઉપર આવી રહેલું એક સ્ટેશન છે. ત્યાં આગળ ના. શહેનશાહ તથા શહેનશાહબાનુને આવકાર આપવા માટે એક ભવ્ય આરકું ઉભું કરવામાં આવ્યું હતું. તેમજ બ્રિટીશ હિંદની દરેક લશ્કરી ટુકડીના પ્રતિનિધિઓને પણ હારબંધ ગોઠવવામાં આવ્યાં હતાં. છેલ્લા સીત્તેર વર્ષમાં હિંદની ખાતર બ્રીટીશ રાજ્યને પડખે રહી લડનારા ચીન–ટીબેટ, દક્ષીણ આફ્રિકા વિગેરે દેશોમાં જઇને બ્રીટીશ રાજ્યનો રંગ દાખવનારા ૮૫૦ શૂરવીર પુરૂષો આ વખતે સર્વ કોઈની દૃષ્ટિ ખેંચતાં હતાં. ના. શહેનશાહના આગમન પૂર્વે થોડી વારે લોર્ડ હાર્ડીંજ અને તેમના પત્નીના આગેવાનપણા નીચે સઘળા નામાંકિત અમલદારો, સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓ ગાડીની રાહ જોતાં ઉભા રહ્યાં હતાં. બાદશાહી સલુન ઉભું રહેવાનું હતું, તે સ્થળની સામે રૉયલ બર્કશાયર પલ્ટનની બીજી ટુકડી ખડી કરવામાં આવી હતી. ૧૦ નો ટકોરો થતાં બાદશાહી ટ્રેનની સીસોટી થઈ અને સર્વ પ્રેક્ષકોને પ્રમત્ત બનાવી દીધાં! ગાડી થોભતાં ના. શહેનશાહ બ્રીટીશ સૈન્યના મહાન્ સત્તાધારી અને સ્ટાર ઓફ ઈન્ડીઆની પટ્ટી સજેલા પોશાકમાં બહાર પધાર્યા. ના. શહેનશાહબાનુએ સફેદ રંગના સાટીનનો પોષાક સજ્યો હતો. તે ઉપર ગુલાબ અને ભુરા ધનુષ્યના આકારનું નકશી ભરતકામ દીસતું હતું. તે નામદારે ઓર્ડર ઓફ ધી કાર્ટર, કાઉન્ટ ઓફ ઈન્ડીઆ વિગેરે પદકો તથા હીરાનો ઝુમ્ચ લટકાવ્યા હતા. માથે ધોળા ઘાસ–ભૂરા પીંછાની ટોપી ધારણ કરી હતી, અને હાથમાં નાની સફેદ છત્રી શોભી રહી હતી. તે નામદારો ગાડીમાંથી ઉતર્યા કે તરતજ ગવર્નર જનરલ તથા લેડી હાર્ડીંજે તેમનો આદર સત્કાર કર્યો, અને સઘળું સ્ટેશન હર્ષના પોકારોથી ગાજી રહ્યું. ના શહેનશાહ તથા શહેનશાહબાનુએ લાંબો પ્રવાસ કરેલો હતો, છતાં તેમનું આરોગ્ય જેવું ને તેવુંજ સચવાઇ

રહ્યું હોય, તેમ તેઓના મુખડા ઉપરથી સ્પષ્ટ થતું હતું. લૉર્ડ ક્રયુ થોડા વખત ઉપર માંદગીમાંથી ઉઠેલા હોવાના ચિન્હો પણ દીસી આવતાં હતાં. ના. લૉર્ડ હાર્ડીંજના પુત્રી ઓ. ડાયમંડ હાર્ડીંજે ના. શહેનશાહબાનુને એક સુંદર અને મનોહર ગજરો ભેટ કર્યો. ગાર્ડ ઓફ ઓનર્સની પલ્ટને હથીઆર નમાવીને સલામ આપી કે તરતજ પ્રજાકીય સંગીનનો મધુર સરોદ વાતાવરણમાં હલમલી રહ્યો. અને તે સાથે ૧૦૧ તોપોના ધડાકાએ પણ પુરને ગજાવવા માંડયું. પહેલા ૩૪ ભડાકા થયા એટલે લશ્કરી ટુકડીએ એક હર્ષભેર બાર કર્યો, અને પાછા બીજા ધડાકા શરૂ થયા. તેની સંખ્યા ૩૩ ની થઇ એટલે બીજો ખુશાલીનો બાર કર્યો. એ પ્રમાણે છેલ્લા ૩૪ ધડાકા થતાં ત્રીજો બાર થયો. આ રીતે ના. શહેનશાહની પધરામણી જાહેર થતાં લોકો બેહદ ખુશાલીમાં આવી ગયા. બાદ ના. શહેનશાહ તથા શહેનશાહબાનુને સત્કાર મંડપમાં લેઈ જવામાં આવ્યા હતા. ત્યાં તે નામદારો પધાર્યા પછી હીંદના મુખ્ય સત્તાધિકારીઓને તેમની સમક્ષ રજુ કરવામાં આવ્યા હતા. તે સર્વમાં સર જ્યોર્જ કલાર્ક પ્રથમ હતા. ત્યાર પછી મદ્રાસના ગવર્નર, પંજાબના લે. ગવર્નર સર લ્યુઇડેન, હીંદી સેનાધિપતિ, બર્મા, બંગાળા અને સંયુક્ત પ્રાંતોના લે. ગવર્નનરો, બંગાળાના વડા ન્યાયાધીશ સર લોરેન્સ જેન્કીન્સ તથા દેશી રાજ્યોના રેસિડંટો વિગેરે હતા. ફક્ત ઉદેપુરના મહારાણા સિવાય આ પ્રસંગે કોઈ દેશી રાજાને આવવાની તસ્દી આપવામાં આવી નહોતી. ઉપર કહ્યા તે સત્તાધિકારીઓની પીછાન પૂરી થતાં ના. શહેનશાહે ગાર્ડ ઓફ ઓનર્સની ટુકડીની તપાસ લીધી હતી. તે પછી બાદશાહી સ્વારી સલીમગઢના સ્ટેશનેથી ઉપડી, અને દેશી રાજાઓએ કિલ્લામાં ઉભા કરેલા મંડપ તરફ પગે ચાલતી વળી. કીલ્લામાં પેસતાંજ વાવટા કાઢી ઉપર બાદશાહી વાવટો ઉરાડવામાં આવ્યો. દેશી રાજાઓના સ્વાગત મંડપમાં ના.

નીઝામ, ના. ગાયકવાડ સરકાર સર સયાજીરાવ, મૈસુર, કાશમીર આદિના મહારાજાઓ, ના. સીંધીઆ હોલ્કર, ના. ઉદેપુરના મહારાણા વિગેરે હાજર હતા. રાજાઓના નામો, ક્રિયા કરાવનાર અધિકારીએ વાંચી સંભળાવ્યા તે પછી ૧૧ વાગતાનો વખત થયો એટલે બાદશાહી તંબુમાં ના. શહેનશાહ દંપતીને પધરાવવા માટે સરઘસ કાઢવામાં આવ્યું. જે માર્ગો ઉપરથી સરઘસ પસાર કરવાનું હતું, તે માર્ગ ઉપર સવારથી જ લોકોની ધમાલ ચાલી રહી હતી. રસ્તા બંધ થઇ જવાની બીકથી હજારો માણસો વ્હેલા નીકળી પડયા હતા. લગભગ આઠ વાગ્યા પૂર્વે આખી ગેલેરીઓ ચીકાર ભરાઈ ગઈ હતી. તો પણ માણસોના ટોળા સમાતાં નહોતાં. જુમા મસીદની આગળ મોટા ગૃહસ્થો એકઠા થયા હતા. અહીં બેસવાની ફી રૂા. ૧૫ લેવામાં આવી હતી. જનાનામાં સ્ત્રી વર્ગને બેસવાને માટે સગવડ કરવામાં આપી હતી. આખા ચાંદની ચોકના રસ્તાનો વચલો ભાગ માંચડાથી બાંધી લેવામાં આવ્યો હતો. નવ વાગ્યાની શરૂઆત થઈ ત્યારે ગુરખા અને યુરોપીયન ઓફીસરોએ આવી પહોંચી રસ્તાને સુરક્ષિત કર્યો. છતાં લગભગ ૧૦ વાગતા સુધી લોકોને ચાંદની ચોક અને બીજી બાજુએ હરવા ફરવાની પૂર્ણ છુટ હતી. પોલીસ લોકોના ઉત્સાહને આડી આવતી નહોતી. યુરોપીયન અમલદારો પણ ઘણીજ મમતાથી વર્તતા અને જરાક કહેતામાં માગે તે સરળતા કરી આપતા હતા. મોટા રસ્તા ઉપર સવારોની બે હાર લાગતી હતી.

એક તરફથી દેશી રાજા-મહારાજાઓની રાજદ્વારી મુલાકાતનું કામ ચાલતું હતું. તે વેળા બીજી તરફથી ના. શહેનશાહને આવકાર આપવા સ્ટેશન ઉપર હાજર રહેલા-ગવર્નરો અને લેફ્ટેનંટ ગવર્નરો વિગેરે "રિજ" ઉપરની એમ્પીથીએટરમાં પોતપોતાની બેઠક લેવાને પોતપોતાના રિસાલદારો સાથે સવારીના આકારમાં ઉપડી ગયા હતા.

અહીંથી સવારી શરૂ થયેલી ગણીએ તો સવારે ૧૧ વાગતાથી ચાલુ થયેલી સવારી બપોરે બે વાગ્યા સુધી ચાલુ રહી હતી. ફક્ત વચમાં અર્ધા કલાકનો ખાંચો પડયો હતો; કેમકે આ ગવર્નરો આવી પહોંચ્યા પછી ના. શહેનશાહ અરધે કલાકે આવ્યા હતા. આટલા વખતમાં ઈંગ્લાંડ વિગેરે સચિત્ર વર્ત્તમાન પત્રોના પ્રતિનિધિઓએ પોતાના ગળામાં અનેક કૅમેરા લટકાવીને શહેનશાહ વિગેરેના ચિત્રો પાડી લેવા માટે તૈયારીઓ કરી હતી.

હવે શહેનશાહી સવારી કિલ્લામાંથી નિકળી, જુમામસ્જીદ, ચાંદની ચોક, ફત્તેહપુર બજાર, ક્વીન્સ રોડ, ડફરીન બ્રીજ, મોરી ભાગોળ, રાજપુર રોડ, ચૌબુર્જા રોડ જેવા મુખ્ય રસ્તાઓ પસાર કરીને રીજ ઉપર જવા લાગી. આ સરઘસને મોખરે પંજાબ પોલીસનો ઇન્સ્પેકટર મી. લી. ફ્રેન્ચ હતો. તેની પાછળ પહેલી ડ્રેગુન પલટણ, સેનાધિપતિનો રસાલો, ના. ગવર્નર જનરલના બૉડીગાર્ડો અને રસાલો વિગેરે લશ્કરી ટુકડીઓ ચાલતી હતી. એમ કેટલુંક લશ્કર ચાલ્યું ગયું ત્યાર પછી તોપખાનું દમામ સાથે આવ્યું. વળી ખાલી સ્વાર, વળી પાછી તોપો એમ થોડો વખત હારમાલા ચાલી. ત્યાર પછી લશ્કરી અમલદારોએ લોકોનું ધ્યાન ખેંચ્યું. તેમનો ભવ્ય રાતો સુંદર પોષાક, છાતીપર સોનેરી રીબન્સ, માથે શ્વેત પીંછાં, બીજા લશ્કરમાં ભાત પાડતાં હતાં. વળી કાળા ફ્રોક કોટમાં ઘોડાને ચમકારીને લાવતા જતા હતા, હવે જરીના રૂમાલ આદિ રાજચિન્હ ધારણ કરી જતા યુરોપીયનો જણાયા. આવી રીતે ભવ્યતા ઠાઠમાઠ અને ડંકા વિગેરે પસાર થયાં ન થયાં એટલામાં ના. શહેનશાહનો ઘોડો જણાયો. તેમની આગળ તેમના એડીકાં મહારાજા સીંધીઆ તેજદાર કાળા ઘોડા ઉપર, વિકાનેરના મહારાજા શ્વેત અશ્વ ઉપર સ્વાર થઇને ચાલતા હતા. તેમની સાથે રામપુરના નવાબ પણ હતા. તેમની પછી ના. શહેનશાહનો

કાળો ઘોડો ચાલતો હતો. તે પછી લોર્ડ ક્રયુ અને ના. ગવર્નર લોર્ડ હાર્ડીંજ સાથે સાથે સ્વાર થયા હતા. આમ અમલદાર વર્ગથી ના. શહેનશાહ એટલા બધા વીંટળાઈ વળ્યા હતાં કે રાજદર્શન માટે તલપી રહેલાં અનેક પ્રેક્ષકો ના. શહેનશાહને જોઇ કે ઓળખી શક્યા નહોતા, તેથી તેઓ છેવટે નિરાશ થઇને ચાલ્યા ગયા હતાં. કહેવાય છે કે પાછળથી ના. શહેનશાહના કાને આ વાત આવતાં પોતાને સ્વારીમાં વીંટળાઇ ન વળવાની અમલદારોને સૂચના આપી હતી. અસ્તુ. હિંદી પ્રધાન અને ના. ગવર્નર જનરલની પછવાડે શહેનશાહબાનુની ગાડી ચાલતી હતી. જે ગાડીને પડખે જોધપુરના સર પ્રતાપસીંગ, શહેનશાહી કેડેટ કોરના સેનાધિપતિ તરીકે સ્વાર થઇને રોફબંધ ચાલતા હતા. પછવાડે કેડેટની ટુકડીઓ હતી. ના. શહેનશાહબાનુ મેરીનું સુંદર-હસમુખુ મુખડું ગાડીમાં નજરે પડયું એટલે લોકોએ આનંદધ્વની અને જયજયકાર કરી પ્રભુની અભ્યર્થના કરી. ના. શહેનશાહ આ ગાડીની આગળ સ્વાર થઇને ચાલતા હતા. માત્ર બ્લુ પટ્ટો કહી આપતો કે એજ આપણા ભક્તિભાજન ના. શહેનશાહ છે. આ પછી ઇમ્પીરીયલ કેડેટકોર પસાર થયું. રાજકુમારોના આછા પોપટી ફેંટામાં તોરા આદિ ભૂષણો આકર્ષક દીસતા હતા. ત્યાર બાદ યુરોપીયન ઓફીસરો નજરે પડવા લાગ્યા. ત્યાર પછી દેશી રાજાઓની શરૂઆત થઇ. સહુથી પ્રથમ હૈદ્રાબાદના નિઝામનો રસાલો આવી પહોંચ્યો, તેના સૈનિકો પીળા વસ્ત્રોમાં સજ્જ થયેલા હતા. નિઝામ સાહેબનું વય અને કદ એકદમ ધ્યાન ખેંચે તેવા હતાં. હૈદ્રાબાદી કેસરી પાઘડી શિરે શોભી રહી હતી. સામે હૈદ્રાબાદી ઝવેરીઓના મકાન હતાં, ત્યાંથી જયનાદની ગર્જના થઇ. બાદ સાદાઇ અને સૌજન્યને માટે જગપ્રસિદ્ધ એવા ના. ગાયકવાડ સરકારની સ્વારી આવી. કોઈ પણ જાતના ઠાઠમાઠ કે ભારે રસાલા સિવાયના આ વિદ્વાન નૃપતી સાદી બગીમાં અને સાદા

વસ્ત્રાભૂષણોમાં વિરાજ્યા હતા. શિરે રાતી સાદી પાઘડી, હસ્તું વદન અને સલામ ઝીલવાની મનહર છટાથી પ્રેક્ષકોના મનરંજન કરતા હતા. શ્રીમંત સરકાર ગાયકવાડ આ રીતે હર્ષનાદ અને તાળીઓની ગર્જના વચ્ચે પસાર થયા કે તુર્ત મૈસુરના મહારાજાનો દમામદાર ઠાઠ આવ્યો. શરૂઆતમાં ઝુંડા, નિશાન, ડંકા, સોનેરી વાવટા વસ્ત્ર વિગેરેથી શણગારેલા એ ખાલી ઘોડાઓ લોકોની નજરે પડવા લાગ્યા હતા. આમ મૈસુરના મહારાજા પસાર થયા પછી અનેક રજવાડાઓ-નાં રાજચિન્હ ઝળકવા લાગ્યાં. ગ્વાલીઅર, ઇંદોર આદિના મહારા-જાઓ તેમના સરદાર વર્ગો સાથે સરઘસમાં હતા. દરેક રાજાની સાથે રેસીડંટ પણ હતા. સરઘસનો દેખાવ હવે એક સરખો જણાવા લાગ્યો. નવીનતા દૃષ્ટિએ પડતી બંધ થઇ એટલામાં ભોપાળના બેગમ સાહેબના સફેદ બુરખાએ લોકોનું ધ્યાન આકર્ષ્યું. બેગમ સાહેબ ગાડીમાં છટાદાર રીતે વિરાજ્યાં હતાં અને તેમની પાસે રેસીડેંટ પણ હતા. તે પછી થોડા રાજાઓની સવારી ચાલી ગઈ. ઓરછા ધાટ આદિના રાજાઓ ઝટ પસાર થવા લાગ્યા. કોઇના નિશાન ડંકા, કોઈની પાગા, કોઈની સોનાની અને રૂપાની ગાડી સર્વનું ધ્યાન ખેંચી રહ્યાં હતાં. જોધપુરીઓ તથા ઉદેપુરીઓ પણ તેમના પોશાકો ઉપરથી તુરતજ જણાઈ આવતા હતા. મહારાણા આવતાંજ લોકોએ અપૂર્વ સન્માનથી તેમને વધાવી લીધા હતા. આમ થોડા વખત ચાલ્યું પછી ચરખારી સ્ટેટ, તથા બુંદેલખંડના રાજવંશી પોશાકે લોકોને બહુ રમુજ આપી હતી. હવે પાછી રાજાઓની સવારી ચાલવા લાગી. મહારાજા ભાવનગર, ગોંડલ આદિ ઝટ ધ્યાનમાં આવતા હતા. પહાડી રાજાઓના વિચિત્ર પોશાકે તથા ઢબે એક પ્રકારનું કૌતુહલ ઉપજાવ્યું હતું. તેમના પગ ઉઘાડા તથા માથે જંગલી જેવો ડ્રેસ પહેર્યો હતો. તેથી લોકો આશ્ચર્યમાં ગરકાવ થયાં હતાં. ટુંકામાં કહીએ તો આ સરઘસે એક

અતિ સુંદર દેખાવ રજુ કર્યો હતો. તેની લંબાઈ ઘણી હતી. ભવ્યતા તથા ગંભીરતા પણ પ્રસંગને અનુસરતી હતી. ના. શહેનશાહની સ્વારી કિલ્લામાંથી પસાર થવા લાગી ત્યારે તેમના માનમાં તૈયાર કરેલા શ-ણગારોનો દેખાવ અનહદ આનંદ આપે તેવો હતો. "બાદશાહને પ્રભુ સલામત રાખો" એવા ભાવના અવાજોથી શહેર ગાજી ઉઠતું હતું. આ રીતે ચાલતી બાદશાહી સ્વારી, બળવાના સમયમાં સુવિખ્યાત થયેલા "રીજ" ઉપર આવી પહોંચી. આ મંડપમાં પસંદ કરવામાં આવેલા ચોક્કસ પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. ત્યાં ગવર્નર જનરલની કારોબારી સભા, ધારાસભાના સભ્યો, મુંબઈ અને મદ્રાસના ગવર્નરો તથા તેમની કારોબારી અને ધારા સભાના સભ્યો તેમજ બીજા પ્રાંતિક સત્તાધારીઓ એકત્ર થયા હતા. તે સર્વની પછવાડે પ્રેક્ષકોની ઠઠ જામી હતી. મંડપ આગળ ઘોડા ઉપર ના. શહેનશાહ અને ગાડીમાં ના. શહેનશાહબાનુ પધાર્યા એટલે ના. ગવર્નર જનરલની કારોબારી સ-ભાના સભા ઓ. મી. જેન્કીન્સે, હીંદી પ્રજા તરફનું માનપત્ર નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું:—

**ખુશખુશાલ રહો તમો બાદશાહી ખુદાવિંદો.**

બ્રીટીશ હિંદના લોકો તરફથી અમે ગવર્નર જનરલની ધારા-સભાના સભ્યો કર્તવ્યનિષ્ઠ માન સાથે આપ બાદશાહી ખુદાવિંદોને અંતઃકરણ અને શુદ્ધનિષ્ઠાપૂર્વક આવકાર આપીએ છીએ. ઐતિહાસિક સ્મરણોથી ભરપૂર એવા આ પ્રાચીન શહેરમાં, હિંદની ભૂમિ ઉપર સમગ્ર હિંદના પહેલા શહેનશાહ તરીકે ચરણ મુકનાર આપ બાદશાહી ખુદાવિંદને અમે આવકાર આપીએ છીએ. અનેક વિખ્યાત રાજાઓએ અને બાદશાહોએ બાદશાહી ઠાઠમાઠ રાખેલો છે, અને ભૂતકાળની કીર્તિઓના જે ઉમદા અવશેષો રહેલા છે, તે તેમની મહત્તાની સાક્ષી પુરે છે. તેમ છતાં પણ તે સર્વથી શ્રેષ્ઠ એવા કોઈ પણ રાજા કે

બાદશાહે પોતાની સત્તાની ચઢતી કળામાં પણ આપ બાદશાહ ખુદાવિંદ જેટલા વિશાળ રાજ્યપ્રદેશ ઉપર સત્તા ચલાવો છો, તેટલા વિશાળ રાજ્યપ્રદેશ ઉપર કદિ પણ સત્તા ચલાવેલી નથી. આથી કરીને આપ બાદશાહ ખુદાવિંદની અહીંની હાજરીના પ્રસંગનો જોટો હિંદના ઈતિહાસના સઘળા વિવિધ અને હલમલાવી નાંખનારા પ્રસંગોમાં મળી આવતો નથી, તેથી આ પ્રસંગ સદા સ્મરણીય રહેશે.

શહેનશાહ પ્રતિ રાજ્યભક્તિ ધરાવવી, એ ખાસ કરીને હિંદી પ્રજાનો સદ્દગુણ છે. અનાદિ કાળથી ઋષિઓ અને ધર્મગુરૂઓએ એ સદ્દગુણ તેમનામાં ઓતપોત કર્યો છે, અને આપ નામદાર બાદશાહ ખુદાવિંદના વિશાળ રાજ્યપ્રદેશોમાં આપ ખુદાવિંદની બીજી કોઈ પણ પ્રજા બ્રીટીશહિંદના વતનીઓ કરતાં વિશેષ રાજ્યનિષ્ઠ અને રાજ્યભક્ત નહીં હોય. હિંદી શહેનશાહતમાં જૂદી જૂદી ભાષાઓ બોલતી અને જુદા જુદા ધર્મો પાળતી અનેક પ્રજાઓ છે. પરંતુ ઉત્તર હિમાલયના બરફથી ઢંકાયેલા શિખરોવાળા પ્રદેશથી આરંભી ઠેઠ દક્ષિણે દંતકથામાં ગવાયેલા રામેશ્વર સુધિના તથા પશ્ચિમે પર્વતોની હારોથી આરંભી પૂર્વે ચીન અને સીયામની સરહદ સુધીના પ્રદેશની સઘળી પ્રજા આપ બાદશાહ ખુદાવિંદની રાજ્યગાદિ અને જાત તરફની રાજ્યનિષ્ઠા અને રાજ્યભક્તિથી એકત્ર થયેલી છે, અને આપ બાદશાહ ખુદાવિંદે આપનો રાજ્ય અમલ શરૂ થયાના ટુંક સમયમાં અમારી વચ્ચે કરેલી પધરામણીથી અભિમાન અને હર્ષની જે લાગણી પ્રદર્શિત કરવાની અમે અહીં કોશેશ કરીએ છીએ, તે લાગણી સમગ્ર દેશમાં, દરેક ગામડામાં, શહેરમાં અને નગરમાં અહીંના કરતાં લગાર ઓછા ઠાઠમાઠથી પ્રકટી નીકળશે, જો કે તે કોઈ પણ રીતે ઉત્સાહમાં ઉતરતી હશે નહીં.

આપ બાદશાહ ખુદાવિંદની પધરામણીથી અમને જે હર્ષ થાય છે, તેમાં ના. શહેનશાહખાતુ, જેમને અમે આપ બાદશાહનાં કીર્ત્તિવંત

રાણી તરીકે એટલુંજ નહીં પણ હિંદમાં જે ચારિત્ર્યથી તેમના તરફ ઉચ્ચતમ પૂજ્યભાવ પ્રકટ થયેલો છે અને સઘળા હિંદવાનોના હૃદયો આકર્ષાયેલાં છે, એવું ચારિત્ર ધરાવનાર રાણી તરીકે આવકાર આપીએ છીએ. તેમની કૃપાવંત હાજરીથી એ હર્ષમાં અમિતપણે વધારો થયેલો છે. અમે પ્રભુને એવી પ્રાર્થના કરીએ છીએ કે તે આપ બાદશાહી ખુદાવિંદોને આરોગ્ય, સુખ, સંપત્તિ અને દીર્ઘાયુષ્ય આપે; અને અમે એમ ઇચ્છીએ છીએ કે આપ બાદશાહ ખુદાવિંદના કલ્યાણકર રાજ્ય છત્ર હેઠળ હિંદી શહેનશાહત ધીરે ધીરે સુલેહ, શાંતિ, આબાદી, અને સંતોષમાં પ્રગતિ કરે. અમારી સારી પેઠે એવી ખાત્રી છે કે આપ બાદશાહી ખુદાવિંદોના હૃદય સમક્ષ આથી બીજી કોઈ પણ ઇચ્છા વિશેષ સમીપ નથી.

માનપત્ર વાંચી રહ્યા બાદ ઓ. મી. જેન્કીન્સે રૂપાની એક લંબગોળ રકાબીમાં મુકીને ના. શહેનશાહને અર્પણ કર્યું. રકાબીમાં નીચે પ્રમાણે લેખ હતોઃ—

“નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુની દિલ્હી ખાતેની સને ૧૯૧૧ ના ડીસેમ્બરની તા. ૭ મીએ પધરામણી થઇ, તે સમયે તે નામદારોને આવકાર આપનારૂં માનપત્ર બ્રીટીશ હિંદના રહેવાસીઓ તરફથી હિંદુસ્તાનના વાઇસરૉયની ધારાસભાના સભ્યોએ અર્પણ કર્યું, તેની સાથે ભેટ આપવામાં આવી.”

ઉપર કહ્યા તે માનપત્રનો ઉત્તર નામદાર શહેનશાહે કૃપાવંત થઇને નીચે પ્રમાણે વાંચ્યોઃ—

શહેનશાહબાનુ અને મારી પોતાની તરફથી અમારા હૃદય ઉપર ગંભીર અસર કરનારા શબ્દોવાળા તમારા રાજ્યનિષ્ઠ અને કર્ત્તવ્યશીલ માનપત્ર માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. એ શબ્દો ઈંગ્લાંડમાં અમારા રાજ્યારોહણ સમયે અમારા રાજ્ય પ્રદેશોના

સઘળા ભાગોની પ્રજાઓની સાથે હિંદની પ્રજાએજ સ્નેહાળ રાજ્ય-ભક્તિ દર્શાવી હતી, અને જે રાજ્યભક્તિના ઉદ્દગારો હાલમાં તમારા દેશમાં અમારી પધરામણી થતાં મારી સઘળી હિંદી પ્રજાના સઘળા વર્ગો અને સંપ્રદાયો કાઢે છે, તે સૌનું અમને પુનઃ સ્મરણ કરાવે છે. તેમની ધારાસભાના ડાહ્યા, અનુભવી અને બ્રીટીશ હિંદના પસંદ કરેલા પ્રતિનિધિ સભ્યો તરફથી તેમને કેટલો ટેકો અને કેટલું બળ મળે છે, તે હું મારા ગવર્નર જનરલ મારફતે જાણું છું.

હિંદની પ્રજા તરફથી તમે અમને જે આવકાર આપ્યો છે, તેની હું ઘણીજ કદર કરૂં છું. તમે એટલી ખાત્રી રાખજો, કે તમારા માનપત્રમાંના " હિંદી શહેનશાહત સુલેહ શાંતિ, આબાદી અને સંતોષના માર્ગમાં ધીરે ધીરે પ્રગતિ કરે " એ શબ્દોમાં દર્શાવેલી ઈચ્છા કરતાં બીજી કોઇ પણ ઈચ્છા અમારા હૃદય સમક્ષ વિશેષ સમીપ નથી.

ના. શહેનશાહનો આવા શુદ્ધ હૃદયના ઉદ્દગારો દર્શાવનારો ઉત્તર સર્વે જણાં સાંભળી આનંદમગ્ન થયાં હતાં. માનપત્રની ક્રિયા સમાપ્ત થતાંજ પ્રજા વર્ગીય સંગિતના સરોદો શરૂ થયાં, અને બાદશાહી સ્વારી આગળ ચાલી; અને રીજ ઉપર થઇને બાદશાહી તંબુ તરફ સિધારી. તંબુએ પહોંચતા બપોર ચડી ચુકયા હતા. સ્વારી સમાપ્ત થઇ. ત્યાર પછી ના. શહેનશાહે, દેશી રાજાઓને અનુક્રમે મુલાકાતનું માન આપ્યું હતું. હૈદ્રાબાદના નિઝામ, વડોદરાના ગાયકવાડ સરકાર, મ્હૈસુરના મહારાજા, ઉદેપુરના મહારાણા, જયપુર, જોધપુર, બુન્દી, અને વિકાનેરના મહારાજાઓ, કોટાના મહારાણા, કિશનગઢ, ભરતપુર, જેસલમીર, અને અલવરના મહારાજાઓ, ધોળપુરના રાણા, સીરોહીના મહારાજા, ડુંગરપુરના મહારાવલ, કોલ્હાપુરના મહારાજા, કચ્છના રાવ, ઈડરના મહારાજા, અને ખૈરપુરના મીરને આ માન મળ્યું હતું. ઉદેપુરના મહારાણાને તહેનાતમાં રહેનારા રાજ્યકર્ત્તાની પદવી આપીને ના. શહેનશાહના મંડળમાં નીમવામાં આવ્યા હતા.

બીજે દિવસે અટલે તા. ૮ મી ડીસેમ્બરે બપોરના સાડાત્રણ વાગે ના. શહેનશાહ પંચમ જ્યોર્જે પોતાના મુબારક હાથે મર્હુમ શહેનશાહ એડવર્ડ સપ્તમના સમગ્ર હિંદ તરફના સ્મારક ફંડમાંથી ઉભા કરવામાં આવનારા પૂતળાની તકતીનો પત્થર યોગ્ય સ્થળે મુકવાની ક્રિયા કરી હતી. આ ફંડમાં લગભગ રૂ. પાંચ લાખની રકમ ભરાઇ ગઇ છે. અને તેમાં હિસ્સો આપનારની સંખ્યા લગભગ પોણા લાખની થવા જાય છે. આ નાણામાંથી મરહુમ શહેનશાહ સપ્તમ એડવર્ડનું બ્રોન્ઝ–કાંસાનું ઘોડેસ્વાર પુતળું, ઇંગ્લાંડના જાણીતા એક શિલ્પશાસ્ત્રી પાસે તૈયાર કરવામાં આવશે. તેને માટે સ્થળ, જુમા મસજીદ અને કીલ્લાની વચ્ચે આવેલા બગીચામાં પસંદ કરવામાં આવ્યું છે. આ મેળાવડા વખતે હીંદી રાજકર્ત્તાઓએ હાજરી આપી હતી, અને તેમને ના. શહેનશાહના પડખે વિરાજવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. બગીચો નાનો હોવાથી ટીકેટ વિનાના પ્રેક્ષકોને આવવા દીધા નહોતા, સવાત્રણને આશરે ના. શહેનશાહ આવી પહોંચતાં પ્રેક્ષકોએ તેમને હર્ષનાદથી વધાવી લીધા હતા. નામદાર ગવર્નર જનરલ લોર્ડ હાર્ડીંજે ના. શહેનશાહ પંચમ જ્યોર્જને, સ્મારક પુતળાની તખ્તીનો પત્થર મુકવાની વિનંતી કરતાં એક માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. સપ્તમ એડવર્ડના ગુણાનુવાદ સાથે આવા સ્મારકની અગત્યતા પુરવાર કરી હતી. તેનો ના. શહેનશાહે બહુ ભક્તિપૂર્ણ ઉત્તર વાળ્યો હતો. જે નીચે પ્રમાણે હતોઃ—

ના. ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડીંજે ના. શહેનશાહ પંચમ જ્યોર્જને, મર્હુમ ના. શહેનશાહ સપ્તમ એડવર્ડના સ્મારક પુતળાની તખ્તીનો પત્થર મુકવાની વિનંતી કરતાં જણાવ્યું કેઃ—

**“ ખુશખુશાલ રહો નામદાર શહેનશાહ.**

**આપના અતિ પ્રિય અને સુવિખ્યાત ભલા શહેનશાહ સપ્તમ**

એડવર્ડના સમગ્ર હિન્દના સ્મારકની કમીટી તરફથી તેમના સ્મરણાર્થે ઉભા કરવાના પુતળાના સ્મારક પત્થરને યોગ્ય સ્થળે મુકવાની આપ બાદશાહ ખુદાવિંદને વિનતી કરવાનું અને માન મળેલું છે, જે માટે આપ બાદશાહ ખુદાવિંદના હિંદના રાજ્યનિષ્ઠ અને રાજ્યભક્ત હજારો ને હજારો ગરીબો તેમજ તવંગર લોકોએ પોતાના કીર્ત્તિવંત રાજ્ય-કર્ત્તાનું નામ જે પૂજ્યભાવ અને સ્નેહથી સદા જળવાઈ રહે, તેનો પુરાવો રજુ કરવાના ખાસ હકમાં પોતાનો હિસ્સો લઇને નાણાં ભરેલાં છે. આ બેઠકને શણગારનાર પુતળામાં, શાંતિના જ્વલંત વિજયોમાં વિના સંકોચે અદા કરેલા કર્ત્તવ્યનું અને ઉચ્ચ પ્રતિના પ્રયત્નોનું ફળ અપાવનાર, મર્હુમ રાજા શહેનશાહના ઘણાજ ટુંકા, પરંતુ શ્રમશીલ રાજ્ય અમલ દરમીયાન પ્રસરેલી સુલેહ, શાંતિ, ન્યાય અને સમૃદ્ધિ માટે તમારી હિંદી પ્રજાના અનેક લાખો માણસોના આભારની ચિરં-જીવ પ્રતિજ્ઞા જળવાઈ રહેશે. પ્રાચીન ઐતિહાસિક સ્મરણોવાળાં તથા શૂરવીરતાનાં પરાક્રમોવાળાં આ શહેરમાં આપણા મહાન્ અને પૂજ્ય રાજા–શહેનશાહનું પુતળું, ભૂતકાળના મહાન્ રાજવંશોની અને હિંદ-માંના આપ ખુદાવિંદના મહાન્ રાજ્યની અગણિત કોમો અને પ્રજાની આપના રાજ્યગાદી તરફની રાજ્યનિષ્ઠ રાજ્યભક્તિની નોંધોનું રક્ષણ કરનાર ભવ્ય રક્ષક સૈનિક તરીકે ઉભું રહેશે, એટલું જ નહીં પણ ઇંગ્લાંડ અને તેના રાજ્યકર્ત્તાઓનાં હિંદ અને તેના લોકો તરફનાં સ્નેહનાં ચિરંજીવ ચિન્હ તરીકે તથા ઉમદા ધારણાઓ તથા ઉચ્ચ પ્રતિના અભિલાષોને માર્ગે હિંદને આગળ દોરી જવાની તેમની સત્તા અને ઇચ્છાની જામીનગીરી તરીકે એ જળવાઈ રહેશે. અને હવે આ પથ્થરને તેને યોગ્ય સ્થાને મુકવાની આપ બાદશાહ ખુદાવિંદને વિનતિ કરતાં અમે ભવિષ્યની પ્રજાની રાજ્યભક્તિને અને આપ બાદશાહ ખુદાવિંદની હિંદી પ્રજાના રાજ્યનિષ્ઠ વર્ત્તનને એક અતિ કીર્ત્તિવંત શહેનશાહનું આ ઉમદા સ્મારક સોંપીએ છીએ.”

ના. શહેનશાહે આ વિનંતીનો સ્વીકાર કરતાં ઉભા થઇને, સર્વ કોઈ સાંભળી શકે એવી રીતે કહ્યું કેઃ—

" તમે હમણાં જે માનપત્ર આપ્યું છે, તેણે મારા હૃદય ઉપર અસર કરી છે અને મારા મર્હુમ પ્રિય પિતા, રાજા–શહેનશાહના આપણે સઘળા અને વિશેષે કરીને હું જેટલા આભારી છીએ, તેના સ્મરણો જાગૃત કર્યાં છે. મારા રાજવંશમાંથી હિંદની મુસાફરી કરનાર તેઓ પ્રથમજ હતા, અને તેમનીજ આજ્ઞાથી છ વર્ષ પહેલાં આ મહાન્ અને આશ્ચર્યકર ભૂમિમાં હું આવ્યો હતો. અરે! તેમના મરણની ગમગીનીનો કેટલો વહેલો અમારે શોક કરવો પડશે, તેનો તે સમયે અમને બિલકુલ વિચારજ આવ્યો નહોતો.

તમે કહો છો કે મારા પિતા સાથે જેમને અંગત ઓળખાણનો ખાસ હક્ક મળેલો હશે, એવા થોડાકજ માણસોનાં એટલુંજ નહીં પણ હિંદની તેમની અને મારી પ્રજાનાં હજારો માણસોનાં નાણાંમાંથી આ સ્મારક ઉભું થયું છે.

જે ગંભીર અને ચિરસ્થાયી લાગણી તેઓ હિંદને માટે ધરાવતા હતા, તેનો પ્રતિ ઉત્તર તેનાં છોકરાં તરફથી આટલી બધી તિવ્રતાથી પાળવામાં આવ્યો છે, તે જાણીને હું ખુશી થઉં છું.

એક સુંદર અને ઐતિહાસિક સ્થળે એક ઉમદા સ્મારક તરીકે તેમનો સમભાવ અને તમારા રાજ્યનિષ્ઠ સ્નેહનું સ્મરણ હવે પછીની પ્રજાઓને કરવાને આ પુતળું જળવાઇ રહેશે, એ જાણીને હું ખુશી થઉં છું, અને વિશ્વાસ ધરાવું છું કે પરમેશ્વરની મહેરબાની હશે તો એ લાગણીઓ હિંદ અને મારા રાજકુટુંબના માણસો વચ્ચે પરંપરાગત ઉતરી આવી ચાલુ રહેશે. "

આ પ્રમાણે ઉત્તર આપ્યા પછી ના. શહેનાહે ગવર્નર જનરલની સાથે જઇ, પ્રેક્ષકો તરફ લગાર નમીને તખ્તીનો પત્થર યોગ્ય સ્થાને

ગોઠવ્યો હતો. પુતળાનું મ્હોં ઉત્તર દિશા તરફ રહે, તેવી ગોઠવણ કરવામાં આવી છે. અને બેઠકની પૂર્વ તરફની બાજુએ નીચે પ્રમાણે લેખ કોતર્યો છે:—

"સપ્તમ એડવર્ડ—રાજા અને શહેનશાહ—

"તેમની સમગ્ર હિંદી શહેનશાહતના હજારો લોકોએ સ્વેચ્છાથી ઉભા કરેલા ફંડમાંથી આ પુતળુ ઉભું કર્યું છે. તવંગરોએ પોતાની ધનાઢ્યતામાંથી અને ગરીબોએ પોતાની રંકતામાંથી નાણાં આપેલાં છે; તે તેમના સદ્ગુણો અને તેમના સામર્થ્ય પ્રતિની હિંદી પ્રજાના આભારપૂર્ણ સ્મરણની સાક્ષી પુરે છે.

"તેઓ પોતાની પ્રજાના પિતા હતા. અને તેમના ભિન્ન ભિન્ન ધર્મો અને દૃષ્ટિઓનું તેમણે નિષ્પક્ષપાતપણે રક્ષણ કર્યું હતું. દુનીયાના મંત્રીમંડળોમાં ડહાપણ રૂપે તેમની સલાહ મનાતી હતી, તેમનું દૃષ્ટાંત તેમના વાઇસરાયો, તેમના ગવર્નરો, તેમના કેપ્ટનો, તથા તેમની પ્રજાના સૌથી વિશેષ નમ્ર વર્ગોને ઉત્સાહ આપે તેવું હતું, તેમની સત્તા દુનીઆના વતનીઓના ⅓ ભાગ ઉપર પ્રવર્ત્તી રહી હતી.

"તેમની તરવાર હંમેશાં જયવંતજ હતી, ઘણી કોમોના સૈનિકો તેમના લશ્કરમાં નોકરી કરતા હતા, અને તેમની પ્રતાપી આજ્ઞાઓને પાળતા હતા. તેમના વહાણો મહાસાગરના મહાન માર્ગોને સહિસલામત રાખતા હતા. અને સમુદ્ર તેમજ પૃથ્વી ઉપરના તેમના વિશાળ રાજ્યોનું રક્ષણ કરતા હતા. દુનીયાંની પ્રજાઓ વચ્ચે તેમણે સ્નેહભાવ જાળવ્યો હતો, અને પોતાના વિશાળ સામ્રાજ્યની પ્રજાઓને સુવ્યવસ્થિત સુલેહશાંતિ આપી હતી. રાજાઓના માન અને નિરાધાર માણસોના હક્કો તેમણે જાળવ્યા હતા. તેમનું રાજ્ય, પોતાના સારી પેઠે પ્રિય એવા હિંદને આશિર્વાદ સમાન, મોટાઓને દૃષ્ટાંત સમાન, અને ગરીબોને ઉત્સાહ સમાન હતું; અને તેમનું નામ એક સામર્થ્યશીલ

શહેનશાહ, કૃપાવંત રાજ્યકર્ત્તા, અને મહાન્ અંગ્રેજ તરીકે સઘળા જમાનામાં પિતાથી પુત્ર દ્વારા વંશપરંપરાગત ઉતરી આવશે.”

આ તખ્તીની બીજી બાજુએ તેજ લેખનું ફારસી ભાષાંતર મુકેલું છે. લૉર્ડ હાર્ડીંજે એક સફેદ ગુલાબનો ગજરો મુકયો હતો, તેની નીચે તખ્તીમાં નીચેના વાક્યો લખેલા હતાઃ—

“એ નામદારની યાદમાં તેમના રાજ્યભક્ત સેવક હાર્ડીંજ ઓફ પેન્સર્સ્ટ તરફથી.”

તે પછી એક સરઘસ કાઢવામાં આવ્યું હતું, અને ના. શહેનશાહ પોતાના તંબુમાં પધાર્યા હતા.

બીજે દિવસે એટલે તા. ૯ મીને શનિશારે બહુ જાણવાજોગ બનાવો બનવા પામ્યા નહોતા. માત્ર આ દિવસે ના. શહેનશાહના કામકાજ સાથે સંબંધ ધરાવતો મેલ–ટપાલ, બોમ્બે–બરોડા રેલવે લાઇને સરાસરી કલાકના ૪૦ માઇલની ઝડપે ૨૨ કલાકમાં પહોંચાડયો હતો. ટપાલને લગતી પ્રવૃત્તિ સવારે સમાપ્ત થતાં ના. શહેનશાહબાનુએ હિંદી સ્ત્રીઓ તરફના પ્રતિનિધિ મંડળનો સત્કાર કર્યો હતો. આ પ્રતિનિધિ મંડળમાં હિંદના મહારાજાઓની રાણીઓ, કુંવરીઓ, બ્હેનો તથા કેટલાક હિંદી ગૃહસ્થોની સ્ત્રીઓ વિગેરે હાજર થયાં હતાં. તેમાં સર ફીરોજશાહ મેહેતાના પત્ની–લેડી મહેતા, રા. બા. મુધોલકરનાં પત્ની, મી. સીંહનાં, અને નાગપુરવાળા મી. દાદાભાઇનાં પત્ની, ઉત્તર હિંદના આગેવાન બાનુઓ, મુંબઇવાળા લેડી તાતા, કપુરથલાનાં મહારાણી ટીકા, મોરભંજનાં મહારાણી, પતીઆલાનાં મહારાણી, અને તેમની ત્રણ નણંદો, જંજીરાનાં બેગમ વિગેરે મળી ૫૦–૬૦ સ્ત્રીઓ હાજર હશે. દેશના જુદા જુદા ભાગમાં વસતી સ્ત્રીઓના પોશાકો પણ વિવિધ રંગ–ભાતના હોવાથી શોભા–સુંદરતા અને ભવ્યતામાં બહુ ઉમેરો થયો હતો. શરૂમાં ના. ગવર્નર

જનરલના પત્ની લેડી હાર્ડીંજે, પ્રતિનિધિ મંડળ તરફનું ધોળી સાટીન ઉપર સોનેરી ઝીકથી ભરેલું માનપત્ર ના. શહેનશાહબાનુને અર્પણ કર્યું હતું. માનપત્ર સાથે એક હીરામાં જડેલું મોટુ ચોરસ લીલમ અને હીરામાં જડેલા સાત મોટા લીલમના ચકતાવાળો તથા વચમાં લટકતા લીલમવાળો હાર એ બે વાનાં પતીયાલાની મહારાણીએ અર્પણ કર્યા હતા. આ જવાહીરો મોગલાઇ જાહોજલાલીના નમુના રૂપ કહેવાય છે. હિંદી સ્ત્રીઓ તરફના આ માનપત્ર તથા ભેટોનો સ્વીકાર કરતાં શહેનશાહબાનુએ નીચે પ્રમાણે ઉત્તર વાંચ્યો હતોઃ—

" તમારા આવકારના મનહર ઉત્સાહે મારા ઉપર ગંભીરપણે અસર કરી છે, અને હું એવો વિશ્વાસ રાખુ છું કે જેઓ મને મળવાને અહીં આવેલી છે, તેઓ પોતાના વિનયી જુહાર, અને અંતઃકરણની ફરમાનબરદારી માટેના મારા આતુર આભારનો પોતે-જાતે સ્વીકાર કરશે; અને આ શહેનશાહતની સ્ત્રીઓને જણાવશે. રક્ષણ હેઠળ રહેતી સ્ત્રીઓનાં સુખ અને કલ્યાણ માટેની મારી સતત વધતી જતી ઉત્કંઠાની તમો સઘળાને હું ખાત્રી કરી આપવા ઇચ્છું છું. હિંદની સ્ત્રીઓ પોતાના ગૃહોમાં કેવી કલ્યાણકર ભવ્ય અસરો કરી શકે એમ છે, એ વાત ઇતિહાસના પાનાં દર્શાવી આપે છે; અને તેવાં ઉમદા કામોની તવારીખો પોતાના છોકરાનાં હૃદયો અને મન માતાઓએ ભરેલા શિખામણના પાઠોના ફળ તરીકે, ચુસ્ત રાજ્યનિષ્ટ અને ભવ્ય સેવાનાં કાર્યોથી રંગાયેલી છે.

પડદામાં રહેનારી સ્ત્રીઓમાં પણ ધીરે ધીરે પરંતુ ખચીતજ જે વિકાસ થયે જાય છે, એ વાત મેં ઉંડા સંતોષથી જાણી લીધી છે, અને મારી એવી ખાત્રી થાય છે કે તમારી છોકરીઓ પોતાના ભવિષ્યના પતિઓની કેળવાયેલી અને ઉપયોગી સહચારીણીઓ થઇ

શકે, તે માટે તેમને કેળવણી લેવાનું ઉત્તેજન આપવાને તમો સઘળાં ઈચ્છો છો.

તમે મને જે હીરાજડિત ભેટ આપેલી છે, તે સદા મારી નજર સમીપ કીંમતી જ રહેશે, અને જ્યારે જ્યારે હું તેને ધારણ કરીશ, ત્યારે ત્યારે જો કે જમીન અને સમુદ્રનું હજારો માઇલોનું અંતર આપણને છેટું પાડે છે, તથાપિ મારા વિચારો હિંદના તમારાં ગૃહો પ્રતિ વળશે અને વારંવાર આ આનંદી મેળાવડાનો ખ્યાલ ઉભો કરશે તથા તમારા અંતઃકરણોએ દર્શાવેલા સ્નેહનું પુનઃ પુનઃ સ્મરણ કરાવશે.

તમારી હિરાજડીત ભેટ વંશપરંપરા શહેનશાહી વારસા તરીકે ભવિષ્યના રાજકુટુંબને મળતી જશે અને તે હિંદની સ્ત્રીઓ સાથે ઇંગ્રેજી રાણીના થયેલા પહેલા સમાગમના ચિન્હ તરીકે સદા જળવાઇ રેહેશે.

તમારા અભિનંદનો માટે તથા મારી તેમજ રાજા શહેનશાહ પ્રતિ દર્શાવેલી ભલી ઈચ્છાઓ માટે હું તમારો આભાર માનું છું, અને શહેનશાહતના બળ, એકતા અને કલ્યાણ માટે હું પ્રભુ પ્રાર્થના કરવામાં સામેલ થઉં છું."

આ માયાળુ ઉત્તરનો અનુવાદ ઉર્દુમાં મીસીસ ગ્રાંટે કહી સંભળાવ્યો હતો અને તે પછી હાજર રહેલી બાનુઓની ઓળખાણ કરાવવામાં આવી હતી. એ વખતે પ્રત્યેક બાનુએ પોતપોતાની દેશ ઢબ પ્રમાણે નમન કર્યું તથા ઓવારણાં લીધાં હતાં. ક્રિયા પુરી થતાં ના. શહેનશાહબાનુ મંડપમાંથી સીધાવ્યા હતાં.

બપોર પછી ના. શહેનશાહ દંપતીએ પોલોની રમત ખેલવાના અખાડાની મુલાકાત લીધી હતી. ના. શહેનશાહ, લોર્ડ હાર્ડીંજ સાથે મેદાનમાં આવી પહોંચ્યા તે વખતે ૫૦ હજારથી વધુ માણસોએ નામદારોને માન ભરી રીતે આવકાર આપ્યો હતો. રમત પૂરી થતાં

ના. શહેનશાહ વગેરે પોતાની છાવણીમાં પાછા ફર્યા હતા. રાત્રે ખાણાના મેળાવડામાં વડી ધારાસભાનાં સભ્યો, કેટલાક દેશી *રજવાડાના રાજાઓ, પોલીટીકલ એજન્ટો તથા આગેવાન ગૃહસ્થોને નોતરવામાં આવ્યા હતા. તે પછી અડધી કલાકે મેદાન ઉપર લશ્કરીઓનું મસાલોનું સરઘસ જોવાને ના. શહેનશાહ દંપતી પધાર્યાં હતાં. કૃષ્ણપક્ષ ચાલતો હોવાથી મશાલોના આ સરઘસે દીલ્હીની તે વખતની શોભામાં એક અનુપમરૂપ ઉમેર્યું હતું.

તા. ૧૦ મી ને રવીવારે ખ્રિસ્તી ધર્મના સંપ્રદાય અનુસારે ના. શહેનશાહ કંપની પ્રાર્થના અર્થે દેવળમાં પધાર્યાં હતાં. આ ક્રિયામાં ૧૫૦૦ સનદી અમલદારોએ તથા આઠ લશ્કરીઓએ ભાગ લીધો હતો. સવારી બરાબર સ્થાને આવી પહોંચી અને ના. શહેનશાહ વિગેરે યથાયોગ્ય સ્થાને ગોઠવાયા કે તુરતજ પ્રભુ સ્તુતિની શરૂઆત થઈ, અને "પ્રભુ પોતાના પવિત્ર દેવળમાં છે. સર્વ પૃથ્વીને તેની સમીપ શાંતિ રાખવા દો" એ કડીવાળું સ્તુતિગાન વંચાયું. તે પછી રેવરંડ જી. જે. રીએ સેંટપીટરના ગોસ્પેલમાંથી ૧૩ મી તથા ૧૭ મી ટુંકોના

---

* એમ કહેવાય છે કે આ મુલાકાત દરમીયાન જયપુરના મહારાજાએ હાજરી આપી હતી અને ના. શહેનશાહના પગ આગળ પોતાની તરવાર મુકી, બાદશાહ ખુદાવિંદની હાજરીમાં બેઠક લેવાની ના કહી હતી. મહારાજાએ જણાવ્યું કે "મારા બાપદાદા મોગલ શહેનશાહની હાજરીમાં બેસતા હતા; અને સહુ મહાન્ મોગલો કરતાં તમે વધારે મહાન્ છો. ના. શહેનશાહે તેમને સમજાવીને બેસાડયા હતા અને રજપુતોની વફાદારીની આવી લાગણી જોઇ બહુ પ્રસન્ન થયા હતા, અત્યારના નામદાર શહેનશાહ જ્યારે પ્રિન્સ ઓફ વેલ્સ તરીકેની મુસાફરીમાં, જયપુર ખાતે પધાર્યા હતા, ત્યારે પ્રીન્સની ગાડી મહેલમાંથી પસાર થઇ તે વેળાએ મહારાજા જયપુર, ગાડીનાં બેસી રહ્યા હતા, એ પ્રસંગ ઘણાંઓને યાદ હશે.

પાઠ વાંચ્યા અને ત્યારબાદ મદ્રાસના બીશપે રેવેલેશન ભાગ ૧ લામાંના "આ જગતનું રાજ્ય આપણા પ્રભુનું અને તેના ક્રાઇસ્ટનું થયેલું છે." એ વચનને આધારે રચાયેલો નીચેનો ઉપદેશ કર્યો હતો:—

"બ્રીટીશ શહેનશાહતની તવારીખમાં મહાન્ ઐતિહાસિક પ્રસંગના અંશરૂપ આ સવારની ક્રિયા છે. આ મેળાવડો અહીંઆ આ સ્તુતિ કરે છે, એટલુંજ નહીં પણ સમગ્ર હિંદમાં હજારો આપણા ભાઇઓ અને યુરોપીયનો પણ તેમાં ભાગ લેછે; તેથી એ વિશેષ અસર કારક છે. આજે સવારે ગામડાં અને શહેરોનાં દેવળોમાં વીસ જુદી જુદી ભાષાઓમાં સ્તુતિઓ થશે. અને આ ઐતિહાસિક પ્રસંગે સ્તુતિમાં થયેલો મેળાવડો કોરોનેશન દરબારમાં અંતર્હિત થયેલાં ધાર્મિક અને દૈવીસત્યો પ્રત્યેની આપણી ગંભીર લાગણી દર્શાવે છે. સઘળી સત્તા પરમેશ્વરથીજ ઉતરી આવે છે, એમ આપણે સઘળા માનીએ છીએ. જે દેખાવોની મધ્યે આપણા શહેનશાહ અભિષિક્ત થયેલા છે, તેની ભવ્યતા પ્રભુના પ્રતિનિધિ તરીકે તે નામદાર રાજ્ય કરે છે, એ સત્યતા ભાર સાથે દર્શાવે છે. આ દરબારની સઘળી ભવ્યતાની પુંઠે ઇશ્વરનું સર્વોપરી સામ્રાજ્ય રહેલું છે; અને પ્રભુની રાજ્યગાદી સમક્ષ આજે સવારે આપણે સ્તુતિ કરીએ છીએ, જે મહાન્ અધિકાર માટે ખરે-ખર પ્રભુએ તેમને નિર્માણ કરેલા છે. બ્રિટીશ સામ્રાજ્યનો મુકુટ પ્રભુના હાથમાંથી તેમણે લીધો છે, અને તેમના મહાન્ કાર્ય માટે પ્રભુના પવિત્ર આત્માએ તેમને બળ અને ડહાપણ આપીને પ્રભુએ અભિષેક કરેલો છે; એ આપણી ગંભીર માન્યતામાં રહેલી, આપણા રાજાના રાજ્યારોહણની સમગ્ર અર્થસૂચકતા આ પ્રભુભક્તિ સર્વને સૂચવે છે. હિંદની ખ્રીસ્તી કોમના પ્રતિનિધિ તરીકે જ હું બોલું છું. પરન્તુ આપણા બીન ખ્રિસ્તી સહચારી બન્ધુઓ પોતાના શહેનશાહમાં દૈવીસત્તા રહેલી છે, એવી આપણી માનીનતામાં વિશેષ દઢતાથી શ્રદ્ધા

ધરાવે છે, અને પ્રભુના પ્રતિનિધિ તરીકે એ નામદાર આપણા ઉપર રાજ્ય ચલાવે છે, એ માન્યતાથીજ સમગ્ર હિંદની પ્રજાની વફાદારી પ્રેરાયેલી છે.

આ ક્રિયા શહેનશાહનને અંગે રહેલી વિશાળ જોખમદારી આપણને સચોટપણે સમજાવે છે. જેમ સઘળી સત્તા પરમેશ્વરથી ઉતરી આવેલી છે, તેમ પ્રભુનો હેતુ સંપૂર્ણ કરવાનું કાર્ય આપણને સોંપાયેલું છે. જગતનો ઇતિહાસ, માનવવૃત્તિઓ અને અભિલાષાઓ દ્વારા પણ પ્રભુની શાશ્વત ઇચ્છાની ક્રમિક સંપૂર્ણતા દર્શાવે છે. તેની એકાગ્રતાથી જે બહાર છે, તે નહિવત્ થશે અને જે તેની વિરૂદ્ધ છે, તે ભુંસાઈ જાય છે. જગતનું રાજ્ય આખરે આપણા પ્રભુનું અને તેના ક્રાઇસ્ટનું રાજ્ય થવું જોઇએ, કે જે રાજ્યમાં પ્રભુનું પિતૃત્વ અને મનુષ્યનું ભ્રાતૃત્વ સર્વોપરી સત્તા ભોગવે છે. હાલમાં તે સાધ્ય ઘણુંજ દૂર લાગે છે. પરંતુ તે સમય કે દૂર હોય તો પણ સર્વ સૃષ્ટિ જીવોને જે છેવટના સાધ્ય તરફ તે દોરે છે, તેજ આ સાધ્ય છે. અને કોઈ પણ શહેનશાહત કે સામાજીક સંસ્થાની જાથુકની કીંમતનો આધાર ભાતૃત્વના ઉચ્ચ આશયને દુનીયામાં વાસ્તવિક અને અસરકારક બનાવવા ઉપર જ રહેવો જોઇએ.

ત્યારે અહીં આવતા વર્ષમાં આપણી આગળ શહેનશાહનું કાર્ય પડેલું છે. આ મહાન્ હેતુની પરિપૂર્ણતા કેવળ રાજ્ય નીતિજ્ઞો અને રાજ્યદ્વારીઓનાજ હાથમાં રહેલી નથી, પરંતુ જીવનના સામાન્ય વ્યવહારમાં પળોટાતા સામાન્ય મનુષ્યોના હાથમાં છે. હલકાં ધોરણોથી આપણે સંતોષ ધરવો જોઇએ નહીં. કાર્યસિદ્ધિ, કર્ત્તવ્ય, ન્યાય સારૂ હિંદમાં અંગ્રેજ રહેલાં છે. ક્રાઇસ્ટનો સ્નેહ અને આત્મભોગ કરતાં બીજું કાંઇ પણ શહેનશાહતનું જે મહાન્ કાર્ય પ્રભુએ આપણને સોંપેલું છે, તેમાં વિશેષ કામ લાગશે. અંતરો દૂર કરવા માટે અને મ-

ર્યાદાઓ તોડવા માટે આપણને જે સત્તા સમર્થ બનાવે છે, તે પ્રભુનો પ્રેમ અને આપણા હૃદયમાં રહેલી જીવંત ક્રાઇસ્ટની સત્તાઓ સતત ચાલુ રહે એવી પ્રભુ બક્ષીસ આપો. આપણા રાજા શહેનશાહ પ્રતિની વફાદારી સામાન્ય લાગણીમાં એકત્ર થયેલા આટલા બધા લોકો અને કોમોનું દીલ્હીમાં મળેલું આ મંડળ, જ્યારે દબાણ અને તોફાનમાં અથડાઅથડી અને આત્મભોગમાં, શ્રદ્ધા અને પ્રેમમાં, આપણે ધીમે ધીમે અંતિમ સાધ્ય તરફ વળીએ છીએ, અને જ્યારે ભ્રાતૃત્વ કેવળ ઉચ્ચ આશય રૂપે વધુ સાધ્ય નહીં રહે, પણ વસ્તુતઃ થશે અને જગતનું રાજ્ય આપણા પ્રભુનું અને તેના ક્રાઇસ્ટનું રાજ્ય થાય છે, ત્યારે ભવિષ્યના દિવસોમાં વિશેષ ઉચ્ચ એકતામાં એ એકત્રતા કારણ ભૂત થશે."

મદ્રાસના બીશપે આ પ્રમાણે ઉપદેશ કર્યા પછી, આશિર્વાદ અને સંગીતના મધુર ધ્વનીઓ થયા હતા. બપોર પછી ના. શહેનશાહ રાજ્યાભિષેક માટેના દરબાર સારૂ ઉભા કરેલા મંડપમાં સર્વ વ્યવસ્થાની નિરીક્ષા કરવા પધાર્યા હતા, તેમજ કેટલાક રિહર્સલોમાં પણ ભાગ લીધો હતો.

તા. ૧૧મી સોમવારે લશ્કરી ટુકડીઓને ના. શહેનશાહ નવા વાવટા ભેટ કરવાના હોવાથી તે દિવસે પણ પ્રેક્ષકોએ મોટા પ્રમાણમાં હાજરી આપી હતી. આ લશ્કરી નવ ટુકડીઓમાં, જે ટુકડીઓના ના. શહેનશાહ મુખ્ય કર્નલ મનાય છે, તેના ખાસ પસંદ કરેલા પ્રતિનિધિઓ, અને બળવાના સમયમાં આત્મભોગ આપનારા લડવૈયાઓને ઉભા રાખવામાં આવ્યા હતા. વાવટાને પવિત્ર કરવાના હેતુથી મુખ્ય બીશપો તથા પાદરીઓએ પણ હાજરી આપી હતી. ના. શહેનશાહ આવી પહોંચ્યા અને ઘોડા ઉપરથી હેઠળ ઉતર્યા કે તુરત બ્રીટીશ પલટનોને આપવાના વાવટાને, પ્રભુસ્તુતી કરીને પવિત્ર કર્યા અને સમગ્ર

મંડળ સાંભળે તેવા સુરથી કહ્યું કે "પ્રભુની દૃષ્ટિમાં આપણા રાજા અને દેશપ્રતિના આપણા કર્ત્તવ્યના તેઓ ચિન્હરૂપ થાવ." આ પ્રમાણે ક્રિયા સમાપ્ત થતાં ના. શહેનશાહે સાત બ્રીટીશ પલ્ટનોને ઉદ્દેશીને નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢ્યાઃ—

"હું હિંદમાં છું, તે વેળાએ મારા આટલા બધા લશ્કરીઓને નવા વાવટા એનાયત કરવાનો આ પ્રસંગ મળવા માટે હું ઘણોજ પ્રસન્ન થયો છું. તમારી ટુકડીની તવારીખમાં નવા વાવટા એનાયત કરવાનો આ ગંભીર પ્રસંગ છે, તેથી ભૂતકાળની ફત્તેહોની નોંધો જાળવી રાખનારા જુના વાવટાને છેવટની સલામી આપો, અને નવા વાવટાઓનો સ્વીકાર કરો. તેની ઉપર તમારી આગળ થઇ ગયેલાઓનાં પરાક્રમોનું અભિમાનથી સ્મરણ કરતાં કરતાં તથા ભવિષ્યના સમય માટે આશાથી આગળ નજર દોડાવતાં, ભવિષ્યની ફત્તેહોનાં નામો આલેખવાનું તમારૂં કર્ત્તવ્ય છે.

યાદ રાખજો કે તમારા રક્ષણ હેઠળ જે વાવટાઓ હું સોંપું છું, તે કાંઇ સાધારણ નથી. વાવટો એ પવિત્ર ચિન્હ છે, જો કે તે પોતાની હાજરીથી યુદ્ધમાં હવે વધુ સમય સુધી એકઠા કરનાર નથી, તથાપિ પોતાની ઉત્સાહક પ્રેરણાથી તે સદા હાજરજ છે. તે ઈશ્વર તમારા શહેનશાહ અને દેશ પ્રતિની તમારી રાજ્યનિષ્ઠાનું બહારનું ચિન્હ છે, ને તે નજરમાં રાખવા યોગ્ય, માનથી જોવા યોગ્ય અને ભવિષ્યની પ્રજાઓને વિના કલંકિત કર્યે વારસામાં આપવા યોગ્ય કર્ત્તવ્યનું ચિન્હ છે."

આ પ્રમાણે બ્રીટીશ ટુકડીઓ તરફની ક્રિયા પુરી થતાં ના. શહેનશાહ દેશી પલ્ટનો તરફ વળ્યા અને નવા વાવટા અર્પણ કરતાં નીચે પ્રમાણે વચનો કહ્યાં:—

"અનેક વર્ષો સુધી ટુકડીના વાવટાએ યુદ્ધમાં લશ્કરીઓને એકઠા કરવાનું સાધન હતું, તે આજે કર્ત્તવ્યના ચિન્હ તરીકે ઈશ્વર અને

સામ્રાજ્ય પ્રતિની વફાદારીના બહારના ચિન્હ તરીકે તથા ભૂતકાળની ફત્તેહોની માફક નોંધ તરીકે રહે છે. આવા નવા વાવટાને હું તમારા રક્ષણ હેઠળ સોંપું છું. જુના સૈનિકોને તે ભૂતકાળના કૃત્યોનું સ્મરણ કરાવો અને નવાં પરાક્રમો તથા રાજ્ય તરફના નિષ્ઠાપૂર્વક કર્ત્તવ્ય માટે નવા સૈનિકોમાં ઉત્સાહ જાગૃત કરો. ધાર્મિક સ્વતંત્રતા એ તમારો વારસા હક્ક છે. પવિત્ર વારસા તરીકે આ વાવટાને તમે પવિત્ર કરો. તમારા હાથમાં તે સહિસલામત છે. તેમની ઉત્સાહક પ્રેરણા હેઠળ હું જાણું છું કે, તમે હંમેશાં તે તમારા બાપદાદાની અભિમાન યુક્ત નોંધને નિષ્કલંકિત જાળવી રાખશો.”

આ પ્રમાણે ભાષણો થયા પછી ક્રિયા સમાપ્ત થઇ અને ના. શહેનશાહ યુગ્લે, ૧૮૫૭ ના બળવાના સમયના શૂરવીર લડવૈયાઓ પૈકી કેટલીએક ઉત્સાહિ વાતચીત કરી, લગભગ પોણા કલાક પછી લોકોના હર્ષનાદ વચ્ચે પોતાની છાવણીમાં સીધાર્યા હતા.

તા. ૧૨ મી ડીસેમ્બર–મંગળવારનું પ્રભાત એ ખરેખરજ અતિ ભવ્ય–દિવ્ય અને મંગળમય પ્રભાત હતું. આ દિવસે દિલ્હીની કુદરતી દિવ્યતાઓ તથા છાવણીઓના વાતાવરણે અદ્‌ભુત રૂપ ધર્યું હતું. સ્વારીવાળા માર્ગો અને તે સિવાયના અનેક સ્થળો વિવિધ વાહનો અને ટુકડીઓની હિલચાલોથી હલમલી રહ્યું હતું. કારણ કે ના. પંચમ જ્યોર્જનો રાજ્યારોહણનો ઇશ્વિરી સંકેત આજે પાર પડવાનો હતો. સવારના સાત આઠ વાગતાથી સ્વારીના માર્ગો ઉપર લોકોની ઠઠ જામી ગઇ હતી; અને સાડા નવ વાગતામાં તો દરબારી છાવણીઓ-માંથી પરોણાઓ દરબાર મંડપમાં પહોંચી ગયા હતા. દશ વાગ્યા પહેલાં તો એ વિશાળ દરબાર મંડપે જીવતાં માણસોરૂપી મોજાંઓથી હલમલતા સમુદ્રનું રૂપ ધારણ કરી લીધું હતું. દરબાર માટે ગોળ ચક્રાવાદાર એ મોટા નાના મંડપો સામસામા ગોઠવવામાં આવ્યા હતા.

નાનો મંડપ દક્ષીણ બાજુએ આવ્યો હતો—જ્યાં ના. શહેનશાહ અને ના. શહેનશાહબાનુ, તથા સત્તાધારી ગવર્નરો વિગેરે માટે બેઠકની ગોઠવણ કરવામાં આવી હતી. ઉત્તર બાજુના મોટા મંડપમાં એંસીથી નેવું હજાર માણસો ગોઠવાઇ શકે એવી બ્યવસ્થા કરવામાં આવી હતી. દરબારનો સમય જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ લશ્કરી ટુકડીઓ ગોઠવાવા લાગી. હાજર રહેલા લશ્કરમાંના ૨૦ હજાર લશ્કરીઓ મધ્ય ભાગમાં ગોઠવાયા હતા. દશનો અમલ થતાં રાજા–રજવાડાઓ પૂર ઠાઠમાઠથી આવી પહોંચ્યા હતા. સર્વની ચિત્ર-વિચિત્ર રચનાઓ અસાધારણ આનંદ આપતી હતી. ના. શહેનશાહ પોતે દિલ્હીમાં હાજર હોવાથી કોઇ પણ રાજા–રજવાડાને તેમજ પ્રાંતિક સત્તાધારીને દરબારમાં હાજર થતી વખતે તોપોનું માન આપવામાં આવ્યું નહોતું. લોકોની અતિ આતુરતા વચ્ચે થોડાક સમયમાં ના. શહેનશાહના ધરખટલા સાથે લોર્ડ ક્રયુ મંડપમાં આવી પહોચ્યા હતા; અને તે પછી અગીઆર વાગતા લોર્ડ હાર્ડીંજ તથા લેડી હાર્ડીંજ પણ હર્ષનાદની ગર્જનાઓ વચ્ચે હાજર થયાં હતાં. લોર્ડ હાર્ડીંજની ત્હેનાતમાં આ વખતે બે હીંદી રાજવંશી નબીરા રહેલા હતા. ઓરચાના કરણસિંહ અને ફરીદકોટના કુંવર ઈંદ્રસિંહ, અને લેડી હાર્ડીંજની ત્હેનાતમાં, ભોપાળના બેગમનાં નાના પૌત્ર રશીફુલ્લીખાન રહ્યા હતા. આ ત્રણે રાજવંશી નબીરાઓનો પોશાક તથા ચાલવાની છટા સહુ કોઇનું ધ્યાન ખેંચતાં હતાં. એટલામાં દૂરથી તોપોના ધડાકાએ, તથા ઘોડાની ખરીઓના અવાજે ના. શહેનશાહના આગમનની વધાઇ આપી ! મંડપ સઘળો હર્ષગર્જનાથી ગાજી ઉઠયો અને સમગ્ર વાતાવરણ પડઘા ઉપર પડઘાથી ગાજવા લાગ્યું. મંડપની મધ્યમાં આવેલો શહેનશાહી વાવટો વાવટા કાઠી ઉપર ઉડવા માંડયો અને તોપોની સલામતીના બાર શરૂ થયાં ! ના. શહેનશાહ તથા શહેનશાહબાનુ આવી પહોંચ્યા

અને રાજ્યગાદીને સ્થાને ઉભા રહ્યાં! ગવર્નર જનરલ લોર્ડ હાર્ડીંજે તેમને આવકાર આપ્યો. ના. શહેનશાહની ત્હેનાતમાં હિંદના ૭ દેશી રાજાઓને રાખવામાં આવ્યા હતા. ઓસ્યાના સિંહ, ભરતપુરના મહારાજા કરણસિંહ, ભોપાલના બેગમનાં પુત્ર કાદમ ગાફરખાન, જોધપુરના મહારાજા વિશ્વેશ્વરસિંહ, ઇડરના હિમતસિંહ, અને વિકાનેરના મહારાજ કુમાર વગેરે. ના. શહેનશાહબાનુની ત્હેનાતમાં પાલીતાણાના ઠાકોર સાહેબ તથા દેવાના મહારાજ કુંવર ગુલાબસિંહ હતા. ના. શહેનશાહે શાહી જાંબુડા રંગનો ઝભ્ભો, ભુરા રંગનો કોટ, ધોળી સાટીનનો પાયજામો, અને રેશમી મોજાં પહેર્યા હતા. માથે ચાર મોટા લીલમ અને ચાર મોટા પોખરાજ એમ આઠ કીંમતી હીરાજડીત જડાવની હારવાળો શહેનશાહી મુકુટ ધારણ કર્યો હતો. મુકુટની હીરાજડિત પટ્ટી ઉપર મધ્યમાં લીલમવાળાં, કમક્ષેવાળી એમ આઠ પટ્ટીઓ શોભી રહી હતી. ના. શહેનશાહબાનુએ ભૂરા ઝભ્ભા સાથે ધોળો રેશમી પોશાક સજ્યો હતો. તે ઉપર કમળના ફુલોની કોર ભરેલી હતી. શિરે હીરા અને લીલમ જડિત મુકુટ પણ ખાસ ધ્યાન ખેંચતો હતો. બાદશાહી ખુદાવિંદોએ રાજ્યાસન ઉપર પોતાની બેઠક લીધી અને સઘળું શાંત થયું. એટલે તુરતજ, દરબાર અંગેની ક્રિયા કરાવનાર વડા સર હેનરી મેકમોહન ના. શહેનશાહ સમક્ષ ગયા અને કાર્ય શરૂ કરવાની પરવાનગી માગી. ના. શહેનશાહે હા કહી, અને નોબતો ગડગડી; દરબારનું કાર્ય શરૂ થવાનું જાહેર થઇ ચૂક્યું.

ના. શહેનશાહ વિશ્વાસ પૂર્ણ, આતુરતાથી રાહ જોતાં સમગ્ર હિંદીવાનોને પોતાનો સંદેશો શ્રીમુખે જાહેર કરવાને ઉભા થયા અને સર્વ શ્રોતૃ મંડળને ઉદ્દેશીને પ્રથમથીજ તૈયાર કરી રાખેલો સંદેશો નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યો:—

"અહીંઆ હું તમારી વચમાં આભાર અને સમાધાનની મનોવૃત્તિથી પ્રેરાઇને ઉભો છું. સમ્રાજ્ઞી અને મને પોતાને ચાલુ વર્ષ મહાન્

ક્રિયાઓનું અને અસાધારણ, જો કે આનંદદાયી કામના બોજાવાળું થયું છે; પરંતુ સમય અને છેટું છતાં હિંદની અમારી છેલ્લી મુલાકાતના આભાર યુક્ત સ્મરણે, જે ભૂમિને અમે તે વેળા ચાહતાં શીખ્યા હતાં તે ભૂમિ પ્રતિ અમને પાછા આકર્ષ્યાં છે અને જે ભૂમિમાં અમે અદ્યાપિ પૂર્વે એક ગૃહને યોગ્ય માયા મેળવી હતી તે ભૂમિની પુનઃ મુલાકાત લેવાને ઉત્કટ આશાએ અમે અમારી લાંબી મુસાફરીએ નિકળ્યાં. તેમ કરવામાં ૧૨ મી જુનને દિવસે વેસ્ટમિન્સ્ટર આબીમાં, જ્યારે ઈશ્વરની કૃપાથી મારા પૂર્વજોનું તાજ મારા શિરપર ધાર્મિક રીતિએ અને પ્રાચીન પદ્ધતિએ મુકવામાં આવ્યું, ત્યારે મારા રાજ્યારોહણની ઉજવાયેલી ક્રિયા સ્વમુખે તમને જણાવવાની જે ઇચ્છા અમારા ગયા જુલાઇ મહિનાના સંદેશામાં જાહેર કરી હતી તે અમે પૂર્ણ કરી છે. સમ્રાજ્ઞી સાથની મારી હાજરીથી હિંદના રાજ્યભક્ત રાજા રજવાડા અને શ્રદ્ધાળુ લોકો માટે અમારો સ્નેહ-મમતા અને હિંદી સામ્રાજ્યનું ભલું અને સુખ અમારા અંતરને કેટલું પ્રિય છે, તે દર્શાવવાને પણ હું આતુર છું.

વળી, મારી એવી ઈચ્છા છે કે, જેઓ રાજ્યારોહણની ક્રિયામાં ભાગ લેવાને હાજર થઈ શકયા નથી, તેઓને દીલ્હીમાં ઉજવાયેલી ક્રિયામાં ભાગ લેવાની તક મળવી જોઇએ. આ વિશાળ મંડળી અને તેમાં મારા ગવર્નરો અને વિશ્વાસુ અધિકારી મહત્ પદવીવાળા મારા હિંદી સામ્રાજ્યના સૈનિક બળનાં ડેપ્યુટેશનોને જોવાથી સમ્રાજ્ઞીને અને મને પોતાને મનઃપૂર્વક આનંદ અને સંતોષ થાય છે. સ્વામિભક્તિથી જે સલામી અને વફાદારી તેઓ દર્શાવવાને ઇચ્છે છે, તે અંતરના સંતોષથી હું પંડે સ્વીકારૂ.

આ ઐતિહાસિક પ્રસંગે સહાનુભૂતિ અને પ્રેમમય શુભેચ્છાની ભાવના, રાજાઓને અને લોકોને મારી સાથે એકત્ર કરે છે તે વિચારથી

મારા મન ઉપર ઉંડી છાપ પડી છે. આ લાગણીઓના પ્રકાશ ચિન્હ તરીકે મારા રાજ્યારોહણના પ્રસંગને, મારી ખાસ કૃપા-બક્ષીસ અને વિચારની ચોક્કસ છાપ સાથે સ્મરણીય કરવાનો મેં નિશ્ચય કર્યો છે.

છેવટે તમારા હક્ક અને ધર્મોનું રક્ષણ કરવાને મારા સત્પૂજ્ય પૂર્વજોએ જે અભિવચનો આપ્યાં છે. તેમનો મારે જાતે પુનઃસ્વીકાર કરવાની અને તમારા કલ્યાણ, શાંતતા, અને સંતોષ માટેની મારા અંતરની આતુરતા દર્શાવવાની આ તક મળવાથી મને અત્યાનંદ થાય છે. તે પ્રભુની પ્રભુશક્તિ મારાં પ્રજાજનોની સંભાળ રાખો અને તેમનાં સુખ-સમૃદ્ધિની અભિવૃદ્ધિ કરવા મારા પૂર્ણ પ્રયત્નમાં સહાય થાઓ.

હાજર રહેલા સર્વ માંડલિક રાજાઓ અને પ્રજાજનને હું મારા તરફનું પ્રેમ પુરઃસર સ્વાગત કરૂં છું.”

આ ઢંઢેરાના વાંચન વખતનો ના. શહેનશાહનો દેખાવ મનહર અને આકર્ષક લાગતો હતો. તેમની મોભાદાર દૃઢ આકૃતી, અંગત સહવાસ, અને શુદ્ધ અંતઃકરણ તથા ભવ્ય રાજવંશી તેજનું ભાન સર્વને પ્રત્યક્ષ થતું હતું. એ નામદારના ડાબા પડખે ના. શહેનશાહ-બાનુ ઉભાં રહ્યાં હતાં, અને જમણે પડખે લગાર પાછળ લોર્ડ હાર્ડીંજ, પોતાની તહેનાતમાં રહેલા રાજવંશીઓ સાથે ખડા રહ્યા હતા. નામદારનો અવાજ પણ સારી પેઠે સાંભળી શકાય તેવો હતો. બાદશાહી સંદેશો પૂર્ણ થતાં હર્ષનાદના ચાલુ પોકારો ગાજવા લાગ્યા અને ત્યાર પછી શાહી મુજરો ભરવાની ક્રિયા શરૂ થઇ. પ્રથમ નામદાર ગવર્નર જનરલ લોર્ડ હાર્ડીંજ બાદશાહી તખ્તની સમિપ આવ્યા, અને બાદશાહ ખુદાવિંદને નમન કર્યું. વળી લગાર આગળ વધીને બીજીવાર નમન કર્યું. અને છેવટે ત્રીજીવાર નમન કરીને પોતાની બેઠક તરફ સીધાર્યા. તે પછી નામ વંચાતાં ગયાં તેમ નીચેના ક્રમે અન્ય સત્તા-

ધારીઓ મુજરો ભરવાને આવ્યા. હીંદી લશ્કરના વડા સૈનાધિપતિ સર ઓમર ક્રિગ આવ્યા, અને તેમની પછવાડે ના. વાઇસરોયના કારોબારી સભ્યો હતા; તે સર્વેએ પણ ઉપર પ્રમાણે નમન કરીને પોતપોતાની બેઠક લીધી. આ પ્રમાણે વડા સત્તાધારીઓના મુજરા સમાપ્ત થતાં દેશી રાજા-રજવાડાઓ, ગવર્નર જનરલના એજંટો, અને રેસીડેંટોએ બાદશાહ ખુદાવિંદને મુજરા ભર્યા હતાઃ—હૈદ્રાબાદના નામદાર નીઝામ, વડોદરાના ના. ગાયકવાડ સરકાર, મ્હૈસુર, કાશ્મીર, રજપુતાના, મધ્ય હિંદુસ્તાન, બલુચિસ્તાન, સીક્કીમ અને ભૂતાનના રાજકર્ત્તાઓ વિગેરે-બાદ બંગાળની હાઇકોર્ટના વડા ન્યાયાધીશ સર લોરેન્સ જેન્કીન્સ અને તેની પછવાડે વડી ધારાસભાના સભ્યોએ મુજરા કર્યા હતા. પછી મદ્રાસના ગવર્નર, તેમની સાથે રાજદ્વારી સંબંધ રાખનારા દેશી રાજકર્ત્તાઓ, નીચેના ક્રમે મુજરા ભર્યા હતાઃ-મદ્રાસના ગવર્નર, તેમના કારોબારી સભ્યો, તેમની સાથે રાજદ્વારી સંબંધ ધરાવતાં દેશી રાજાઓ તથા એજંટો, મદ્રાસના પ્રાંતિક પ્રતિનિધિઓ, મુંબઇના ગવર્નર, તેમની કારોબારી સભાના સભ્યો, દેશી રાજાઓ તથા એજંટો, મુંબઇના પ્રતિનિધિઓ, બંગાળાના લે. ગવર્નર, તેમના કારોબારી સભ્યો, દેશી રાજાઓ, બંગાળાના પ્રતિનિધિઓ, પંજાબના લે. ગવર્નર, પંજાબના રાજાઓ, પ્રતિનિધિઓ, બ્રહ્મદેશના લે. ગવર્નર, રાજાઓ, પ્રતિનિધિઓ, પૂર્વ બંગાળા અને આસામના લે. ગવર્નર, રાજાઓ, પ્રતિનિધિઓ, મધ્ય પ્રાંતોનો ચીફ કમીશનર, પ્રતિનિધિઓ, બલુચિસ્તાનના પ્રતિનિધિઓ, વાયવ્ય સરહદનો, કમીશનર વિગેરે. આ પ્રમાણે મુજરો ભરવાની ક્રિયા લગભગ એક કલાક સુધી ચાલી હતી. નમન કરવાની ક્રિયા પુરી થતાં સર્વે કોઇ ઉભા થયાં અને ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ હાથમાં હાથ મેળવી, પોતાની બેઠક છોડી, સરઘસના આકારમાં રાજ્ય ગાદી ઉપરથી ઉતરી દરબારી

શામીયાના તરફ પધાર્યા. એ નામદારની આગળ હીંદી અમલદારો સોનાની ગદા સાથે ચાલતા હતા. ના. શહેનશાહનો ઝભ્ભો હિંદના ઉમદા રાજવંશીઓએ ઝાલ્યો હતો. પછવાડે ગવર્નર જનરલ લોર્ડ હાર્ડીંજ, લેડી હાર્ડીંજ, હીંદી વજીર લોર્ડ ક્રયુ, ના. ડયુક ઓફ ટેક, અને તેમની પછવાડે શહેનશાહના ઘરખટલાના બીજા સભ્યો ધીમી ચાલે ચાલતા હતા. સૌથી ઉંચી બેઠક ઉપર રાજ્યગાદીના સોનેરી તખ્તો ગોઠવેલા હતા અને તેથી ઉતરતી બેઠક ઉપર લોર્ડ હાર્ડીંજ, લેડી હાર્ડીંજ, લોર્ડ ક્રયુ વિગેરેના આસનો હતાં, તે ઉપર વિરાજવાથી સૌ કોઈની દૃષ્ટિ ઘણી સહેલાઇથી તે નામદારો ઉપર પહોંચી શકતી હતી. પડઘમોના નાદ તથા સલામીની તોપો પુરી થતાં, લોર્ડ હાર્ડીંજ, સીડી ચઢી ના. શહેનશાહ આગળ ગયાં અને દરબારનું કામ શરૂ કરવાની પરવાનગી માંગી. શહેનશાહે પરવાનગી આપી. આ વેળાએ ફરીથી બેંડોએ સરોદ કાઢ્યા, અને દરબાર શરૂ થતો હોવાથી સર્વને શાંત રહેવાની સૂચના આપી. દિલ્હીના મેજર પેટને મોટે અવાજે ના. પંચમ જ્યોર્જનો રાજ્યારોહણનો નિયમસરનો બાદશાહી ઢંઢેરો અંગ્રેજીમાં વાંચી સંભળાવ્યો: અને તેમના મદદનીશ મલીક ઉમર હયાતખાને ઉર્દુમાં ભાષાંતર કહી સંભળાવ્યું. આ ઢંઢેરો નીચે પ્રમાણે હતો:—

"અમારા પ્રભુના એક હજાર નવસો દશના વર્ષમાં અમારા અમલના પહેલા વર્ષમાં જુલાઈની ઓગણીસમી અને નવેંબરની સાતમી તારીખે અમારા બાદશાહી ઢંઢેરાથી એક હજાર નવસો અને અગીઆરના જુલાઈના બાવીશમા દિવસે, સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપા અને અનુગ્રહથી અમારા બાદશાહી રાજ્યારોહણની ધાર્મિક ક્રિયા ઉજવવાનો અમારો બાદશાહી વિચાર જણાવ્યો અને જાહેર કર્યો હતો તે અર્થે:—

અને ગયા જુનની બાવીશમી તારીખે ને ગુરૂવારે સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપા અને અનુગ્રહથી અમે ઉક્ત ધાર્મિક ક્રિયા ઉજવવાને શક્તિમાન થયા હતા તે અર્થેઃ—

અને ઇસુના એક હજાર નવસો અને અગીઆરના વર્ષમાં, અમારા અમલના પહેલા વર્ષમાં, માર્ચ મહીનાના બાવીશમા દિવસે-અમારા બાદશાહી ઢંઢેરાથી અમે જાહેર કર્યું હતું કે ઉક્ત ધાર્મિક ક્રિયા જે રીતિએ ઉજવવામાં આવી છે, તે અમારા હિંદી સામ્રાજ્યમાં વસતા અમારા સ્નેહાળ પ્રજાજનને સ્વમુખે જણાવવાની અને અમારી હાજરીમાં અમારા ગવર્નરો, લેફ્ટેનન્ટ ગવર્નરો અને અમારા બીજા અધિકારીઓને અમારા રક્ષણ નીચેનાં દેશી રાજ્યોના રાજાઓ, મુખીઓ અને અમીરોને, અને અમારા હિંદી સામ્રાજ્યના પ્રતિનિધિઓને અમારી હજુરમાં બોલાવવાની અમારી ઇચ્છા અને મનીષા છે, તે અર્થેઃ—

હવે આ અમારા બાદશાહી ઢંઢેરાથી અમે તેજ (વાત) જાહેર કરીએ છીએ અને અમારા સર્વ અધિકારીઓ, અને દિલ્હીમાં હમણાં ભેગા થયેલાં સર્વ રાજાઓ, મુખીઓ અને લોકોને અમારૂ બાદશાહી અભિવંદન આપીએ છીએ; અને જે હિન્દી સામ્રાજ્યના કલ્યાણ અને ઉત્કર્ષની અમારી હંમેશની ચિંતા રહેશે તે હિન્દી સામ્રાજ્યને અમે ઉત્કટ પ્રેમથી જોઇએ છીએ તેની ખાત્રી આપીએ છીએ.

ઇસુના એક હજાર નવસો અને અગીઆરના વર્ષમાં, અમારી રાજકારકીર્દીના બીજા વર્ષમાં ડીસેમ્બરના બારમા દીવસે દિલ્હીમાં અમારા દરબારમાં ( ઢંઢેરો ) પ્રકટ થયો છે.

**ઇશ્વર મલિક મુઆઝીમ કૈસરેહિંદનું રક્ષણ કરો.”**

આ પ્રમાણે પોતાના રાજ્યારોહણનો પોતે જાતે જાહેર ઉદ્દઘોષ કરવાનો, ના. શહેનશાહનો હીંદના પ્રવાસનો મુખ્ય ઉદ્દેશ પરિપૂર્ણ

થતાં તુર્ત રણશીંગડાં વાગ્યાં અને બેંડોના સરોદો સાથે સલામતીના અવાજો પણ થયા. ના. ગવર્નર જનરલ લોર્ડ હાર્ડીંજ હવે રાજ્યારોહણ નિમિત્તે હોંદવાનોને આપવામાં આવનારી બાદશાહી બક્ષીસો જાહેર કરવાને આગળ આવ્યા. લોકો બક્ષીસો સાંભળવાને એટલા બધા તલપાપડ થઈ રહ્યા હતા કે લૉર્ડ હાર્ડીંજના મુખમાંથી નીકળતા શબ્દોને અતિશય ધ્યાનથી સાંભળવાને તદ્દન શાંત રહ્યા હતા. સમ્રાટ પંચમ જ્યૉર્જની આજ્ઞાથી ના. લૉર્ડ હાર્ડીંજે નીચેનું શાહી નવા જોશનું જાહેરનામું વાંચી સંભળાવ્યું:—

"જે સર્વેને આનાથી લાગે–વળગે છે તે સર્વેને મલીક મુઆઝીમ આલીજાહાં ખુદાવિંદ પંચમ જ્યૉર્જ, જેઓ ઇશ્વરની કૃપાથી ગ્રેટબ્રીટન અને આયર્લેંડના સંયુક્ત રાજના અને દરિયા પારના બ્રીટીશ મુલકના રાજા, સદ્ધર્મપાલક અને હિંદના રક્ષક છે, તેમની આજ્ઞાથી, આ યશસ્વી અને રમણીય પ્રસંગે જે બક્ષીસો, હકો, મદદો, અને લાભો આપવાની મલિક મુઆઝીમ આલીજાહાંએ કૃપા કરી ખુશી દર્શાવી છે, તે, હું તેમનો ગવર્નર જનરલ અત્રેથી જણાવું છું અને જાહેર કરૂં છું.

મલિક મુઆઝીમ આલીજાહાંની ઇચ્છા અને ખુશીને નમ્રતાપૂર્વક અને ધર્મપૂર્વક શરણ રહેનાર હિંદની સરકારે, મલિક મુઆઝીમ આલીજાહાંના હિન્દના સ્ટેટ સેક્રેટરીની અનુમતિથી, હિન્દી સામ્રાજ્યનાં સાધનોમાંથી શિક્ષણની પ્રગતીના મુખ્ય હકો સ્વીકારવાનો ઠરાવ કર્યો છે. અને હિંદમાં કેળવણી જેમ બને તેમ સુલભ્ય અને જેમ બને તેમ વિસ્તૃત કરવાપર ઘણી ભલામણ કરવા યોગ્ય એક માગણીનો સ્વીકાર કરવાને ખાતર પોતાનું લક્ષ આપવાનો નિશ્ચય કર્યો છે. આ હેતુથી ખરેખરી લોકપ્રિય કેળવણીને ખીલવવાને પચાશ લાખ રૂપીઆ એકદમ કાઢવાની તેઓ ભલામણ કરે છે, અને હમણાં જાહેર કરેલી

મદદમાં ભવિષ્યમાં ઘણી ઉદાર રીતીએ વિશેષ મદદો ઉમેરવાનો સરકારનો દૃઢ વિચાર છે.

ખુશ્કી પરના અને તરી પરના પોતાના સૈન્યે બતાવેલી ઉમદા અને પ્રમાણિક સેવાની કૃપાદૃષ્ટિએ કદર બુજી, હિંદના પોતાના બ્રીટીશ સૈન્ય અને પોતાના હિંદી સૈન્ય ઉભયના સર્વે નોન-કમીશન્ડ અધિકારીઓ અને સૈનિકો અને રીઝર્વીસ્ટોની પદવી ધરાવનારાઓને, અને લડાઇમાં ભાગ લેનારા-ખાતાંઓના જે સર્વે જાથુકના નોકરોને, લશ્કરી ખાતાના હિસાબે પગાર આપવામાં આવે છે. અને જેમનો પગાર માસિક પચાશથી વધારે નથી તે સર્વેને અર્ધા મહિનાનો પગાર બક્ષીસ આપવાની સમ્રાટે મને આજ્ઞા કરી છે.

વળી મલીક મુઆઝીમ આલીજાહાંએ એવું જણાવવાની કૃપા કરી બતાવી છે કે હવેથી હિંદી સૈન્યના નેક દેશી અમલદારો, માણસો, અને રીઝર્વીસ્ટોને બહાદૂરી દર્શાવવાને માટે વિક્ટોરીઆ ક્રોસનો ચાંદ મેળવવાને યોગ્ય ગણવામાં આવશે.

મલિક મુઆઝીમ આલીજાહાંના રાજ્યારોહણના દરબાર પછીના દાયકામાં ઓર્ડર ઓફ બ્રીટીશ ઇંડીઆના ખીતાબની સંખ્યામાં પહેલી પંક્તિમાં બાવન જણાનો વધારો કરવામાં આવશે, અને હમણાં જ આ ઐતિહાસિક પ્રસંગ નિમિત્ત પહેલી પંક્તિમાં પંદર નવા અને અને બીજી પંક્તિમાં ઓગણીસ નવાની નિમણુક કરવામાં આવશે.

હવેથી સરહદના સૈન્યની ટુકડીઓના અને સૈનિક પોલીસના હિંદી અમલદારો ઉપરોક્ત પંક્તિમાં દાખલ થવાને યોગ્ય ગણવામાં આવશે.

મલિક મુઆઝીમ આલીજાહાંના હિંદી સૈન્યના ચોક્કસ દેશી અમલદારો, જેઓ પોતાની લાંબી અને માનવંત નોકરીને માટે જાણીતા

હોય તે પ્રમાણે હવે પછી જમીનની બક્ષીસ કે જમીનના મહેસુલનો ખાસ હક કે જમીનની મહેસુલમાં ખાસ ઘટાડો આપવામાં આવશે, અને ઈંડીઅન ઓર્ડર ઓફ મેરીટના સ્વર્ગસ્થ સભ્યોની વિધવાઓને માત્ર ત્રણ વર્ષને માટે જ હમણાં આપવામાં આવતો ખાસ લવાજમ, આ દરબારની મીતિથી હવે પછી એવી સર્વ વિધવાઓને તેમના મરણ કે લગ્નપર્યંત આપવાનું ચાલુ રાખવામાં આવશે.

પોતાના સનંદી નોકરોની એકનિષ્ઠ અને ફત્તેહમંદ સેવાઓની કૃપાદષ્ટિથી કદર બુઝી મલિક મુઆઝીમ આલીજાહાંએ સરકારી સનદી ખાતાના જાથુકના સર્વ નોકરો, જેઓનો માસિક પગાર પચાશ રૂપીઆથી અધિક નથી, તેઓને અર્ધા મહિનાનો પગાર બક્ષીસ આપવાનું મને જાહેર કરવાનું ફરમાન કરવામાં આવ્યું છે.

વળી, મલીક મુઆઝીમ આલીજાહાંનું કૃપાયુક્ત ફરમાન એ છે કે જે સર્વ ઇસિમોને દીવાન બહાદૂર, સરદાર બહાદૂર, ખાનબહાદૂર, રાયબહાદૂર, ખાનસાહેબ, રાયસાહેબ, કે રાવસાહેબના ખીતાબો આપવામાં આવ્યા હોય કે હવે પછી આપવામાં આવે, તેઓને પોતાના ખીતાબ અનુસાર માનાર્થે ચિન્હ તરીકે પટાઓ આપવામાં આવશે અને મહા મહોપાધ્યાય અને શમ્સ ઉલ–ઓલ્માના હાલના માનવંત ખિતાબો ધરાવનાર હૈયાત અને હવે પછી આવનારા ઇસમોને, હિન્દનું પુરાતન સાહિત્યનું સારી રીતે રક્ષણ કરવા માટે વર્ષાસન બાંધી આપવામાં આવશે.

વળી, આ દરબારના સ્મરણ તરીકે અને ઉત્તમ જાહેર સેવાના બદલા તરીકે, વાયવ્ય સરહદના પ્રાંતમાં અને બલુચિસ્તાનમાં જન્મપર્યંત અથવા તો સ્થાનિક વહીવટદારની ઇચ્છામાં આવે તો એક પેઢી વધારે, ગ્રાહકને મહેસુલયુક્ત જમીનની બક્ષીસ આપવામાં આવશે.

પોતાના શાહી હીંદી રાજાઓના ભલાની કૃપાયુક્ત ચિંતાથી મલિક મુઆઝીમ આલીજાહાંએ ઢંઢેરાથી જાહેર કરવાનું મને ફરમાન કર્યું છે કે આજ પછી પોતે રાજગાદીએ આવતાં કોઈ પણ નજરાણું ( વડી સરકારને ) કરવામાં આવશે નહીં, અને કાઠીઆવાડ તથા ગુજરાતના ":નોન-જ્યુરીસ્ડીક્ષનલ" મિલ્કતો વાળાઓ અને તેમજ મેવાડના ભુમિયા મુખીઓનું હીંદી સરકારને જે પરચુટણ દેવું છે, તે હીંદી સરકારના હુકમથી માંડી વાળવામાં આવશે, અને આખું અથવા થોડું પાછું વાળવામાં આવશે.

ઇમ્પીરીયલ સર્વીસના લશ્કરની કદરનાસીના ચિન્હ તરીકે બ્રીટીશ હિંદના સૈન્યમાં કેટલીક "સુપર્ન્યુમરરી" જગ્યાઓ આપવામાં આવશે.

બાદશાહી દયા અને ક્ષમાનો અમલ કરી મલિક મુઆઝીમ આલીજાહાંએ એવી આજ્ઞા કરવાની કૃપા, ખુશીથી દર્શાવી છે કે કેટલાક કેદીઓ જેઓ ( ફોજદારી ) ગુન્હાઓ અને ગેરવર્ત્તણુકની ખાતર કાયદાની શીક્ષા ભોગવે છે, તેમને કેદખાનામાંથી મુક્ત કરવામાં આવશે, અને જે સર્વે દીવાની દેવાદારો, જેઓનાં દેવાઓ અલ્પ છે અને જેઓનાં દેવાં દગાથી નહીં, પણ ખરી ગરીબાઇને લીધે કરવામાં આવેલાં છે, તેમને છોડી મુકવામાં આવશે, અને તેમનાં દેવાં વસુલ આપવામાં આવશે.

જે ઇસમોને અને જે સરતોએ આ બક્ષીસો, હકો અને લાભો ભોગવવા દેવામાં આવશે તે હવે પછી જાહેર કરવામાં આવશે."

આ રીતે ના. ગવર્નર જનરલે બાદશાહી બક્ષીસનો સંદેશો લોકસમક્ષ જાહેર કરીને નામદાર બાદશાહ ખુદાવિંદને નમન કર્યું, અને પોતાની બેઠક લીધી. એટલે તુર્તજ પડઘમો અને રણશીંગડાના નાદો

થયા. મંડપમાં ગાજી રહેલા હર્ષ પોકારોમાં બહારના ચાલુ ચોતરફના પોકારોએ ઉમેરો કર્યો અને તેના ગડગડાટના પડઘા મૈલો સુધી ગાજી રહ્યા. આ સર્વ સમાપ્ત થતાં ના. શહેનશાહે, ના. શહેનશાહ બાનુનો હાથ પકડયો અને બાદશાહી સરઘસના આકારમાં પોતાના મંડપ તરફ સીધાર્યા. તે દર્મીયાન ફરીથી પડઘમો વાગી. ના. શહેનશાહે મંડપમાં રાજ્યાસન ઉપર બેઠક લીધા પછી સર્વને અતિશય આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખે તેવું ફરમાન સર્વ સમક્ષ શ્રીમુખે જાહેર કર્યું. મૂળના કાર્યક્રમમાં તેનો સમાવેશ કરવામાં આવ્યો ન હોવાથી, એ ફરમાન જાહેર કરવાને ના. શહેનશાહ પોતાની બેઠક ઉપરથી કાગળ પકડીને ઉભા થયા, ત્યારે સર્વ અજાણ્યું શ્રોતામંડળ આશ્ચર્ય ચકિત થયું. અને નામદારના પોતાના શ્રીમુખના ઉદ્દગાર સાંભળવાને અત્યંત આતૂર બન્યું. ના. બાદશાહ ખુદાવિંદે જાહેર કર્યું કેઃ—

"અમે અમારા લોકોને જણાવવાની મહેરબાની કરીએ છીએ કે અમારા ગવર્નર જનરલ, અને તેની સભા સાથે મસલત ચલાવ્યા પછી, અમારા પ્રધાનોએ આપેલી સલાહ પરથી, હીંદની સરકારનું સ્થાન કલકત્તાથી બદલી પ્રાચીન રાજધાની દીલ્હીમાં બદલવાનું છે, અને તેજ સાથે અને તે ફેરબદલીના પરિણામ તરીકે, તે સાથે અમારા સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીઆ–ઈન–કાઉન્સીલની મંજુરીથી અમારા ગવર્નર જનરલ–ઇન–કાઉંસીલ, કાર્યના પ્રવાહ અનુસાર જેમ નક્કી કરે, તેમ વહિવટના ફેરફારો અને (પ્રાંતોની) સરહદની યોગ્ય વહેંચણી સાથે, બંગાળા ઈલાકા માટે એક ગવર્નર પદ, બિહાર, છોટાનાગપુર અને ઓરિસ્સાના વિસ્તારનો વહીવટ કરવાને માટે નવો લેફ્ટેનંટ ગવર્નર અને કાઉંસીલ, અને આસામ માટે એક મુખ્ય કમીશનર પદ જેમ બને તેમ જલદીથી સ્થાપવાનું અમે નક્કી કર્યું છે. આ ફેરફારોથી હિંદનો રાજ્ય વહીવટ વધારે સારો અને અમારા વહાલા લોકોની

ચઢતી અને સુખ વધે એવી અમારી અંતરની ઈચ્છા છે.” આ ઉદ્‌ગારો અચાનક સાંભળી શ્રોતૃમંડળ હર્ષઘેલું બની ગયું હતું. પ્રજાકીય સંગીતના સરોદો સાથે લોકોએ અમણા આનંદથી હર્ષની ગગન ભેદી ગર્જનાઓ કરી હૃદયનો સંતોષ તથા પ્રેમ જાહેર કર્યો હતો. આ દરબારનું કામ બપોરના બે વાગતા સુધી ચાલ્યું હતું, પરોણાઓને તડકાને લીધે હ ાન પણ થવું પડયું હતું, છતાં કોઇનો ઉત્સાહ મંદ પડયો નહોતો.

આજ દિવસે રાત્રે ના. શહેનશાહે પોતાના તંબુમાં શહેનશાહી ખાણાનો એક ભવ્ય મેળાવડો કર્યો હતો. તેમાં લગભગ બે ત્રણ હજાર પરોણાએ હાજરી આપી હતી. તેમાં સર્વેએ પોતપોતાના મોભાને યોગ્ય પોશાક ધારણ કર્યો હતો. પ્રાંતિક ગવર્નરો તથા રાજા-રજવાડાઓનો યોગ્ય સત્કાર કર્યા પછી ગવર્નર જનલ લોર્ડ હાર્ડીંજે, ના. શહેનશાહ તથા શહેનશાહ બાનુનું કુશળ ઈચ્છવા અર્થે પેય પીવાની સર્વ હાજર રહેલાઓને સૂચના કરતાં ઉચ્ચ આશયવાળું નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું:—

“તમો નામદાર સત્તાધારીઓ, નામદાર રાજા રજવાડાઓ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, નામદાર બાદશાહ ખુદાવિંદની કૃપાળુ પરવાનગીથી હિંદના ઇતિહાસમાંના આ એક અપૂર્વ પ્રસંગે આપણા બાદશાહ ખુદાવિંદ રાજા શહેનશાહ અને શહેનશાહબાનુનું કુશળ ઈચ્છવા અર્થે પેયનું પાન કરવાની સૂચના કરવાનું માન મળવાનો આ ખાસ અભિમાન લેવા જોગ હક મને પ્રાપ્ત થયો છે. ભૂતકાળના સૈકાઓમાં અનેક જીત મેળવનારાં પરદેશી ટોળાંઓ પસાર થઈ ગયાં છે, તેમાંના કેટલાકે જ્યારે કેવળ વિનાશનાં ચિન્હો પાછળ રાખ્યાં છે, ત્યારે બીજાઓએ સુવિખ્યાત રાજવંશો સ્થાપેલા હતા કે જેનાં અમુક ઐતિહાસિક સ્મરણો સારી રીતે અદ્યાપિ પર્યંત પોતાની ભવ્યતા અને

ઠાઠમાઠની સાક્ષી પુરે છે, અને એમાંના સંખ્યાબંધ સૌથી વિશેષ સુંદર મકાનો ખુદ દીલ્હીમાં હૈયાત છે. તેમ છતાં પણ દીલ્હીનાં પ્રાચીન ઐતિહાસિક સ્મારકો ગમે તેવા હોય તથાપિ આજે આપણા મહાન્ રાજા—શહેનશાહે પોતાના અતિકૃપાળુ સહચારિણી ના. શહેનશાહબાનુ સાથે, હિંદના સઘળા રાજ્યકર્ત્તાઓ, સર્વ વર્ગના પ્રતિનિધિઓ, અને હિંદના દરેક ભાગના લોકો તરફથી કરવામાં આવેલા જાહેર મુજરાનો સ્વીકાર કર્યો, તે પ્રસંગના દેખાવ સાથે અત્યાર સુધીનો કોઈ પણ દેખાવ હરીફાઈ કરી શકે એમ નથી. ખચિતજ હિંદમાં અગાઉ કદાપિ આવો વિશાળ મેળાવડો એકઠો થયો નથી, તેમ આજે દરબારમાં આપ ખુદાવિંદે આપની રાજ્યનિષ્ટ અને રાજ્યભક્ત હિંદી પ્રજાઓ સમક્ષ જેવો જાહેર ઉદ્દઘોષ કર્યો છે, તેવા બીજા કોઈ શહેનશાહે કરેલા ઉદ્દઘોષે સર્વ વર્ગના લોકોમાં આટલી બધી લાગણી કદી પણ પ્રગટાવી નથી. ઐતિહાસિક પ્રસંગોની સઘળી ભરતીવાળું દીલ્હી નગર ફરીથી એકવાર હિંદી શહેનશાહતની રાજ્યધાની થવાનું છે, અને આપ બાદશાહ ખુદાવિંદે નવી સ્થાપેલી રાજ્યધાનીમાં થતી આ પહેલવહેલી દરબારી ક્રિયાને પ્રસંગે અમે સઘળાં સંપૂર્ણ રાજ્યનિષ્ઠા અને રાજ્યભક્તિથી આભાર સાથે આપના એ નિર્ણયને વધાવી લેઇએ છીએ, કે જે નિર્ણયનો ખરો આશય અને ગંભીર અર્થસૂચકપણું, જો આપ બાદશાહ ખુદાવિંદના મુખકમળ સિવાય અન્યના મુખમાંથી એ નિર્ણય જાહેર થયો હોત તો લાખો હિંદીવાનોના હૃદયમાં ઉંડા ઉતરી શકત નહીં, એ નિર્ણય, તે સાથે હિંદી સરકાર હિંદના વિશેષ સારા રાજ્યવહીવટને માટે તથા હીંદી શહેનશાહતની વિશેષ મહાન્ સમૃદ્ધિ માટે આવશ્યક માને છે.” આ પ્રમાણેની ના. લોર્ડ હાર્ડીંજની સલામતી, સર્વેએ સંપૂર્ણ ભક્તિભાવથી ઉપાડી લીધી હતી અને સમારંભ વિસર્જન થયો હતો.

તા. ૧૩ મી ડીસેંબર ને બુધવારે સવારે ના. શહેનશાહે વોલં- ટીઅરની ટુકડીઓના અમલદારો તથા હિંદી લશ્કરના સીનીઅર આસીસ્ટંટ સર્જનો વગેરેને પોતાની મુલાકાતનું માન આપ્યું હતું અને બપોરે કીલ્લામાં ગાર્ડન પાર્ટીનો મેળાવડો ભરવામાં આવ્યો હતો. આ ગાર્ડનપાર્ટીમાં હાજર રહેવા માટે સંખ્યાબંધ નિમંત્રણો કાઢવામાં વ્યવસ્થાપકોએ ઉદારતા દાખવી હતી. આથી ત્રણ વાગ્યા પહેલાં સેંકડો પરોણાઓ હાજર થઈ ગયા હતા. બીજી બાજુએ કોટની રાંગ આગળના મેદાનમાં પણ બાદશાહી મેળો એકત્ર થયો હતો. આ મેળો તૈયાર કરવાનો ખાસ ઉદ્દેશ એવો રાખવામાં આવ્યો હતો કે મોગલ શહેનશાહોના સમયમાં બુરજ ઉપરથી પોતાની પ્રજાને દર્શન આપવાનો રીવાજ પ્રચલીત હતો, એ પ્રાચીન રીવાજને આ રાજ્યારોહણને પ્રસંગે પાછો તાજો કરવો. ના. શહેનશાહ તથા શહેનશાહબાનુના દર્શન લોકો સહેલાઈથી કરી શકે એવી પણ ગોઠવણ કરવામાં આવી હતી. કીલ્લાની રાંગ આગળની ટેકરા- વાળી જમીનને સપાટ બનાવવામાં આવી હતી અને ગીરદી ન થાય તે માટે ખાસ વિભાગ પાડવામાં આવ્યા હતા. લોકોના ગંજાવર ટોળાએ હાજરી આપીને આ મેળાને લગતી સર્વ વ્યવસ્થાઓને સફળ કરી બતાવી હતી. સૂર્ય નમતો થયો એટલે ના. શહેનશાહ અને શહેનશાહ- બાનુ દીવાને ખાસમાંથી બહાર આવ્યા. આ વખતે તે નામદારોએ રાજ્યારોહણ સમયના જભ્ભાઓ અને મુકુટો ધારણ કર્યા હતા. ખીદમતમાં નિયત થયેલા દેશી રાજાઓ પણ હાજર થયા હતા. સાડા- ચાર વાગે દીવાને ખાસમાંથી નીકળીને પ્રખ્યાત રંગમહેલ અને તેની વચ્ચે આવેલા પ્રખ્યાત અષ્ટખુણીઆ મુસમમ બુરજ—દર્શનના ઝરૂ- ખામાં ગોઠવેલા સોનેરી સિંહાસનો ઉપર વિરાજ્યા. દર્શન કરાવવાની આ ક્રિયા ચાલતી હતી. તે દરમ્યાન ઉંચે મુખે પોતાના શીરતાજના

મુખ કમળના દર્શન કરવાને અતિ આતૂર થયેલાં ઉભરાતા લોકસમૂહના આનંદ અને ઉત્સાહની અવધિ રહી નહોતી. પોતાના દર્શન કરવાને આટલા બધા આતુર થયેલા લોકોનો અનવધિ આનંદ નિહાળીને બાદશાહી ખુદાવિંદો ઘણાં જ પ્રસન્ન થયાં હતાં. ઠેઠ અજવાળુ ઝાંખુ થયું, ત્યારે એ નામદારો પોતાના સિંહાસનો ઉપરથી ઉઠયાં હતાં, અને એક ઉપર એક એમ લોકોનાં ટોળાં ધસી પડતાં હતાં. છેક ૭ વાગ્યા એટલે તે નામદારો ઉઠયા અને પરોણાઓની હાર વચ્ચે થઇ દરબારી છાવણીમાં પધાર્યા. આજ દિવસે એક બીજો નોંધવા યોગ્ય બનાવ બન્યો હતો, અને તે મહાન્ ધાર્મિક મંડળોનું લાંબુ સરઘસ હતું. હિંદના મહાન્ ધાર્મિક મંડળોના નેતાઓએ પોતાનો ઉત્સાહ, રાજ્યભક્તિ અને રાજ્યનિષ્ઠા દર્શાવવાને આજે સવારે એક મોટું સરઘસ કાઢયું રતુ. તેમાં શ્રી શંકરાચાર્ય, રેવાના સ્વામી રામમાણાચાર્ય, વૈષ્ણવપંથના આચાર્ય, મહંતરામ મનોહરદાસ, તથા કેટલાએક પંડિતોએ પણ ભાગ લીધો હતો. આ સરઘસની લંબાઇ એક મૈલથી વધુ હતી. હિંદુ ઉપરાંત મુસલમાન તથા શીખ પ્રજાએ પણ તેમાં હાજરી આપી હતી. આ સરઘસ શહેરના જુદા જુદા ભાગોમાં ફરી શાહી મેળાને સ્થાને મુસમમ બુરજ આગળ ૧૧ વાગ્યે આવી પહોંચ્યું હતું. ૧૦ જેટલી ગાનારી ટોળીઓએ તેમાં ના. શહેનશાહ તથા શહેનશાહબાનુની કુશળતા પ્રાર્થી હતી. અને બીજી પણ કેટલીક ધાર્મિક ક્રિયાઓ કીધી હતી. વળી, એ જ દિવસે બે મોટી અગત્ય ધરાવનારા પ્રતિનિધિ મંડળોએ ના. શહેનશાહને માનપત્ર આપવાની તક લીધી હતી. એક તો મદ્રાસના શેરીફ અને બીજા દીલ્હીની મ્યુનીસીપાલીટીના પ્રમુખ મી. બેરન. દિલ્હી મ્યુનીસીપાલીટીના માનપત્રના ઉત્તરમાં ના. શહેનશાહે નીચે પ્રમાણે સ્મરણીય ભાષણ આપ્યું હતું:—

"હું અને શહેનશાહબાનુ તમારા માનપત્રમાં દર્શાવેલા આવકાર

અને શુભ ઈચ્છાની લાગણીના માયાળુ વચનો માટે તમારો વિશેષ અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અસાધારણ અનાવૃષ્ટિના સમયને લઈને થોડાક માસ આગમચ અમને એવો ભય રહેતો હતો કે હિંદની અમારી મુલાકાતનો પ્રસંગ ગંભીર તંગીને લીધે યાદગાર રહી જશે; અને એ તંગીને લીધે પુષ્કળ વર્ષાદ અને ખેતીવાડીના પાક ઉપર જેમની આબાદી આટલી બધી નિકટપણે લટકી રહેલી છે, એવી મારા હિંદી પ્રજાના મોટા ભાગને દુઃખદાયક આપત્તિ સહેવી પડશે. હું પ્રભુનો આભાર માનું છું કે અમુક મર્યાદામાં એ તંગીનો અટકાવ કરવામાં આવેલો છે. અને વહેવારના વિશેષ સારા સાધનોથી તથા નહેરના વિસ્તારથી ભૂતકાળના જમાનાની પ્રજાને દુકાળનો જેવો ભય સહેવો પડતો હતો, તેવો ભય હવે વધુ સમય સહેવો પડતો નથી. બીજી દિશાઓમાં પણ હિંદની ખેતીવાડીની પરિસ્થિતિ સુધરેલી છે, એ જાણીને હું પ્રસન્ન થયો છું. ખેડુતવર્ગ હમેશાં ધૈર્યશીલ, મહેનતુ અને કળાવંત હોય છે. જો કે તેમની કામ કરવાની પદ્ધત્તિઓ વંશપરંપરાથી ઉતરી આવેલા જ્ઞાનના આધારે રચાયેલી છે. હાલમાં વિજ્ઞાનશાસ્ત્રના સાધનો ખેતીવાડીના ઉપયોગમાં લેવાયેલાં છે અને ઘણાં ટુંક સમયમાં જમીનના વાસ્તવિક સુધારામાં તેનો ઉપયોગ કરવાથી, એટલું જ નહિં પણ જીવતા છોડવાઓને લાગુ પડતા રોગો તથા જમીનનું ખેડાણ કરનાર વર્ગના ભયંકર શત્રુ સમાન વિનાશક જંતુઓનો નાશ કરવાના કાર્યમાં તેનો ઉપયોગ થવાથી, મહાન પરિણામો નીપજેલા છે. જો સહાયકારક ભાગીદારીની પદ્ધત્તિને દાખલ કરવામાં આવશે અને તેનો સંપૂર્ણપણે ઉપયોગ કરવામાં આવશે, તો હું એવી આગાહી કરૂં છું કે આ દેશના ખેતીવાડીના લાભોનું મહાન્ અને જ્વલંત ભવિષ્ય પ્રકાશી ઉઠશે.

અમારી મુલાકાતને પ્રસંગે તમારા શહેરને શણુગારવાના અને

બીજી તૈયારીઓથી સમર્થ બનાવવાના તમારા સફળ પરિશ્રમની અમે ભારે કદર કરીએ છીએ; તેમ તેજ સાથે હું જાણું છું કે છેલ્લા વીસ વર્ષમાં આરોગ્ય અને જનસુખાકારીના સુધારાને તમે વિસારી દીધા નથી. તમારા ગટરના બાંધકામની ધીરી પ્રગતિના વિશેષ સારા પરિણામ આવેલાં છે, અને ચોખ્ખા પાણીનો જે જથ્થો તમે મેળવ્યો છે, તે કોલેરા તથા બીજા ચેપી રોગો સામે અટકાવ નાંખવા રૂપ હોવાથી, તે પાછળ તમે કરેલો ભારે ખર્ચ સંપૂર્ણપણે વાજબી ઠરે છે. શરદીના તાવમાંથી આ વર્ષે દિલ્હીને અસાધારણ મુક્તિ મળેલી છે, તે હું સમજું છું, તે પ્રમાણે મોટે ભાગે ગટરને આભારી છે, કે જેથી એક ભીનાશવાળા જંગલને વિશાળ બગીચામાં ફેરવી શકાય છે. હું વિશેષ આતુરતાથી વિશ્વાસ રાખું છું કે આ પાઠો વિશેષ સર્વ સાધારણ રીતે સમજવામાં આવશે અને એ પાઠોનો મારી હિંદી પ્રજાના વિશેષ સારા આરોગ્ય અને વિશેષ મોટી સહિસલામતીની ખાત્રી આપવાને ઉપયોગ કરવામાં આવશે.

તમારા માનપત્રમાં સૂચવેલી તમારી શહેરની ફરીથી મુલાકાત લેવાની આશાનો અમે તીવ્ર પ્રસન્નતાથી રાહ જોતાં હતાં અને તમારૂં માનપત્ર અમને આ દેશની તવારીખમાં યાદગાર રહેલા બનાવોના દેખાવનું સ્મરણ કરાવે છે. ભવિષ્યમાં તેથી આ શહેર અમારી સાથે વિશેષ નિકટ સંબંધથી સંકળાશે. તમારા શહેરની પરંપરાગત તવારીખ તેમાં ખાસ મોહ ઉત્પન્ન કરે છે. ભૂતકાળના જમાનાના થઇ ગયેલા રાજવંશોના, દરેક બાજુએ આંખને આકર્ષતા, બચવા પામેલા સ્મારકો, ભવ્ય મહેલો સમયને હાથે બચી શકેલાં દેવળો એ સઘળાં મહાન્ અને જવલંત ભૂતકાળની સાક્ષી પુરે છે. હિંદી સરકારની રાજ્યધાની માટે વિશેષ મધ્યસ્થળ શોધવામાં આ તવારીખોએ અને લક્ષણોએ તેના નિર્ણયમાં કાંઈ ઓછો ભાગ ભજવ્યો નથી; કે જે એવો

નિર્ણય મે હમણાં જાહેર કર્યો છે કે આ સમયથી આપણી હિંદી શહેનશાહની રાજ્યધાની દિલ્હી થશે, તેજ સમયે પચાસ વર્ષથી પંજાબ પ્રાંતમાં દિલ્હીને જોડી દેવામાં આવ્યું ત્યારથી પંજાબની સરકારે તેની જે સંભાળ લીધી છે, તેની સાક્ષી આપવાને હું ઈચ્છું છું. એ સરકારે તેનાં ઐતિહાસિક સ્મારકો જાળવી રાખવાને અને તે દ્વારા હીંદી શહેનશાહતની રાજ્યધાનીની તેની પૂર્વની અભિમાનયુક્ત પદવીએ ફરી પહોંચાડવામાં દિલ્હીને સાધનસંપન્ન કરવાને પોતાનો બનતો પ્રયત્ન કર્યો છે. આ ફેરફારને અંગે બીજી ઘણી શરૂઆતની તૈયારીઓ કરવી પડશે, પણ મને ખાત્રી આપવામાં આવેલી છે કે તેનાં ઐતિહાસિક સ્મારકો તરફ હિંદી સરકાર કાળજી બતાવશે, અને પ્રાંતિક સરકારના હાથ તળે ભૂતકાળમાં તેની વાસ્તવિક ખીલવણીમાં જેવો આશરો મળેલો છે, તેવો જ તે આપશે. હું પ્રભુની પ્રાર્થના કરૂં છું કે આ જે શહેનશાહતની રાજ્યધાની દિલ્હી છે, તે સદા સુલેહ, શાંતિ, આબાદી, ન્યાય, અને પ્રગતિ માટે ટકી રહો, અને તમારા શહેરની પરંપરાગત તવારીખોમાં મહત્તા અને કીર્ત્તિમાં હજી પણ જવલંત પ્રકરણો ઉમેરાઓ. ”

આ પ્રમાણે દિલ્હીની મ્યુનીસીપાલીટી તરફના માનપત્રનો જવાબ અપાયા પછી, મદ્રાસ ઈલાકાના પ્રતિનિધિઓને પણ માયાળૂ ઉત્તર ના. શહેનશાહે આપ્યો હતો, જે નીચે પ્રમાણે હતોઃ—

“ મદ્રાસ ઈલાકાની પ્રજા તરફથી ના. શહેનશાહબાનુ અને મને પોતાને આવકાર આપનારૂં તમોએ જે વફાદારીથી ભરપૂર અને સુંદર માનપત્ર અર્પણ કર્યું છે, તે માટે હું તમારો ખરા અંતઃકરણથી આભાર માનું છું. અમારી હિંદી શહેનશાહતના સઉથી એક જુના પ્રાંતના ૪ કરોડ કરતાં વધુ રહેવાશીઓએ અમારા તાજ તેમજ ખુદ અમારા પોતા પ્રત્યે જે વફાદારીભરી લાગણી બતાવી છે, તેથી

અમારા ઉપર ઘણી ઉંડી અસર થઈ છે. દક્ષીણ હિંદુસ્તાનની જુદી જુદી કોમો, અને ન્યાત–જાતોથી બનેલા સઘળા વર્ગોના પ્રતિનિધિઓની સંખ્યાબંધ સહીઓનું આ મહાન્ વોલ્યુમ, તમારા દીલોજાની ભર્યા આવકારની એક કિંમતી યાદ તરીકે અમો હંમેશને માટે જાળવી રાખીશું. હિંદુસ્તાનની અમારી હાલની મુલાકાતના બનાવ વિષે તેમજ ૧૯૦૬ ના સાલની મદ્રાસ ખાતેની મુલાકાતની અમારી મધુરી સ્મૃતિ વિષે જે શબ્દોમાં ઈસારો કર્યો છે, તેની અમો દરેક પીછાન કરીએ છીએ. તે વખતે તમોએ અમોને જે દીલોજાની ભર્યો આવકાર આપ્યો હતો, તે અમે હજી વિસરી ગયાં નથી. દિલગીરી માત્ર એટલીજ છે કે અમારા હાથમાં ઓછો વખત હોવાના સબબે અમો તમારી ઈચ્છાને માન આપી શક્યા નથી; અને તમારા નામાંકિત શહેરની મુલાકાત લેઈ શક્યા નથી. હિંદી શહેનશાહતની આબાદી અર્થે મહુંમ મહાન્ મહારાણી શ્રી વિક્ટોરીઆ, અમારા પ્રિય પિતાજી અને માતાજી તરફથી લેવામાં આવેલી દીલસોજીભરી ઉલટ વિષે તમોએ જે માયાફૂળ ઈસારા કીધાં છે, તે મેં સંપૂર્ણ સંતોષની લાગણી પૂર્વક સાંભળ્યાં છે. હું તમોને ખાત્રી આપવાની અગત્ય જોતો નથી કે તમારી લાગણીમાં હું દરેક ભાગ લેઉં છું અને મારી હિંદી પ્રજાની આબાદી તથા હિત હમેશાં હું હૃદયમાં ધારતો રહીશ." તે પછી સમારંભ વિસર્જન થયો હતો.

તા. ૧૪ મી ડીસેંબર ને ગુરૂવારે સવારે બાલીકી સરાઈ નામના દિલ્હીના એક સ્થાનપર, રાજ્યારોહણ નિમત્તે એકઠાં થયેલા ૪૮૦૦૦ લશ્કરીઓની કવાયત નિરખવાને ના. શહેનશાહ પધારવાના હોવાથી તે તરફ લોકોના ટોળાંએ ઠઠ્ઠબંધ જતાં હતાં. એમ કહેવાય છે કે જો આ વખતે દુકાળને લીધે ઘાસચારાની તંગી પડી ન હોત તો આ કવાયતમાં ૫૦૦૦૦ થી પણ વધુ લશ્કરીઓનો જંગી મેળો થાત. ના.

શહેનશાહ તથા શહેનશાહબાનુ દશ વાગે આવી પહોંચ્યા હતાં. તે વખતે વડા સેનાધિપતિની સરદારી હેઠળ ઘોડેસ્વાર લશ્કર ના. શહેનશાહની આગળથી કુચ કરી ગયું હતું, ત્યારબાદ તોપખાનાની ટુકડીઓ અને પાયદળ લશ્કરીઓ પસાર થયા હતા. એમાં ઉંટોવાળી ટુકડીને મોખરે વિકાનેરનો ૮ વર્ષનો એક બાળક રાજ્યકર્ત્તા વિરાજ્યો હતો. છેવટે ૧૦૧ તોપોની સલામતી આપતાં ના. શહેનશાહ વિગેરે કવાયદનું મેદાન છોડી ગયા હતા.

રાત્રે સાડાનવ વાગે રાજ્યારોહણ નિમિત્તે આપેલા ખીતાબો, દિલ્હીમાં હાજર રહેનારાઓને, પોતાના શ્રી હસ્તે અર્પણ કરવાનો સમારંભ ના. શહેનશાહે કર્યો હતો. નોતરવામાં આવેલા પ્રેક્ષકો તથા રાજવંશીઓ સાડાઆઠ વાગતાં પહેલાં હાજર થઈ ગયા હતા. નવ ઉપર વીસ મીનીટ થતાં લોર્ડ હાર્ડીંજ પોતાના એડીકાં, સેક્રેટરીઓ, ખીદમતગારો તથા રાજવંશી નબીરાઓ સાથે આવી પહોંચ્યા હતા. તે નામદારોએ પોતાની બેઠક લીધી, ત્યાં સુધી સર્વ મંડળે ઉભા રહી સ્વાગત કર્યું હતું તે પછી તુરતજ દસ મીનીટે ના. શહેનશાહ અને શહેનશાહબાનુ આવી પહોંચ્યા હતા. જેમને સર્વજણાઓએ ઉભા થઈ હર્ષથી વધાવી લીધા હતાં. ક્રિયા કરાવનાર સર મેકમોહને આરંભમાં બાદશાહ ખુદાવિંદની પરવાનગી લેઈ સમારંભ ચાલુ કર્યો. પ્રથમ ના. શહેનશાહ તથા શહેનશાહબાનુને " ગ્રાન્ડ ક્રોસ ઑફ ધી સ્ટાર ઓફ ઈંડીઆના ચાંદથી નવાજવામાં આવ્યાં. તે પછી સર મેકમોહને નાઈટ ગ્રાંડ કમાંડર અને નાઈટ ગ્રાંડ ક્રોસના ખીતાબો મેળવનારાઓના નામ દઈને અનુક્રમે ના. શહેનશાહ સન્મુખ બોલાવવામાં આવ્યા. તેમણે દરેક જણે ધુંટણીએ પડી નમન કર્યું, એટલે નામદાર શહેનશાહે તેમને પટો અને ચાંદ અર્પણ કર્યા. આમ દરેક ગૃહસ્થ સનંદ મેળવીને, ના. શહેનશાહના હાથે ચુંબન કરી, ઉભા થઈ પોતાની બેઠક ભણી ફરતા

હતા. આ પ્રમાણે બીજા ખીતાબો ધરાવનારને ઉતરતે ક્રમે બોલાવી ચાંદો આપવામાં આવ્યા હતા. આમ એક બાજુ રાજ્યારોહણ અંગેના ખીતાબો આપવાની ક્રિયા ચાલતી હતી, તેજ વખતે બીજી બાજુએ છાવણીમાં આગના છમકલાએ દેખાવ આપ્યો હતો, તેથી કેટલોક ગભરાટ પેદા થવા પામ્યો હતો, પરંતુ તેઓને ખાત્રી આપવામાં આવી કે શહેનશાહી મંડપથી દૂર આવેલા તંબુમાં આગ સળગી ઉઠી છે, ત્યારપછી શાંતિથી કામ ચલાવવામાં આવ્યું હતું. આ ધાંધાટ અને ગભરાટ વચ્ચે, ખુબી એ હતી કે, ના. શહેનશાહ કે શહેનશાહબાનુના ચહેરા ઉપર અધીરતા કે ચિંતાનું ચિન્હ પણ જણાતું નહોતું. પાછળથી તપાસ કરતાં જણાયું કે હિંદી વજીર લૉર્ડ ક્રયુના ખાનગી સેક્રેટરી મી. લ્યુકાસનો તંબુ એકાએક સળગી ઉઠયો હતો અને કેટલીક ખાનગી માલમતા બળી ગઈ હતી. સરકારી સઘળા દસ્તાવેજો બચાવી લેવામાં આવ્યા હતા. આગ બૂઝાયા પછી તથા તેનાં દોરડા તોડી બીજા તંબુઓથી જૂદો પાડી નાંખ્યા પછી, તે જ સ્થળે થોડી વારમાં નવો તંબુ નાંખી દીધો હતો. એમ કહેવાય છે કે તારનો પટા વાળાનો તંબુમાં તાર આપવા ગયો, ત્યારે પોતાની બાઇસીકલ તંબુને અઢેલી મુકતો ગયો હતો, અને બાઇસીકલનું ફાનસ સળગતું હોવાથી તંબુ સળગી ઉઠયો હતો.

તા. ૧૫ મીને શુક્રવારે સવારે દિલ્હીને હિંદનું પાટનગર બનાવવાનો પોતાનો નિર્ણય વ્યવહારૂ અને સચોટ બનાવવા, સાડાનવ વાગે મૂહુર્ત્ત નિમિત્તે પાયો નાંખવાની ક્રિયા કરવામાં આવી હતી. આ ક્રિયા ના. શહેનશાહ તથા શહેનશાહબાનુના મુબારક હાથથી થઇ હતી. ક્રિયા ઘણી સાદી હોવા છતાં નામાંકિત રાજવંશીઓ તથા સત્તાધિકારી આગેવાનોની હાજરીને ઘણી અસરકારક બની હતી. હિંદી સરકારની છાવણીમાં એક બગીચાવાળું સ્થળ આ નવા પાટનગરના

પાયાનો પથ્થર મુકવા માટે પસંદ કરવામાં આવ્યું હતું. પાયાના સ્થળે "ડીસેંબરની ૧૫ મી. ૧૯૧૧" એવા સોનેરી અક્ષરોવાળા બે પથ્થરો ઉંચા ચઢાવ્યા હતા. ના. શહેનશાહ તથા શહેનશાહબાનુ પધારતાં, રાજ્યભાટોએ રણસીંગાના મધુર સરોદથી આવકાર આપ્યો હતો. ના. ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડીંજ અને તેમના કારોબારી સભ્યોએ આગળ આવીને એ નામદારોનો આદર સત્કાર કરી રાજ્યાસન ઉપર પધરાવ્યા હતા. ના. લૉર્ડ હાર્ડીંજે બાદશાહ ખુદાવિંદને નવા પાટ-નગર દિલ્હીનો પાયો નાંખવાની વિનંતી કરતાં દિલ્હીના જવલંત ભવિષ્ય સંબંધે નીચેના ઉદ્દગારો બહાર પાડયા હતાઃ—

"ખુશખુશાલ રહો આપ બાદશાહ ખુદાવિંદો.

દિલ્હી ખાતે સ્થાપવામાં આવનાર બાદશાહી રાજ્યધાનીના પાયાનો પહેલો પથ્થર યોગ્ય સ્થળે મૂકવાની કૃપાવંત થઈ સંમતિ આપીને આપ નામદારે, રાજ્યારોહણના તે દિવસે કરેલા જાહેર ઉદ્દ-ઘોષને આપ બાદશાહી ખુદાવિંદો સીલ–મહોર મારશો; એ દિવસ જે ભવ્યતાથી અમુક અંશે, એ ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો, તેથી તથા તેથી પણ વિશેષ અંશે તેનાથી જે વફાદારીનાં તીવ્ર ચિન્હો પ્રકટી નિકળ્યા હતા, તેને લીધે હિંદની તવારીખમાં સદા સ્મરણીય રહી જશે.

દિલ્હીની પડોશમાં અનેક રાજધાનીઓ સ્થપાઈ ગયેલી છે, કેટલીક તો એટલી બધી પ્રાચીન છે કે તેનું મૂળ પ્રાચીનતાનાં ધુમ-સમાં ઢંકાઇ ગયેલું છે. તથાપિ આપ બાદશાહ ખુદાવિંદો જે શુભ શુકનોમાં આજની ક્રિયા કરનાર છો, તેવા શુભ શુકનોમાં એવી કોઈ પણ રાજધાની સ્થપાયેલી નથી; અને તેમાંની કોઇએ પણ મહાન્ ચિરસ્થિરતાની અથવા તો વિશેષ સમૃદ્ધ અને જવલંત ભવિષ્યની આશા કદિ પણ સન્મુખ ખડી કરી નહોતી.

કાંઈ પરિપકવ અને ચિંતનશીલ વિચાર કર્યા વિના કલકત્તા-માંથી હિંદના પાટનગરને ખસેડવાનો નિર્ણય કરવામાં આવ્યો નથી. ઠેઠ સને ૧૮૫૮ થી આવા પ્રકારની સૂચના ઉપર સંપૂર્ણપણે વિચાર ચલાવવામાં આવતો હતો. અને સઘળા તકરારી મુદ્દાઓના સંબંધમાં વાજબી નિર્ણય બાંધી શકાય તે પુરતાં પુષ્કળ સાધનો, નોંધો ઉપર હયાત હતા. કાંઈ પણ અલ્પભોગ આપ્યા વિના, કે અંગત લાભોને કાંઈ પણ હાનિ પહોંચાડયા વિના અથવા તો સ્થાનિક લાગણીના વિચારને લોપ્યા વિના કોઈ પણ મહાન્ ફેરફાર અમલમાં મુકી શકાતો નથીજ. તેમ છતાં પણ જો મારા અને મારા મંત્રી મંડળના સહચા-રીઓ તરફથી આપ બાદશાહ ખુદાવિંદના ગવર્નર જનરલ તરીકે મને કહેવાની પરવાનગી આપવામાં આવે તો મારી એમ કહેવાની ઈચ્છા છે કે ઘણાંને આટલા બધા લાભકારક થાય અને થોડાંને અતિશય જુજ અંશે હાનિકારક નિવડે એવા આટલા બધા મહત્ત્વના-અગત્યના ઘણા થોડાજ ફેરફારો થયા છે. જે થનારી હાનિની થોડાકજ આગાહી કરે છે, તે કેવળ અસ્થાયી-અલ્પજીવી છે. અને ઘણાજ થોડા સમયમાં થનારા લાભોથી તેનો મોટે અંશે બદલો વળી જશે, તથા આપ બાદ-શાહ ખુદાવિંદે આપ નામદારના મંત્રીઓની સલાહને આધારે રાજ્ય બંધારણને અનુસરતા ધોરણે જે નિર્ણય જાહેર કર્યો છે, તેના પરિ-ણામે આવશ્યકપણા સાથે સંકલાયેલા સહગામી ફેરફારોને લીધે, હિંદી શહેનશાહતના રાજ્ય વહીવટની પદ્ધત્તિઓમાં વિશાળ અને પ્રગતિકર સુધારો થશે. સઘળા ઝઘડા તથા મતભેદોનો અંત આવશે, અને સર્વ સાધારણ સુલેહ શાંતિ તથા સંતોષનો યુગ પ્રવર્ત્તાવશે, એવો અમને વિશ્વાસ છે.

આથી બીજી કોઈ પણ રીતે એવો નિર્ણય કરી શકાત તથા જાહેરમાં મુકી શકાત નહીં; એવી અમારી ખાત્રી થયેલી છે; કે જે

ઘણોજ થોડો ઝઘડો અને વાદવિવાદને જગવશે અને જે આપ બાદશાહ ખુદાવિંદોની નિમકહલાલ પ્રજાના સર્વ વર્ગોનો ઉત્સાહી અને રાજ્યનિષ્ટ ટેકો મેળવી શકે એમ છે. અમે અંતઃકરણપૂર્વક એવો વિશ્વાસ ધરાવીએ છીએ કે ઇશ્વરી શક્તિની નિગેહબાની નીચે આ પત્થરના સ્થળની આસપાસ જે ઉમદા શહેર બાંધવાની આશાને આપણે પોષીએ છીએ, તે જે મહાન્ પ્રસંગને અંગે જન્મ પામ્યું છે, તેને પાત્ર નિવડશે. સુધારો અને શહેનશાહતના આ પ્રાચીન સ્થળે આપ બાદશાહ ખુદાવિંદની થયેલી કૃપાવંત હાજરીના સ્મારક તરીકે તથા આ સ્થળે આપ બાદશાહ સલામતની રાજ્યનિષ્ઠ પ્રજાઓ સમક્ષ જાહેર કરેલાં અતિ અગત્યના નિર્ણયના સ્મારક તરીકે આ પત્થરાઓ પોતે સદા જાથુકના જળવાઇ રહેશે." આ પ્રમાણે લૉર્ડ હાર્ડીંજની વિનતી સમાપ્ત થયાં પછી વિશેષમાં પોતે જણાવ્યું કે ના. શહેનશાહની આ મુલાકાતના અને દિલ્હીને પાટનગર બનાવવાના પ્રસંગના સ્મારક તરીકે ના. શહેનશાહનું પુતળું ઉભું કરી આપવાની ધારણા સીંધીયાના મહારાજાએ જાહેર કરી છે. ના. શહેનશાહે, તે પછી, ઘણું ટુંકુ પણ મહત્ત્વનું અને પ્રસંગને અનુસરતું નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

"દિલ્હી છોડી જતાં અગાઉ આ નવા બાદશાહી પાયતખ્તનો પાયો નાંખવાની ક્રિયા કરવાની જે તક મળી છે, તે માટે મને તથા શહેનશાહબાનુને ઘણો સંતોષ થયો છે. ત્રણ દિવસ ઉપર મારી તાજપોષીની ભપકાભરી અને ઘણી અસરકારક જે દરબાર થઈ હતી, અને જે દરબારમાં મેં મારી મરજીને અનુસરી કેટલીક અગત્યની બક્ષીસો જાહેર કરી હતી, તે બક્ષીસોનો વહેવારૂ પુરાવો આપવાનું આ મારૂં પહેલું પગલું છે. હું આશા રાખું છું કે આ ફેરફારના કલ્યાણકર અને દીર્ઘદર્શી પરિણામો હિંદને સુધરેલો વહીવટ અને વૃદ્ધિ પામતું સુખ તથા સમૃદ્ધિ આપવામાં સફળ થશે. વળી મારી

એવી ઇચ્છા છે કે દિલ્હીમાં જે નવી જાહેર બીલ્ડીંગો બાંધવામાં આવશે, તેની યોજનાઓ ખાસ સંભાળ અને મહેનતથી તૈયાર કરવામાં આવે કે જેથી એ મકાનો આ માનવંતા, પુરાણા અને ખુબસુરત શહેરને શોભાવનારા થઈ પડે. આજે મેં જે કામ કર્યું છે, તે ઉપર પ્રભુનો આશિર્વાદ ઉતરો." અન્તે પાયો સારી અને યોગ્ય રીતીએ નાંખવામાં આવ્યો છે, એમ રાજ્યભાટોએ અંગ્રેજીમાં અને ત્યાર પછી ઉર્દુમાં, ના. શહેનશાહના ફરમાનથી જાહેર કર્યું ને ક્રિયા સમાપ્ત થઈ હતી. બપોરે બરોબર નિયમસર ૧૧ વાગે પોલોના મેદાનમાં ઉભા કરેલા શાહી મંડપ આગળ ના. શહેનશાહ તથા શહેનશાહ બાનુ, દિલ્હીમાં બંદોબસ્ત જાળવવાને એકઠી કરેલી પોલીસ ટુકડીઓની કવાયત નિરખવા હાજર થયાં હતાં. ના. શહેનશાહે, બ્રીટીશ લશ્કરના વડા નાયકનો પોશાક સજ્યો હતો, અને શહેનશાહબાનુએ શાહી ઘોડાગાડીમાં બેઠક લીધી હતી. સર જોન હ્યુએટ, સર લ્યુઇડેન તથા સર ચાર્લી બાલ્ડ અર્લે બાદશાહ ખુદાવિંદોને આવકાર આપ્યો હતો, તે પછી ના. શહેનશાહે સર્વે ટુકડીઓની નિરીક્ષા કરી હતી. પછી ના. શહેનશાહ સલામી ઝીલવાને સ્થાને આવી ખડા થયા એટલે ઇન્સ્પેકટર જનરલ મી. ફ્રેંચે પદકો, નામદારના પોતાના શ્રી હસ્તે સ્વીકારવા માટે પોતાના અમલદારોને અનુક્રમે નામ પોકારીને હાર્યા હતા અને પદકો અપાતા જતા હતા. આ વખતે દરેક અમલદારની સ્તુતિ લાયક સેવા પણ ટુંકામાં જણાવવામાં આવતી હતી. ના. શહેનશાહ આ ટુકડીઓની ઢબછબ તથા દેખાવ જોઈ પ્રસન્ન થયા હતા. ક્રિયા સમાપ્ત થતાં હર્ષનાદો તથા બેંડોના મધુર સરોદ વચ્ચે ના. શહેનશાહ તથા શહેનશાહબાનુ પાછાં દરબારી છાવણીમાં સીધારી ગયાં હતાં.

તા. ૧૬ મી ને શનિવારે બપોરે એક વાગ્યે, આગળથી નક્કી કરવામાં આવેલા પ્રોગ્રામ મુજબજ, ના. શહેનશાહ તથા શહેનશાહબાનું

દીલ્હીથી વિદાય થયાં હતાં. આખું શહેર એ વેળા જાણે તળે ઉપર થઈ ગયું હોય તેમ જણાતું હતું. તે વેળાનો સરઘસનો દેખાવ અને નામદારોના મુખ દર્શન કરવાને આખે રસ્તે લોકોનાં મોટાં ટોળાંઓ રસ્તાની બંને બાજુએ હારબંધ ગોઠવાઈ ગયાં હતાં. તેમાં દેશી તથા યુરોપીયનો પણ નજરે પડતા હતા. આખે રસ્તે બંને બાજુએ લશ્કરને હારબંધ ગોઠવી દેવામાં આવ્યું હતું. અને ઠેકઠેકાણે બેંડો તથા રણ-શીંગડાઓ મધુર સ્વરે વગાડતાં ઉભાં હતાં. નામદાર અધિકારી મોટા-રમાં સ્વાર થઇને આગળથી કિલ્લામાં ભેગા થઈ ગયા હતા. નામદાર ગવર્નર જનરલ લોર્ડ હાર્ડીંજ તેમની પાછળ આવ્યા હતા. તેની પાછળ ના. શહેનશાહ અને શહેનશાહબાનુની ગાડી આવી પહોંચી હતી. તે નામદારોની ગાડી પસાર થતી જતી તેમ તેમ રસ્તે ભેગા થયેલાં લોકોએ તેમને આનંદના પોકારોથી વધાવી લીધા હતા. બાદશાહી ગાડીની પાછળ હથીઆરબંધ લશ્કરોની ટુકડીઓ ચાલતી હતી, અને તેમના બેંડો રાજગીત વગાડતા હતા, આવી રીતે આખા રસ્તાપરનો દેખાવ બહુજ દમામદાર તથા આકર્ષક થઈ પડયો હતો. આજ દિને સવારે ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ કેટલાક દેશી રાજકર્ત્તા-ઓની મુલાકાત લીધી હતી; પરન્તુ ઈમ્પીરીયલ કેડેટ સિવાય બીજા કોઈ જોવામાં આવ્યા નહોતા. સરઘસમાં ઉપલી ગાડીઓ સિવાય સ્થાનિક સરકારી સત્તાધીશો, કમાન્ડર ઈન ચીફ, બંગાળનો વડો ન્યા-યાધીશ, નૌકા કમાન્ડર ઈન ચીફ, તથા ગ્વાલીયર, બીકાનેર, સર પ્રતાપસીંગ, રામપુરના નવાબ, વિગેરે ઉપરાંત કેટલાક મોટા લશ્કરી અમલદારો પણ જણાતા હતા. ના. શહેનશાહની સ્વારી નેપાળ તરફ તથા ના. શહેનશાહબાનુની સ્વારી આગ્રા તરફ ઉપડી ગઈ હતી. ના. શહેનશાહ ટ્રેનમાં દાખલ થતાં ૧૦૧ તોપોના બાર છોડવામાં આવ્યા હતા. છુટા પડતા પહેલાં ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ હાજર

રહેલા આગેવાનો સાથે હસ્તમેળાપ કર્યો હતો. ના. શહેનશાહની સ્વારી ઉપડી પછી ના. શહેનશાહબાનુ બીજી ટ્રેનમાં આગ્રા જવા વિદાય થયાં હતાં. બાદશાહી યુગલના ઉપડી ગયા પછી ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડીંજ તથા લેડી હાર્ડીંજ પણ દેહેરાદૂન જવા માટે ઉપડી ગયા હતા. અને આવી રીતે દીલ્હી દરબારનું વિજયી મિશન સંપૂર્ણ ફતેહમંદીથી પરિપૂર્ણ થયું હતું.

---

૪.

# નૂતન પાટનગરનો પરિપકવ અને ચિંતનશીલ નિર્ણય.

---

હિંદની નવી રાજધાની અને નવા બંગાળ ઈલાકાને લગતી જે ગોઠવણ ના. શહેનશાહે દીલ્હીદરબારમાં જાહેર કીધી હતી, તે માટેની યોજના રજુ કરનારો ના. હીંદી સરકારનો હીંદી પ્રધાન જોગો ખરીતો તેમજ હીંદી વજીર લોર્ડ ક્રયુ તરફનો ઉત્તર, ઐતિહાસિક અગત્યોના આધારે વિચારવાજોગ છેઃ-

મલીક મુઆઝીમ આલીજાહાંના હિંદી સ્ટેટ સેક્રેટરી,
રાઈટ ઓનરેબલ માર્ક્વીસ ઓફ ક્રયુ, કે. જી. જોગ.

સીમલાથી. તા. ૨૫. ઓગસ્ટ ૧૯૧૧.

માઈ લૉર્ડ માર્ક્વીસ,

અમારા વિચાર પ્રમાણે જે બે મહાન્ રાજ્યદ્વારી અગત્યના મહાન્ સવાલો એક બીજા સાથે જૂદા ન પડી શકે એવી રીતે જોડાયેલા છે, તેવા એક અતિ મહત્ત્વના વિષયમાં તમો નામદારને આ

ખરીતો લખવાની હિંમત કરીએ છીએ. આ વિષય ઉપર કેટલોક સમય થયાં અમારૂં ધ્યાન રોકાયેલું હતું, અને તમો નામદારના અભિપ્રાયને માટે અમે જે સુચનાઓ રજુ કરીએ છીએ તે અમારા સંપૂર્ણ વિચારનું પરિણામ છે. આ ખાસ સમયે જે કારણોથી અમે આ સૂચનાઓ કરવાને લલચાયા છીએ તે કારણો જણાવવાનો અમે પહેલાં પ્રયત્ન કરીશું, અને તે પછી અમારી યોજનાની સામાન્ય રૂપરેખા તમો નામદાર સમક્ષ રજુ કરીશું:—

**૨ પાટનગર માટે કલકત્તા નાલાયક.**

હિન્દી સરકારનું મુખ્ય સ્થાન, જ્યાં પ્રાંતિક સરકારનું સ્થાન હોય ત્યાંજ હોવું અને ખાસ કરીને હિન્દી સામ્રાજ્યમાં ભૂગોળની દૃષ્ટિએ પ્રતિકૂળ થાય એવા કલકત્તામાં તે હોવું, એ લાંબા સમયથી એક ગંભીર દોષ તરીકે સ્વીકારવામાં આવ્યું છે.

કલકત્તા હાલની સ્થિતિએ જે સંજોગોને લીધે આવ્યું તે ફરીથી વર્ણવવાને થોભવાની અમને જરૂર નથી. આખા દ્વિપકલ્પમાં બ્રીટીશ અમલ સુધટ થવાની સાથે અને રેલગાડીના વ્યવહારની ખીલવણીની સાથે, જે કારણે કલકત્તાને આખા દેશની સરકારનાં મુખ્ય સ્થાન તરીકે પસંદ કરવામાં આવ્યું હતું, તે કારણો નષ્ટ થયાં છે. પણ રાજ્યબંધારણના અને રાજદ્વારી ફેરફારને લીધે હાલની સ્થિતિના દોષો અને ફેરફારની જરૂર પૂર્ણપણે લક્ષમાં આવ્યાં છે.

એક દૃષ્ટિએ ૧૯૦૯ ના હિંદી કાઉન્સીલના કાયદા પ્રમાણે, વડી ધારાસભાએ જે સ્વરૂપ ધારણ કર્યું છે તે પરથી જે અગત્યનો ભાગ તે ભવિષ્યમાં ભજવશે તે એક કોઈ વધારે મધ્યસ્થ અને સુગમ્ય સ્થાનને પાટનગર તરીકે પસંદ કરવાની ફરજ પાડે છે. બીજી દૃષ્ટિએ બંગભંગ પછી બંગાળામાં જે વિચિત્ર રાજદ્વારી પરિસ્થિતિ ઉભી થઈ છે, તે હાલના પ્રાંતિક સમાગમમાંથી હિંદી સરકારને ખસવાનું ઈચ્છવા

યોગ્ય ગણે છે, અને બંગભંગથી બંગાલી પ્રજામાં જે ખરાબ લાગણી પેદા થઈ છે, તેને શાંત પાડવાને અમને જે યોજના ધ્યાનમાં આવે છે, તેમાં બંગાળામાંથી પાટનગરને ખસેડવાની બાબત મુખ્ય છે.

બંગાળામાંથી વડી સરકારનું સ્થાન ખસેડવાની જરૂર સિદ્ધ થયા પછી, અમને આશા છે કે તમો નામદાર સમક્ષ અમે જે વિચારો રજુ કરીએ છીએ તે પરથી નવું સ્થળ પસંદ કરવાના સંબંધમાં, અથવા તે પસંદગી જાહેર કરવાના પ્રસંગના સંબંધમાં, અમારા વિચાર પ્રમાણે કાંઈ શક રહેતોજ નથી. ભૂગોળની દૃષ્ટિએ, ઇતિહાસની દૃષ્ટિએ, અને રાજદ્વારી બાબતોની દૃષ્ટિએ, હિંદી સામ્રાજ્યનું પાટનગર દીલ્હી થવું જોઇએ, અને હિંદી સરકારનું મથક દીલ્હી બદલવાની મંજુરી આપવામાં આવી છે, એ ખબર ના. સમ્રાટે દીલ્હીમાં શાહી દરબાર વેળાએ જાતેજ કરવી જોઇએ.

### ૩ સ્વરાજ્યની તૈયારી કરવાની અગત્ય.

હિંદમાં બ્રીટીશ અમલનો આધાર ગવર્નર-જનરલ-ઈન-કાઉંસીલના છેવટના સર્વોપરીપણા ઉપર અવલંબે છે, અને ૧૯૦૯ નો હિંદી ધારા સભાનો કાયદો ખુદ વડી ધારા સભામાં બીન-અધિકારીઓની બહુમતિથી અતિ અગત્યના સવાલોનું નિરાકરણ કરવાની અશક્યતા માટે સાક્ષી પુરે છે, તેમ છતાં પણ એટલું તો ચોક્કસ છે કે સમયના વહેવા સાથે દેશની વ્યવસ્થા કરવામાં વધારે મોટા ભાગને માટે હિંદીવાનોની વાજબી માંગણીઓને સંતોષવીજ જોઇશે, અને ગવર્નર-જનરલ-ઈન-કાઉંસીલની વડી સત્તાને આંચ આવવા દીધા વિના, સત્તાની વહેંચણી કેમ કરવી તેનો પ્રશ્ન ઉભો થશે. જ્યાં સુધી હિંદમાં પ્રાંતિક બાબતોની વ્યવસ્થા પોતપોતાની મેળે કરી લેવાને કેટલાંક સ્વતંત્ર ખાતાંઓ થાય, તે સર્વને માથે હિંદી સરકાર રહે અને ગેર વહીવટના પ્રસંગમાં વચમાં પડવાની સત્તા ધરાવે, પણ સામાન્ય રીતે

તેમાં પોતાના શાહી કામકાજને જ વળગી રહે, ત્યાં સુધી, સ્વરાજને વધારે એવો હક ધીમે ધીમે પ્રાંતોને આપ્યા જવામાં જ આ મુશ્કેલીનું નિરાકરણ થાય તેમ લાગે છે. એ લક્ષ્યને પહોંચી વળાય તે માટે એટલું આવશ્યક છે કે વડી સરકારને કોઇ પણ પ્રાંતિક સરકાર સાથે સંબંધ રાખવા દેવો જોઇતો નથી. તેટલા માટે કલકત્તાથી વડી સરકારનું મથક બદલવાનું એક એવું પગલું છે કે જે અમારા વિચાર પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યને સુદૃઢ અને સલામત માર્ગે વૃદ્ધિ કરવામાં મદદગાર થઈ પડશે. સામાન્ય રીતે એવું સ્વીકારવામાં આવ્યું છે કે એક મધ્યસ્થ સરકારનું મુખ્ય સ્થાન જુદું અને સ્વતંત્ર હોવું જોઇએ, અને યુનાઇટેડ સ્ટેટસ, કેનેડા તથા ઓસ્ટ્રેલીઆમાં એ નિયમનો અમલ કરવામાં આવ્યો છે.

## ૪. કલકત્તામાં વડી સરકારની કફોડી સ્થિતિ.

આ ફેરફારના વહિવટી લાભો, રાજદ્વારી લાભો કરતાં ભાગ્યેજ ઓછા કિંમતી ગણાશે. પહેલાં ધારા સભાઓની ખીલવણીથી વડી ધારાસભા અને હિંદી સરકારને સ્થાનિક વિચારની અસરમાંથી મુક્ત કરવાની વાત વધતી જતી અગત્યની છે. બીજું બંગાળામાં બનતા પ્રસંગો વાઇસરોય અને હિંદી સરકાર પર અસર કરે છે અને તેમના પર વારંવાર ખોટી રીતે જોખમદારી ઓળવવામાં આવે છે. કલકત્તા સાથેનો સંબંધ હિંદી સરકાર માટે ખરાબ છે, બંગાળા સરકાર માટે ખરાબ છે, અને બીજા પ્રાંતોને અન્યાય કર્તા છે. એ બીજા પ્રાંતોના પ્રતિનિધિઓ બંગાળાને મળતી અગત્ય તરફ મોટી અને વધતી જતી અદેખાઇથી જુવે છે. વળી કલત્તાનો જાહેર પ્રજામત હંમેશાં હિંદના બીજા ભાગોમાં હોય તેવોજ હોતો નથી, અને હિંદી સરકાર માત્ર તેનીજ અસર નીચે પડી રહે તે ઇચ્છવાજોગ નથી.

### ૫. માત્ર દીલ્હીજ યોગ્ય સ્થાન છે.

હિંદી સરકારને માટે એક જુદું પાટનગર રાખવાના સવાલની ચર્ચા ઘણીવાર થઈ છે, પણ સામાન્ય રીતે તેનો હેતુ એકજ હતો કે, વર્ષની સર્વ ઋતુઓમાં હિન્દી સરકાર તે સ્થાનમાં રહી શકે. આવું નિરાકરણ ખરેખર ઉત્તમજ ગણાય, પણ તેમ થવું અસંભાવ્ય છે. સુચવવામાં આવેલાં ઘણાં સ્થાનો આવવા જવાને મુશ્કેલી આપનારાં છે; અથવા તો ઐતિહાસિક અગત્ય વગરનાં છે. એવું એક સ્થાન માત્ર દીલ્હી છે. તેના વ્યવહારનાં સાધનો સર્વોત્તમ છે, વર્ષના સાત મહીના તેની હવા સારી રહે છે, અને તેનું આરોગ્ય યોગ્ય ખરચે સાચવી શકાય તેમ છે. તેટલા માટે, હિંદી સરકાર દીલ્હીમાં પહેલી અક્ટોબરથી પેહેલી મે સુધી રહેવાને શક્તિવાન થશે. વળી સીમલા જવા આવવાને માટે તે સીમલાની વધારે નજીક હોવાથી, મેહેનત ઓછી થશે અને ખરચ ઓછો થશે; રેલવે, ટપાલ અને તારખાતાંઓને મધ્યસ્થ સ્થાનને લીધે ઘણી સગવડ પડશે; અને અમે જોઇ શકીયે છીએ તે પ્રમાણે જો કોઈ ખાતાને અગવડ પડે તેવું લાગતું હોય તો તે એક વેપાર ઉદ્યોગને લગતું ખાતું છે, જે દીલ્હીમાં રહેવાથી કલકત્તામાં સ્થિર થયેલા વેપારી અને ઔદ્યોગિક લાભોથી વિખુટું પડી જશે. પણ તેથી એ ખાતું મુંબઈ અને કરાંચી જેવા બીજા વેપારી મથક, જેઓના લાભો કલકત્તાથી કોઇકવાર વિરૂદ્ધ પડે છે તેઓની સાથે સમાગમમાં આવશે, અને તેથી તે આખા હિન્દના રેલવે સંબંધી અને વેપાર સંબંધી લાભોનો અક્ષપાતપણે નિર્ણય કરવામાં ઘણો લાભ થશે.

### ૬. દીલ્હીપર હિંદુઓનો મોહ.

આ ફેરફારથી થનારા રાજદ્વારી લાભોની અતિશયોક્તિ કરવી અશક્ય છે. દિલ્હીનું નામ હજી મોહ પમાડનારૂં છે. હિંદુઓના અંત-

રમાં એ નામ પવિત્ર, કથાઓ સાથે મિશ્ર થયેલું છે કે જે નામ ઇતિહાસના ઉદયની બહાર લઈ જાય છે. દીલ્હીનાં મેદાનોમાં પાંડવો, કૌરવોની સાથે લડયા હતા, એ યુદ્ધની વાત મહાભારતમાં વર્ણવેલી છે. અને કાલિન્દીના તીરપર જે પ્રસિદ્ધ યજ્ઞથી તેઓ સામ્રાજ્યના હકને માટે લાયક થયા તે યજ્ઞ કરવામાં આવ્યો હતો; તેઓએ જે શહેરનો પાયો નાંખ્યો અને ઇન્દ્રપ્રસ્થ નામ પાડયું; તે સ્થાન પુરાણા કિલ્લા તરીકે જાણીતું છે, અને હાલના દિલ્હીના દક્ષિણ દરવાજાથી ભાગ્યેજ ત્રણ માઇલ દુર છે.

## ૭. દીલ્હીપર મુસલમાનોની ફીદાગીરી.

સામ્રાજ્યના પાટનગર તરીકે મોગલોના પુરાતન પાટનગરને તેના અભિમાનયુક્ત સ્થાનપર મુકવાથી મુસલમાનોને દક્ષિણમાં જ્યાંસુધી મુસલમાનોનો વિજયવાવટો ફરક્યો હતો ત્યાં સુધી, કોટવાળા દરેક ગામને દિલ્હી દરવાજો એવા નામનો દરવાજો છે, અને લોકોના મોટા જથ્થામાં પુરાતન સામ્રાજ્યનાં પાટનગર તરીકે એ નગરને માન આપવામાં આવે છે. જે અસર બીજા કશાથી થશે નહીં તે અસર આ પાટનગરના ફેરફારથી હિન્દી પ્રજામાં થશે, આખા દેશમાં ઉત્સાહનો મોજો ફરી વળશે, અને હિન્દમાં બ્રિટીશ અમલ ચાલુ રાખવાના દૃઢ નિશ્ચય તરીકે સર્વ જણ આ ફેરફાર સ્વીકારશે. રાજકર્તાઓ અને ઉત્તર હિન્દની જાતો ખુશીથી તે સ્વીકારશે અને આખા ભરતખંડમાં મોટો ભાગ આ ફેરફારને આવકાર આપશે.

## ૮. કલકત્તાના યુરોપી વેપારીઓ સામા થશે.

અમે ધારીએ છીએ કે જો કોઈ પણ ગંભીર વિરોધ દર્શાવવામાં આવશે તો તે કલકત્તાના યુરોપી વેપારીઓ તરફથી દર્શાવાશે. અમને ભય છે કે તેઓ બંગાળાને ગવર્નર પદપર મુકવાના ઠરાવને હિન્દી સરકારના ત્યાંથી ખસવાના પગલાની સામાન ગણુશે નહીં. એ

વિરોધ તદ્દન સમજી શકાય તેવો છે. પણ જે પગલાંથી હિન્દી સામ્રાજ્યને મોટા લાભ થાય તે પગલું સ્વીકારવા જેટલું સ્વદેશાભિમાન તેઓ દર્શાવશે એમાં અમને જરા પણ શક નથી. જો આ સૂચના એમને એમજ કરવામાં આવી હોત તો બંગાળીઓ ખરેખર આ સૂચનાને આવકાર નજ આપતે કારણ કે કલકત્તા હિન્દી મથક હોવાથી તેનો જે મોભો ભોગવે છે તેને તેથી હાનિ પોહોંચશે, પણ અમે નીચે દર્શાવવાની આશા રાખીયે છીયે અમારી યોજનામાં બીજી એવી બાબતો છે કે જે બંગાળી લાગણીને સંતોષ આપવાનેજ ખાસ દાખલ કરવામાં આવી છે તેથી તેઓ આ ફેરફાર સ્વીકારશે. આ સ્થિતિમાં અમે નથી ધારત્તા કે તેઓ સામા થાય એટલા દેખીતી રીતે અણસમજુ બની જશે, અને જો તેઓ તેમ કરશે તો તેઓએ ખાતરી રાખવી કે તેમની વિરૂધતાનો બાકીના હિન્દમાં પડઘો પડશે નહીં.

## ૯. બંગાળીઓનો વિરોધ શાંત પાડવાની અગત્ય.

કલકત્તાથી વડી સરકારનું સ્થાન બદલવાના સંબંધમાં આ સામાન્ય અનુમાનો સંપૂર્ણ લાગે છે; પણ બંગાળા અને પૂર્વ બંગાળાની હાલની રાજદ્વારી પરિસ્થિતિથી આવું પગલું આવા સમયે બંધબેસતું છે અને તે પરિસ્થિતિથી બીજા જે ખાસ વિચારો ઉદ્દભવે છે તે પર હવે આપ નામદારનું ખાસ ધ્યાન અમે ખેંચીશું. ઘણા સંજોગોથી અમારી ખાતરી થઇ છે કે બંગભંગથી ઉત્પન્ન થયલી તીખી લાગણી જે ઘણી ફેલાયલી છે અને જે નમે નહીં તેવી છે. ભાગલાનું પગલું ભરવાથી જે મુસ્કેલીઓનો પ્રારંભ થયો તેનો અંત હજી આવ્યો નથી. ભાગલાથી પૂર્વ બંગાળા અને આસામને ઘણો લાભ વગર શકે થયો છે, અને તે પ્રાંતના મુસલમાનો જેઓનો વસ્તીમાં મોટા ભાગ છે તેઓ રાજભક્ત અને સંતુષ્ટ છે પણ બંને બંગાળાના બંગાળીઓ જેઓના હાથમાં જમીનનો મોટા ભાગ છે, જેઓના

હાથમાં ધંધો (વકીલીતાદિ ઉચ્ચ પ્રકારનો) છે અને જાહેર બાબતોમાં જેમનો મોટો લાગવગ છે તેઓમાં ગુસ્સો પૂર્વના જેટલોજ મજબુત છે, જો કે કંઈક શબ્દોમાં ઓછો જણાય છે.

## ૧૦. સંતોષકારક વ્યવસ્થાના ગુણદોષ.

૧૦. પ્રારંભમાં બંગભંગ પ્રતિની વિરૂદ્ધતા મુખ્યત્વે કરીને લાગણીના પાયા ઉપર ચણાઇ હતી. પણ ભાગલામાં સૂચવેલા ફેરફારની ચર્ચા કરતાં અમે હવે પછી જણાવીશું તે પ્રમાણે, ધારાસભાઓને વિસ્તારવા પછી અને ખાસ કરીને તે સભાઓમાં પ્રતિનિધિત્વનું વિશેષ ઉમેરણ કર્યા પછી, બંગાળીઓનું દુઃખ ઘણું વધારે સત્ય અને સ્પર્શનીય થયું છે અને તે ઘટવાને બદલે વધવાનો સંભવ છે. આ દેશની સુલેહ અને ઉદય માટે ખરેખરી ઈચ્છા રાખનાર દરેક જણે જો કોઇ પણ રીતે બની શકતું હોય તો લોકને શાંત પાડવાનો કોઇ પણ ઉપાય શોધવાની ઇચ્છા કરવીજ જોઇએ. ભાગલા માત્ર રદ્દ કરવા અને પૂર્વની સ્થિતિમાં પાછા જવું એ રાજદ્વારી અને વહીવટી બન્ને કારણોએ દેખીતી રીતે અશક્ય છે. રાજ્યવ્યવસ્થાની કોઇ પણ રીતિએ જુનો બંગાળા પ્રાંત વહીવટ કરી શકાય તેવો નહતો, અને પૂર્વ બંગાળાના મુસલમાનો જેઓનો તે પ્રાંતની વસ્તીનો મોટો ભાગ બનેલો છે અને જેઓ મુસ્કેલીઓમાં બ્રિટિશ સરકાર પ્રતિ રાજભક્ત રહ્યા છે તેઓની કાયદેશીર આશાઓ, ખોટાં વચન આપનારના દોષને આપણે પોતે યોગ્ય દર્શાવ્યા વગર, અમે નષ્ટ કરી શકીએ નહીં. એક વ્યવસ્થાએ સંતોષકારક અને સંપૂર્ણ થવાને (૧) સગવડ પડતા વહીવટી અંશો પુરા પાડવા જોઇએ, (૨) બંગાળીઓની કાયદેશીર આકાંક્ષાઓને સંતોષ આપવો જોઇએ, (૩) પૂર્વ બંગાળાના મુસલમાનોના લાભોનું યોગ્ય રક્ષણ થવું જોઇએ, અને (૪) રાજદ્વારી તથા વહીવટી સગવડના એવા વિશાળ પાયા ઉપર સ્પષ્ટ રીતે બાંધવી

જોઇએ કે જેથી તે લોકોની ફરિયાદ કે ચળવળને લીધે કરવામાં આવી છે એવો કોઇ પણ વિચાર દુર કરે.

## ૧૧. નવી ગોઠવણ.

હિંદુ સરકારનું મુખ્ય મથક જો કલકત્તાથી દીલ્હી ફેરવવામાં આવે અને તેમ કરી જો દીલ્હી શહેર અને તેની આસપાસનો પ્રદેશ હિંદી સરકારના સીધા વહીવટ નીચે મુકી તેને શાહી નગર બનાવવામાં આવે તો નીચેની યોજના જેમાં એક બીજાપર આધાર રાખતી ત્રણ સુચનાઓ સમાવેલી છે તે આ સર્વ નિયમો પાર પાડતી લાગશેઃ-

(૧) બંગાળી ભાષા બોલતા પાંચ ભાગો એટલે કે ચોવીશ પ્રગણાનો ઇલાકો, બર્દવાન, ઢાક્કા, રાજશાહી અને ચીતાગોંગને એકત્ર કરી તેઓનો એક ઇલાકો બનાવવો અને તેનો વહીવટ ગવર્નર -ઇન-કાઉન્સીલને સોંપવો. આ પ્રાંતનો વિસ્તાર આસરે ૭૦૦૦૦૦ ચોરસ માઇલ છે અને તેની વસ્તી ૪૨૦,૦૦૦,૦૦૦ની છે.

(૨) બીહાર, છોટાનાગપુર, અને ઓરિસ્સાના પ્રાંતનો વહીવટ એક લેફ્ટેનંટ ગવર્નર-ઇનિ કાઉન્સીલને સોંપવો. તેને એક ધારાસભા આપવી અને તેનું પાટનગર પટના બનાવવું. આ પ્રાંતનું ક્ષેત્રફળ ૧૧૩૦૦૦ ચોરસ માઇલ છે અને વસતી લગભગ ૩૫,૦૦૦,૦૦૦ છે.

(૩) આસામ પ્રાંતનો વહીવટ પાછો એક મુખ્ય કમીશનરને સોંપવો. તે પ્રાંતનો વિસ્તાર ૫૪૦૦૦ ચોરસ માઇલ છે અને વસ્તી ૫,૦૦૦,૦૦૦ ની છે. અમારી સૂચનાના પ્રારંભમાં અમે દીલ્હીને હિંદની રાજધાની બનાવવાની વાત કરી કારણુ કે અમે તેને આખી યોજનાની ચાવીરૂપ ગણીએ છીએ અને માનીએ છીએ કે તે સ્વીકારવામાં આવે કે ન આવે તે પ્રમાણે આ યોજના ટકી રહે કે પડી ભાંગે.

## ૧૨. બંગભંગથી બંગાળીઓને થયલી હાનિ.

પરંતુ અમારી યોજનાના બીજા ભાગની મુખ્ય બાબતો વિષે હજી ચર્ચા કરવી બાકી છે તેમાંની મુખ્ય બંગાળા માટે ગવર્નર ઇન કાઉન્સીલની વ્યવસ્થા કરવાની સુચના છે. ભાગલાનો ઇતિહાસ ૧૯૦૨ થી શરૂ થાય છે. તે વેળાએ જીલ્લાઓની વાટણી કરવાની જુદી જુદી યોજનાઓપર વિચાર ચલાવવામાં આવ્યો હતો, અને જે યોજના છેવટે અમલમાં મુકાઈ તે યોજનામાં તેમના ઘડનારાઓએ ધારેલા હેતુઓ પાર પાડયા હતા. તેનાથી બંગાળને અતિ ભારે થઈ પડેલો બોજો કમી થયો હતો, અને પૂર્વ બંગાલાના મુસલમાનોને અત્યાર સુધી લાભ અને તકોનો જે વાજબી ભાગ મળતો નહતો તે તેથી મળ્યો હતો. પણ અમે ઉપર જણાવી ગયા છીએ તેમ ભાગલાની યોજનાથી બંગાળીઓ નારાજ હતા. એમાં શક નથી કે બંગાળીઓની વિદૂતામાં પૂર્વ લાગણીનો ભાગ મુખ્ય હતો અને તેમ કહેવામાં લાગણીને–પછી તેને મોટું રૂપ આપવામાં આવ્યું હોય તોપણ–આપવી જોઇતી અગત્ય ઓછી કરવાની અમારી ઇચ્છા નથી. પણ આમાં માત્ર લાગણીનીજ બાબત નથી, પણ ધારા સભાના વિસ્તારવા પછી એ એક ના ન પાડી શકાય એવી સત્ય બાબત બની છે. સુધારણાની યોજનાની પૂર્વે ધારાસભાઓમાં બીનઅધિકારી તત્ત્વ ઓછું હતું. હવે લોકોનું પ્રતિનિધિત્વ ઘણું આગળ વધારવામાં આવ્યું છે, અને બંગાળા અને પૂર્વ બંગાળા બન્ને પ્રાંતોની ધારાસભાઓમા બંગાળીઓ પોતાને અતિ અલ્પ સંખ્યામાં જુએ છે, અને બીજી સભામાં પૂર્વ બંગાળાના મુસલમાનો અને આસામના રહીશના પ્રતિનિધિઓ વધારે છે. હાલની સ્થિતિમાં પોતાની સંખ્યા, દોલત અને વિદ્યાના પ્રમાણમાં બંગાળીઓને જે લાગવગ ભોગવવાને હક છે તે એમાંથી એક પણ પ્રાંતમાં બંગાળીઓ ભોગવી શકે તેમ નથી. જેમ જેમ ધારાસભાઓનું

પ્રતિનિધિ તત્ત્વ વધે અને તે સાથે જાહેર બાબતોમાં નિર્ણય કરવાપર આ સભાઓનો લાગવગ વધે, તેમ તેમ સમયના વહેવા સાથે આ દુઃખ એવું છે કે જે વધારે તીવ્રતર લાગણી શાંત પાડવાને બદલે વધારેને વધારે તીવ્રતર બતાવતું જશે એવો ભય રાખવાને વિશેષ કારણ છે.

## ૧૩. બંગભંગની યોજના નિષ્ફળ ગઈ છે.

વર્તમાનપત્રોમાં વારંવાર કહેવામાં આવ્યું છે કે ભાગલા એ હિંદના હાલનાં સર્વે દુઃખોનું મૂળ કારણ છે. દેશના બીજા ભાગોમાં અને ખાસ કરીને દખ્ખણમાં રાજદ્વારી અસંતોષની વૃદ્ધિ ભાગલાની પૂર્વે થઈ હતી એ વાત વર્તમાનપત્રની દલીલ ખોટી પાડે છે, અને જે દોષો ભાગલામાંથી પેદા થયા નથી તે દોષોનું તેનાપર આરોપણ કરવાની અમને જરૂર જણાતી નથી. પણ એટલું તો નિશ્ચિત છે કે દેશના ઘણા ભાગોમાં મુસલમાન અને હિંદુઓ વચ્ચેનો ભિન્નભાવ–જેણે કમનસીબે ગંભીરરૂપ પકડયું છે તેની વૃદ્ધિને માટે કોઈપણ રીતે થોડે અંશે ભાગલા જોખમદાર છે. આ અત્યંત દીલગીર થવા જેવો ભિન્નભાવ, ભાગલામાં ફેરફાર કરવાની અમે જે યોજના સુચવીએ છીએ તેથી કંઈક અંશે નરમ પડશે એવી આશા વગરના અમે નથી.

૧૪. ટુંકમાં, ભાગલાથી જે પરિણામો આવવાની આશા રાખી હતી તે સંપૂર્ણ રીતે આવ્યાં નથી; અને જે પ્રમાણે યોજના ઘડવામાં અને અમલમાં મૂકવામાં આવી તે પ્રમાણે તો સંપૂર્ણ ફત્તેહ મળે ત્યારેજ તે યોજના વાજબી ગણી શકાય. જો કે પૂર્વ બંગાળ અને આસામમાં ઘણું સારૂં કામ કરવામાં આવ્યું છે અને તે પ્રાંતના મુસલમાનોએ તેમની તરફ ગાઢ સંબંધ ધરાવતા સહાનુભૂતિવાળા વહીવટને લીધે તેનો લાભ મેળવ્યો છે, તોપણ ભાગલાથી બંગાળીઓમાં જે તોફાની વિરૂદ્ધતા પેદા થઇ છે તેથી ઘણે ભાગે એ લાભો ભુંસાઈ જાય છે. ઉપર દર્શાવેલા કાર-

ણોને લીધે અમે કબુલ કરવાની અમારી ફરજ સમજીએ છીએ કે બંગાળીઓ એક ખરેખરી અન્યાયની લાગણીનું દુઃખ ભોગવે છે કે જેને અમે માનીએ છીએ કે જરા પણ વધારે વિલંબ વગર દુર કરવી એજ ઉત્તમ નીતિ છે. આવતા ડીસેંબર માસમાં ભરાનારી દરબારથી બંગાળીઓ જેને એક મહાદુઃખ તરીકે ગણે છે તે દુર કરવાની ઉત્તર તક મળે છે.

## ૧૬. નવી યોજનાથી થનાર લાભો.

બંગાળીઓની માગણીને માન આપવાને અમે જેટલા આતુર છીએ, તેમજ પૂર્વ બંગાળાના મુસલમાનોના લાભ અને લાગણીનો નીતિ સાથે વિચાર કરવાની અગત્યની અમે અતિશયોક્તિ કરી શકતા નથી. એ યાદ રાખવું જોઇએ કે પૂર્વ બંગાળાના મુસલમાનોની તેમની વસ્તીના પ્રમાણમાં હમણાં એક અતી ભારે બહુમતી છે અને જો બંગાળી બોલનાર જીલ્લાઓને અમારી યોજનામાં સુચવેલી રીતિએ ભેગા કરવામાં આવે તો વસ્તીની સંખ્યામાં મુસલમાનો તેમ થવા પછી પણ હિંદુઓની સંખ્યા સાથે સમાન અથવા કંઇક અંશે શ્રેષ્ઠ રહેશે. વળી બંગાળાનો નવો પ્રાંત એક સુબદ્ધ અને તદ્દન મધ્યમ વિસ્તારનો રહેશે. તેના ગવર્નર–ઇન–કાઉન્સીલને તેના હાથ નીચે મુકવામાં આવેલી જુદી જુદી કોમોની જરૂરીયાતોની તપાસ કરવાની પુરતી તક અને સમય મળશે. તેના પૂર્વજોને જે ન હતું તે સામાન્ય મુખ્ય મથકની સર્વ સગવડો સાથે ઢાકાને એક દ્વિતીય પાટનગર તરીકે મળવાનો લાભ નવા ગવર્નરને મળશે. જેમ સંયુક્ત પ્રાંતોનો લેફ્ટેનન્ટ ગવર્નર વખતો વખત લખનૌમાં આવીને વસે છે, તેમ તે ત્યાં જઇ રહેશે અને તે આ રીતે મુસલમાનોની લાગણી અને લાભો સાથે ગાઢા સંબંધમાં આવી શકશે. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે પ્રાંતિક સભાઓમાં મુસલમાનો જે ખાસ પ્રતિનિધિત્વનો હક ભોગવે

છે તે દ્વારા, મુસલમાનોના લાભોનું રક્ષણ કરવામાં આવશે, તેમજ સ્થાનિક સંસ્થાઓમાં પ્રતિનિધિઓ મોકલવા સંબંધી તેઓ હાલમાં જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાં રહેશે. નવા પ્રાંતમાં ઢાક્કા ખાતે એક મુખ્ય કમીશનર કે અર્ધ-સ્વતંત્ર કમીશનર નીમવાની સુચના શા કારણે અમે નાપસંદ કરી છે તે તમને જણાવવાની અમો તમો નામદારને તસ્દી આપતા નથી.

## ૧૭. બંગાળામાં ગવર્નર-ઈન-કાઉન્સીલ.

અમારી યોજનાનું એક મુખ્ય સ્વરૂપ બંગાળામાં ગવર્નર-ઈન-કાઉન્સીલ સ્થાપવાનું અમે સમજીએ છીએ. એ કંઈ નવી વાત નથી. ૧૮૬૭ અને ૧૮૬૮ માં સ્ટેટ સેક્રેટરી અને હિંદી સરકારે બંગાળાના ગવર્નર નીમવાના સવાલપર પૂર્ણચર્ચા કરી હતી અને સર સ્ટાફોર્ડ નોર્થકોટના કહેવાથી તે પર અને રાજધાનીનું સ્થાન બીજે બદલવા વિષે, વિચાર કરવાને એક કમીટી નીમવામાં આવી હતી. જુના જમાનાના અતિ ઓહોળા પત્રવ્યવહારમાં જે મુખ્ય મુદ્દાઓ બહાર આવ્યા તે આ છેઃ-(૧) કલકત્તામાં વાઇસિરાય અને હિંદી સરકારની હાજરી સાથે બંગાલમાં ગવર્નર નીમવાની યોજના બંધબેસતી થઈ શકશે નહીં; (૨) જો બંગાળાનો ગવર્નર નીમવાનું તે વેળાએ નક્કી થયું હોત તો, કલકત્તાથી રાજધાનીનું સ્થાન બદલવાનો સવાલ હાથમાં લેવામાં આવ્યો હોત; (૩) જો કે ગવર્નર જનરલની સભા અને બંગાળાનો લેફ્ટેનન્ટ ગવર્નર સર વીલીયમ ગ્રેની સભાની બહુ મતી ગવર્નર નીમવાની યોજનાની તરફેણમાં હતી, તોપણ ગવર્નર જનરલ સર જોન લોરેન્સ તે યોજનાની સામે હતો, પણ વહીવટ સુધારવાના કારણે તેણે બીહારમાં લેફ્ટેનન્ટ ગવર્નર નીમવાની અને એક મુખ્ય કમીશનર નીચે આસામને મુકી, તેને બંગાળાથી છુટા પાડવાની યોજના તેણે સુચવી હતી. ૧૮૬૭-૬૮ ની ચર્ચા પછી બંગાળાના રાજ્યબંધા-

રણુમાં ઘણા મોટા અને અગત્યના ફેરફારો થયા છે. તે પ્રાંતને કારોબારી સભા આપવામાં આવી છે, અને તેટલા માટે અમારી યોજનાનો અમલ કરવામાં, જે કંઈ ફેરફાર કરવાની જરૂર છે તે માત્ર લેફ્ટેનન્ટ ગવર્નરને ગવર્નરપદમાં ફેરવી નાંખવો. વખતો વખત ઈંગ્લાંડથી ગવર્નર નીમી મોકલવાની વિરૂદ્ધ ચોકસ દલીલો કરવામાં આવી છે. એ દલીલો આ છે કે બીજા કોઈ પણ પ્રાંત કરતાં બંગાળાને હિંદુસ્તાન અને હિંદના લોકોનું બારીક જ્ઞાન ધરાવનાર મુખ્ય વહીવટદાર તરીકે જરૂર છે, અને હિંદુસ્તાન સંબંધે પેહેલાંથી કંઈ પણ જ્ઞાન મેળવ્યા વગરના ઈંગ્લાંડથી નીમાઇને આવેલા રાજનીતિજ્ઞ કે રાજદ્વારી પુરૂષને, દેશના બીજા કોઈ પણ ભાગ કરતાં આ ભાગમાં પોતાની અજ્ઞાનતા એક દોષવાળી જણાશે અથવા તો એક અત્યંત ગુંચવાડાભરી સ્થિતિની ગુંચો ઉકેલવાને ઓછો શક્તિવાન થઇ પડશે.

**૧૮. ગવર્નરથી થતા લાભો.**

જે લોકો અને જે દેશની એક માણસને વ્યવસ્થા કરવાની છે તેનું ઉંડું જ્ઞાન ધરાવનારને, હિંદી વહીવટને થતો મોટો લાભ ઓછો ગણવાની અમારી ઇચ્છા નથી. પરંતુ તેજ સાથે ખરેખરા અનુભવપરથી જણાયું છે કે ઈંગ્લાંડમાં સંભાળપૂર્વક :પસંદ કરીને નીમવામાં આવેલો એક ગવર્નર, એક મોટા હિન્દી પ્રાંતનો વહીવટ ફતેહમંદીથી ચલાવી શકે છે, અને તેવી રીતે જ્યાં વહીવટ ચલાવવામાં આવે છે તે પ્રાંતપર હિન્દી સરકારને ઓછી દેખરેખ રાખવી પડે છે.

આ સંબંધમાં અમે ફરીથી ૧૮૬૭–૬૮ ના પત્રવ્યવહાર તરફ ધ્યાન ખેંચીશું અને બંગાળાની વ્યવસ્થા કરવા માટે સભાની પદ્ધતિના સવાલપર ચર્ચા કરતાં સર હેન્રીએ તે સમયે જે બે દલીલો કરી હતી તે ટાંકીશું. (૧) કોઈ પણ જાણવા યોગ્ય ગુણો ન ધરાવનારા માણસોદ્વારા, એક સૈકા થયાં વહીવટનું મુસ્કેલ કામ મદ્રાસ અને મુંબઈની પદ્ધતિની મોટી ફતેહમંદી સાથે ચલાવવામાં આવ્યું છે.

(૨) બંગાળાને સંપૂર્ણ ગવર્નરપદ આપવાથી અંગ્રેજી જાહેરમત-પર સારી અસર થશે; અને તે તેથી હિન્દી સરકારપર કેટલીક જોખમદારીનું આરોપણ થતું અટકશે, કે જે જોખમદારી બંગાળાનો વહીવટ કરવામાં રહેલી મહાન મુશ્કેલીઓ જોતાં ઉપાડવી એ તદ્દન અશક્ય વાત છે. આ દલીલોને અમે સૌથી મોટી અગત્ય આપીએ છીએ. વળી અમારી એ પણ ખાતરી થઈ છે કે બંગાળીઓ અને પૂર્વ બંગાળાના મુસલમાનોની આકાંક્ષાઓ ગવર્નર-પદની યોજના સિવાય બીજા કશાથી પાર પડશે નહીં. અમે ઉમેરીશું કે મદ્રાસ અને મુંબઈનાં ગવર્નરપદની માફક બંગાળાના ગવર્નરની નિમણુંક, હિન્દી સનંદી નોકરોને માટે ખુલ્લી રહેશે, જો કે વ્યવહાર-માં તો ગવર્નરની પસંદગી સામાન્ય રીતે ઈંગ્લાંડથીજ કરવામાં આવશે.

**૧૯. એક સ્થાનમાં બે સમાન માણસ ન રહી શકે.**

જુના સમયમાં બંગાળામાં ગવર્નર નીમવાની વિરૂદ્ધ એક ઘણો ગંભીર અને દેખીતો વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. પણ જો અમારી યોજનામાં જે ચાવીરૂપ :યોજના છે તે વડે તેનો ઉત્તર આપવામાં આવ્યો ન હોત તો અમે તે સ્વીકારતેજ. વગર શકે જો હિંદનો ગવર્નર જનરલ અને બંગાળાનો ગવર્નર બન્નેને ઈંગ્લાંડના જાહેર માણસોનાં ટોળાંમાંથી પસંદ કર્યા પછી તે બન્ને એકજ શહેરમાં રહે અને દીલગીર થવા જોગ દુશ્મનાવટ કે હરીફાઈમાં જુદી જુદી રીતે ત્યાં આવવાનો તેમને સંભવ રહે તો બીલકુલ ન ઈચ્છવા જોગ પ્રસંગ આવે. કલકત્તાથી દીલ્હી વડી સરકારનું મથક બદલવાનું આ એક બીજું, અને અમારા મત પ્રમાણે ઘણું મજબુત કારણ છે.

**૨૦. બીહારીઓ માટે બીહાર.**

હવે અમે બીહાર, છોટાનાગપુર અને ઓરિસ્સા માટે લેફ્ટનન્ટ ગવર્નર–ઇન–કાઉંસીલ સ્થાપવાની યોજના તરફ નજર કરીશું. અમારી

ખાતરી થઈ છે કે જો બંગાળાનો ગવર્નર, જે જીલ્લાઓ અમે તેના હસ્તક સોંપવા માંગીએ છીએ, તે અને ન્યાય આપવા અને તેના પ્રાંતોના મુસલમાનોના લાભો સંભાળવા માગતો હોય તો, બીહાર અને છોટાનાગપુરને બંગાળાથી છુટા પાડવા જોઇએ. તોપણ એ વિચારથી અન્ય રીતિએ પણ અમે સંતોષ પામ્યા છીએ કે હમણાં બંગાળ ઇલાકા સાથે જોડેલા હિન્દી બોલનારા લોકોને એક જુદોજ વહીવટ સોંપવો એ ઘણું ઇચ્છવાજોગ છે. આ લોકોને અદ્યાપિપર્યંત બંગાળીઓ સાથે અસમાન રીતે જોડવામાં આવ્યા છે અને તેથી તેમની ખીલવણીની કોઈ વાજબી તક મળીજ નથી. નિમણુંકો કરવાના સંબંધમાં 'બીહારીઆને માટે બીહાર' એવો પોકાર વારંવાર કરવામાં આવ્યો છે. કારણ કે બીહારમાં બંગાળીઓના હાથમાં જોઇએ તે કરતાં વધારે સરકારી નોકરીઓ છે. બીહારીઓ મજબુત અને રાજ્યનિષ્ઠ લોકો છે, અને આ એક સામાન્ય જાણીતી વાત છે કે જો કે તેઓએ લાંબો વખતથી બંગાળાથી છુટા પડવાની ઇચ્છા દર્શાવી છે, તોપણ તેઓ ભાગલાના સમયે તે માગવાને આગળ આવ્યા નહીં, કારણ કે તેઓ સરકાર સામેની વિરૂદ્ધતામાં બંગાળીઓ સાથે જોડાવાને ઇચ્છતા ન હતા. વળી પાછલાં વર્ષોમાં બીહારમાં નોંધવા યોગ્ય જાગૃતિ આવી છે, અને બીહારીઓમાં એવા દૃઢ વિચારે ઘર કર્યું છે કે બંગાળાથી છુટા પડયા સિવાય બીહારની કદી પણ ખીલવણી થશે નહીં. જો કોઈ ઉપાય કરવામાં ન આવે તો એ વિચાર નજદીકના ભવિષ્યમાં એક ચળવળ પેદા કરશે, અને તેટલા માટે આપણી પોતાની ખુશીથી એક ઘણો સારો અને ઇચ્છવા યોગ્ય ફેરફાર કરવાની હાલની તક ઘણી ઉત્તમ છે. બીહારીઓની માફક ઉરીયાઓને પણ બંગાળીઓ સાથે સંબંધ રાખવા જેવું કંઈ નથી, અને તેથી અમે બીહાર અને છોટાનાગપુર સાથે ઓરિસ્સા અને સંબલપુર છુટા પાડવાની સુચના

કરીએ છીએ. અમે માનીએ છીએ કે આ ગોઠવણ ઓરિસ્સાના લોકમત સાથે ઠીક બેસતી આવે છે, અને બીહારીઓને તે ગમશે; કારણ કે તેમના પ્રાંતને દરિયા કિનારાની સવડ મળશે. અમારે ભાગ્યેજ ઉમેરવાની જરૂર છે કે છોટાનાગપુર અને ઓરિસ્સાને મધ્ય પ્રાંતો સાથે જોડી દેવાની અને બીહાર, છોટાનાગપુર અને ઓરિસ્સા માટે લેફ્ટનન્ટ ગવર્નરને બદલે કમીશનર નીમવાની બીજી યોજનાઓનો પણ અમે વિચાર કર્યો છે, પણ તેમાંની કોઈ પણ માત્ર સહેજ વિચાર કરવા યોગ્ય કરતાં વિશેષ જરૂરની જણાતી નથી અને તેથી તેમની વિરૂદ્ધની દલીલો જણાવી તમો નામદારને તસ્દી આપવાનું અમે મોકુફ રાખ્યું છે. વળી જ્યારે આ યોજનાની મુખ્ય બાબતો સ્વીકારવામાં આવે, ત્યારે કેટલીક નાની નાની અગત્યની બાબતોપર વિચાર કરવાની જે જરૂર પડે તે વિષે અમે આ ખરીતામાં કંઈપણ જાણી જોઇને લખ્યું નથી, અને તે વિષે સ્થાનિક સરકારો સાથે મસલત કરવાની સ્થિતિમાં છીએ.

## ૨૧. ઇશાન સરહદને હિન્દી સરકારના હાથમાં મુકો.

હવે અમે છેવટની સુચનાપર આવીઓ છીએ, તે એ કે આસામમાં પાછો મુખ્ય કમીશનર નીમવાનું ચાલુ કરવું. ૧૮૫૭ માં સર જોન લોરેન્સે જે નીતિની તરફેણ કરી હતી તે પાછી સ્વીકારવી, એજ એમાં મુદ્દો છે. હિંદનો આ ભાગ હજી પછાત સ્થિતિમાં છે, અને વધારેલી એવી શાસનપદ્ધતિદ્વારા તેના વહીવટ ચલાવવા કરતાં મુખ્ય કમીશનર દ્વારા વહીવટ ચલાવવાને વધારે યોગ્ય છે, અને અમે અત્રે જણાવીશું કે ૧૮૯૬–૯૭ માં જ્યારે ચીતાગોંગ અને ઢાકા અને માયમેનસિંગ જીલ્લાઓ આસામ સાથે જોડી દેવાનો પેહેલો વિચાર કરવામાં આવ્યો, ત્યારે ઉક્ત વિચાર દર્શાવવામાં આવ્યો હતો. છેલ્લા

ચાર મહીનામાં આસામ અને બ્રહ્મદેશની સરહદપર બનેલા બનાવોએ હિંદી સરકારના સીધા વહીવટ નીચે અને પ્રાંતિક સરકારથી દુર વાયવ્ય સરહદના પ્રાંતની માફક, ઈશાન સરહદનો પ્રાંત રાખવાની જરૂર સ્પષ્ટ-પણે દર્શાવી છે. અમે અત્રે ઉમેરીશું કે આ યોજના જે અમારી યોજનામાં મુખ્ય છે તેની વિરૂદ્ધ કોઈ તરફથી વિરૂદ્ધતા દર્શાવવામાં આવશે એવી અમને આશા નથી.

૨૨. હવે અમે અમારી યોજનાથી થતા કુલ ખર્ચનો કાચો અંદાજ જણાવીશું. પાકો અંદાજ કરવાનો પ્રયત્ન અશક્ય છે, કારણ કે અમે તે સંબંધે તપાસ કરવાનું જાણી જોઇને દૂર રાખ્યું હતું; કારણ કે તેથી અમારી સુચનાઓ પેહેલેથી ખુલ્લી પડવાનો સંભવ હતો. કલકત્તાથી દીલ્હી ખસેડવાનો ખરચ ભારી છે. પણ અમે નથી ધારતા કે ૬,૦૦,૦૦,૦૦૦ રૂપીઆથી વધારે ખરચની જરૂર પડે, અને જરૂરનાં બાંધકામો અને મકાનો પૂર્ણ થાય ત્યાં સુધી તે આંકડામાં મૂળ મુડી જે ઉભી કરવી પડે તે પરનું ત્રણ વર્ષનું વ્યાજ પણ સમાય. હિન્દી સરકારની જામીનગીરી સાથની ૩½ ટકાની સીટી ઓફ દીલ્હી ગોલ્ડ લોન કાઢવાની અમને જરૂર પડે. આ લોનપરનું વ્યાજ અથવા વ્યાજનો મોટો ભાગ આ ફેરબદલીના પરિણામમાં દીલ્હીમાં જમીનની જે કિંમત વધે તેની સાથે ભાડાં અને કરમાંથી આપવામાં આવશે. આ વધારાની કીંમતનો કંઈક ભાગ જે કલકત્તામાં જમીન-દારોનાં ખીસામાં ગયો છે તેમાંથી વસુલ કરવાનો અમે પ્રયત્ન કરીશું. આ ખરચની સામી બાજુએ દીલ્હી અને તેની આસપાસની સરકારી જમીનની કીંમતનો વધારો અને કલકત્તામાં સરકારી જમીન અને મકાનો જેની જરૂર હશે નહીં તેના વેચાણથી થતી આવકમાંથી પુરવામાં આવશે. વળી સીમલા દીલ્હીની નજીક હોવાથી સીમલા જવા આવવાના ચાલુ ખર્ચમાં બચાવો થશે. કલકત્તાથી સીમલા જવાને

બરાબર ૪૨ કલાક લાગે છે, દીલ્હીથી સીમલા ૧૪ કલાકમાં જવાય છે. વળી કલકત્તા કરતાં દીલ્હીમાં વડી સરકાર લાંબો વખત રહી શકશે, અને તેથી અધિકારીઓને અપાતાં ભથ્થામાં બચાવ થશે. અમારે બીજું એ પણ ઉમેરવું જોઇએ કે રસ્તાઓ અને રેલ્વેને લગતાં જે કામો હમણાં દીલ્હીમાં ચાલે છે તે, દરબારને માટેના વિજળીક દીવાઓ અને પાણીનાં બાંધકામો આદિપર જે મોટો ખર્ચ કરવામાં આવ્યો છે તે, જ્યારે સરકારના મુખ્ય મથકની ફેરબદલી કરવામાં આવે ત્યારે હમેશનાં કામો તરીકે હિન્દી સરકારને ઘણાં કીમતી થઈ પડશે.

## ૨૩. નવી યોજનાથી થનારો ખર્ચ.

બીજી સુચનાઓના સંબંધમાં જણાવવાનું કે નવો ખર્ચ બંગાળા માટે ગવર્નર અને આસામ માટે મુખ્ય કમીશનર નીમવા સંબંધેજ થશે. બંગાળાના લેફ્ટનન્ટ ગવર્નરનો પગાર અને ભથ્થું એ બંને, મદ્રાસ કે મુંબઈના ગવર્નર કરતાં વધી જાય છે, અને જો ગવર્નર નીમવામાં આવે તો ખર્ચના વધારામાં અંગરક્ષકો અને બેન્ડના નિભાવ ખર્ચ કરતાં વધારે ખર્ચ થશે નહીં. બીહારની નવી રાજધાની માટે મકાનો બાંધવામાં અને જમીનો મેળવવામાં મોટો ખર્ચ થશે અને ઢાકાના સંબંધમાં મળેલા અનુભવપરથી જણાય છે કે તે ખર્ચ ૫૦ કે ૬૦ લાખનો થશે. બીજો થોડો પ્રાથમિક ખર્ચનો વધારો, ગરમીની મોસમ માટે જે મથક પસંદ કરવામાં આવે ત્યાં, કરવાની જરૂર પડશે.

## ૨૪. સત્વર નિર્ણય કરજો.

આ ખરીતો પૂર્ણ કરવા પહેલાં અમારી રજુ કરેલી આ સુચનાઓ વિષે ઘણી ત્વરાથી નિર્ણયપર આવવાની જરૂર વિષે અમે થોડાક શબ્દો કહીશું. એ ખુલ્લું છે કે જો પાટનગરની ફેરબદલી કરવી

હોય તો લાંબો સમય સુધી તે વિષેનો નિર્ણય ન કરવાથી મુશ્કેલી વધતી જાય છે. ધારાસભાની છેલ્લી બે બેઠકના અનુભવથી જણાયું છે કે કલકત્તાના સરકારી મકાનોમાંનો ધારાસભાનો ઓરડો વિસ્તૃત કરેલી વડી ધારાસભાની જરૂરિયાતને બીલકુલ પહોંચી વળે તેમ નથી, અને એક કોઈ જગ્યા મેળવી ત્યાં ધારાસભાને માટે મકાન બાંધવાની સુચનાપર વિચાર ચલાવવામાં આવે છે. એકવાર એ નવું મકાન ધારાસભાને માટે બાંધવામાં આવ્યું તો હિંદના પાટનગર તરીકે કલકત્તાનું સ્થાન વધારે મજબુત અને સંઘટ્ટ થશે, અને તેમ છતાં અમારી ખાતરી થઈ છે કે છેવટે ફેરફાર તો કરવોજ પડશે તે વેળાએ વધારે મુશ્કેલી પડશે અને વધારે ખર્ચ કરવો પડશે. તેજ પ્રમાણે અમે માનીએ છીએ તેમ જો બંગભંગમાં કંઇક ફેરફાર કરવો ઇચ્છવા યોગ્ય છે તો તે જેમ જલદીથી કરવામાં આવે તેમ વધારે સારૂં. પણ અમે જણાવેલી યોજનાના એક ભાગ સિવાય, હિંદના બાકીના લોકોના મત અને ખાસ કરીને મુસલમાનોની માગણીને માટે યોગ્ય માન આપીને તે કેમ કરી શકાય, તેમ અમે જોઈ શકતા નથી. અમે આશા રાખીએ છીએ તેમ નામદાર મુઆઝીમ આલીજાહાંની સરકાર આ યોજના મંજુર કરે તો અમારો એવો મત છે કે હિંદમાં બ્રિટીશ અમલ સ્થપાયા પછી લેવામાં આવેલા એક અતિ અગત્યના પગલાંની જાહિરાત માટે દીલ્હીમાં મલેક મુઆઝીમ આલીજાહાંની દીલ્હીમાં હાજરી અદ્વિતીય તક આપશે.

## ૨૫. સમ્રાટને સ્વમુખે ફેરફાર જાહેર કરાવજો.

અમારી યોજનામાં જણાવેલી બીજી બે યોજનાઓ તેટલી મહત્વની નથી, પણ મૂળ યોજનાને લીધે જરૂરની અને અતિ મહત્વની છે. અર્ધા પગલાં કામ લાગશે નહીં, અને જે કંઇ કરવાનું છે

તે છેવટનું અને સર્વને સંતોષ આપે તેવું કરવું જોઇએ. તમો નામદારના સાનુકુળ અભિપ્રાયાર્થે જે યોજનાની ભલામણ કરવાની અમે હિમ્મત કીધી છે તે તક સાંધવાના હેતુથી નહીં, પણ એવી માન્યતાથી કરી છે કે એ રીતે લીધેલું પગલું રાજનીતિનો એક હિંમત ભર્યો બનાવ થશે અને નહીં થયેલો સંતોષ અપાશે અને રાજકર્તા રાજાની હિંદની મુલાકાતના હિન્દી ઇતિહાસના નવા જમાના સાથે હંમેશને માટે જોડાયલા રહેશે. જો આ યોજના તમો નામદારની અને માલેક મુઆઝીમ આલીજાહાંની સરકારની મંજુરી મેળવે તો અમે એ સૂચવીએ છીએ કે સમ્રાટેજ કલકત્તાથી દીલ્હી પાટનગર બદલવાનું જાહેર કરવું, અને તેજ સાથે અને તેજ બદલીનાં પરિણામ તરીકે, ૧૯૦૫ ના ભાગલાથી અસંતોષ માટેના કાયદેસીર કારણો દુર કરવાને કાર્યના પ્રવાહમાં ગવર્નર જનરલ-ઈન-કાઉંસીલ જે વહીવટી ફેરફારો અને સરહદની વેહેંચણીઓ કરે તે સાથે બંગાળામાં ગવર્નર-ઇન-કાઉંસીલનો અને બીહાર, છોટાનાગપુર અને ઓરિસ્સામાં લેફ્ટેનન્ટ ગવર્નર-ઈન-કાઉંસીલનો સમય જેમ બને તેમ જલદી ચાલુ કરવાનું જાહેર કરવું. આ જાહિરાતનું રૂપ, આ યોજનાને સામાન્ય મંજુરી આપ્યા પછી નક્કી કરી શકાશે. એ મંજુરી તમો નામદાર પાસેની મેળવવાની ઇચ્છાનું અમને માન છે.

૨૬. દરબાર પછી, આ રીતે, બંગાળાના કારભારની ગોઠવણમાં છેવટનો અને સર્વને સંતોષકારક નીવેડો એવી ઉદાર અને વિશાળ રીતિએ ફેરફાર કરવાને સૌથી ઉત્તમ માર્ગ કયો છે તેની સ્થાનિક અને બીજા અધિકારીઓ સાથે મસલત કરવાને અમે શક્તિવાન થઇશું.

આ મારા મુરબ્બી લોર્ડ માર્કવેસ,

તમારા આજ્ઞાંકિત સેવકો હોવાનું માન છે.

હાર્ડીંજ ઓફ પેન્હર્સ્ટ.
ઓમુર ક્રીગ.
જે. એલ. જેન્કીન્સ.
સર. ગાઈ ફ્લીટવુડ વીલસન.
આર. ડબલ્યુ. કાર્લાઇલ.
એસ. એચ. બટલર.
સૈયદ અલી ઈમામ.
ડબલ્યુ. એચ. ક્લાર્ક.

## સ્ટેટ સેક્રેટરીનું અનુમોદન.

ઇંડિયા ઓફીસ, લંડન, પેહેલી નવેમ્બર, ૧૯૧૧.

**હીઝ એક્સેલન્સી ધી રાઇટ ઓનરેબલ ગવર્નર જનરલ-ઓફ-ઇંડિયા-ઇન કાઉન્સીલ, જોગ.**

મારા લોર્ડ.

### તમારી યોજના નવી નથી.

ગઈ તા. ૨૫ મી આગસ્ટનો લખેલો અને સ્વદેશ ખાતા તરફથી મોકલવામાં આવેલો તમો નામદારનો ખરીતો મને મળ્યો, અને તે વિષયની અગત્યને અનુકુળ ધ્યાન આપી કાઉંસીલ સાથે તેપર વિચાર કર્યો છે. પેહેલાં તમે હિન્દી સરકારનું વડું મથક કલકત્તાથી દીલ્હી ફેરવવાનું સુચવો છો. એ એક મહત્વનો ફેરફાર છે, જેની તમારા મત પ્રમાણે માત્ર તેના આંતરિક ગુણોની ખાતરજ ભલામણ કરવામાં આવે છે, અને તમારા ખરીતાના પાછલા ફકરાઓમાં તમે જે વિચારો દર્શાવી ચર્ચા કરી છે તે ઉપરાંત તમે સત્ય વાર્તા દર્શાવો-છો કે ઈસ્ટ

ઇંડીયા કંપનીના મુખ્ય મથક તરીકે જે સંજોગોને લીધે ફોર્ટ વીલીયમ (કલકત્તાનો સરકારી કિલ્લો) ને પસંદ કરવામાં આવ્યો હતો તે સંજોગોમાંના ઘણા, હવે કલકત્તાને બ્રિટીશ હિન્દના પાટનગર તરીકે હંમેશને માટે ચાલુ રાખવા માટે, આગળ રજુ કરી શકાય નહીં, અને બીજી નવી સ્થિતિએ, અને પરિણામોએ મધ્યસ્થ સરકારને બીજે સ્થાને લઈ જવા માટે મક્કમપણે સુચવેલ છે. આવી સુચના કંઈ ખાસ નવી નથી, કારણકે વારંવાર એમ પૂછવામાં આવ્યું છે કે એવી કોઇ જગ્યા પસંદ કરવી કે જ્યાં યુરોપીયનો આખું વર્ષ આરોગ્યમાં રહીને કામ કરી શકે ત્યાં મુખ્ય ધામ લઈ જઇ, દર વર્ષે ટેકરીઓપર જવાની અગવડ અને ખર્ચ બચાવવામા આવે કે નહીં.

**દીલ્હીના લાભો.**

મારા વિચાર પ્રમાણે તમે તેવો કોઈ નિર્ણય અવ્યવહારૂ ધારો છો, અને તમે દીલ્હીને સરકારના નવા વ્યવસ્થાના ધામ તરીકે મંજુર કરવાનાં માત્ર આર્થિક કારણો સારા શબ્દોમાં જણાવો છો. હમણાં જેમ થાય છે તેના કરતાં પાટનગરમાં વધારે લાંબો સમય રહેવામાં અને જ્યારે વાર્ષિક ફેરફાર કરવાનો હોય ત્યારે સીમલા આવવાની મુસાફરી ટુંકાવવામાં બન્નેમાં નિઃસંશય લાભ હોવો જોઇએ, અને તે પછી દિલ્હીની મધ્ય સ્થિતિ અને રેલ્વેઓના એક મોટા જંકશન તરીકે તે અગત્ય આપવી. તમે દર્શાવો છો તેમ આ વિગતો ઘણા વહીવટી લાભોની ખાતરી આપે છે, અને કલકત્તા જેવા ઉદ્યોગી મધ્ય સ્થાનમાંથી વેપાર ઉદ્યોગના ખાતાંને ખસેડવા સંબંધે હું કંઈ ગંભીર અગત્ય આપવા માગતો નથી, કારણ કે એથી કોઈ પણ સરકારી ગેરલાભનો, આખા હિન્દની વ્યાપારી ક્રિયાઓપર વધારે વિશાળ દૃષ્ટિ નાંખવાના લાભથી બદલો વળી રહેશે. ઐતિહાસિક દૃષ્ટિએ તમે વાજબી રીતે ધ્યાન ખેંચ્યો છો તેપરથી આ ફેરફારના ટેકામાં છાપ

પાડે એવાં કારણો વધારે સરલતાથી આપી શકાય નહીં. દીલ્હીની પુરાતન દીવાલોમાં કોન્સ્ટાન્ટીનોપલ કે ખુદ રોમની સાથે સરખાવાય એવી કથાઓ રહી છે, એટલુંજ નહીં પણ હાલના શેહેરની પાડોશની જગ્યાઓ એક જાતીય પ્રસંગના મહાકાવ્યમાં ગાયલા હિન્દુ ઇતિહાસના પ્રાચીન બનાવોનાં વર્ણનોની મુળ જગ્યાઓ હતી. હિન્દની પ્રજાઓ, જેઓને મન પ્રાચીન સમયની કથાઓ અને નોંધોમાં ઉંડું રહસ્ય સમાયલું છે તેઓના મનપર એક જુના સામ્રાજ્યના પાટનગરને હાલની વડી સત્તાને હાથે પુનઃ સ્વીકારવાથી, એકદમ આખાં દેશપર બ્રિટીશ સત્તા ચાલુ રહેવાની અને તે સ્થાયી રહેવાની ખાતરી થશેજ. આ સુચવેલા ફેરફારની તરફેણમાં ઐતિહાસિક કારણો ઉંડી અગત્યનાં અને ખરી કીમતનાં રાજદ્વારી કારણો થઈ પડશે. દેશી રાજકર્તાઓ એકમતે આ નીતિને માન્ય કરશે અને તેને અંતરથી ટેકો આપશે એવા તમારા વિચાર સાથે હું મળતો થાઉં છું. પણ તમે જે જડ લાભો ગણાવો છો તે ગમે તેવા મોટા હોય અને હિન્દીવાનોની લાગણીનો ધારેલો પડઘો ગમે તેવા ઉત્સાહથી પાડે તોપણ બ્રિટીશ સરકારની રીતિથી એકદમ છુટા પડવાનો વિચાર કરવાની હિંમત કરવી કે નહીં અને કલકત્તામાં જે સ્થિતિ હમણાં છે તે સ્થિતિ માટે અમે પૂરેપૂરા સંતોષથી જોઈ શકતા હોઇએ તો રૂઢ થયલી અધિકારીઓની ટેવોને સંપૂર્ણ તોડવી કે નહીં એ એક પ્રશ્ન છે.

**વડી સરકારના તેજમાં પ્રાંતિક સરકાર દબાઇ જાય છે.**

તમો નામદારને માલમ છે કે કેટલોક સમય થયાં હિન્દી સરકાર અને બંગાળ સરકારનાં મુખ્ય મથકો એકજ સ્થાનમાં રાખવાથી ઉભી થતી મુસ્કેલીઓ મારા ધ્યાનમાં આવી છે. તમે જેમ ખુલ્લા દીલે જણાવ્યું છે તેમ એ ગોઠવણ બન્ને સરકારો માટે ખરાબ છે, અને જે સમયે જે ગવર્નર જનરલ હોય તે સમયે તેની સામા એક

કોયડો આવી ઉભો રહે છે કે કાંતો ગવર્નર જનરલે બંગાળાના ગવર્નર–ઇન–ચીફ બનવું જોઇએ, અથવા તો વહીવટદારોનાં કામો અથવા રાજનીતિ, જેના ઉપર ગવર્નર જનરલ વડી સરકારને યોગ્ય સામાન્ય અંકુશજ રાખે છે તેને માટેની સીધી જોખમદારીનો આરોપ, હિન્દમાં અને ઇંગ્લાંડમાં જાહેર પ્રજામતદ્વારા તેના ઉપર મુકાવા દેવાનું તેણે કબુલ રાખવું જોઇએ. જેમ બીજાં વહીવટી ખાતાંઓને માથે જોખમદારી છે, તેમ બંગાળાની સરકારને માથે ખરેખરી જોખમદારી હોવાનું ભાન હાલની પદ્ધતિથી ગુમાવવામાં આવે છે. હાલની પદ્ધતિ ખરેખરી ખરાબ છે તેમ જાહેર કરવાથી તમો નામદારની સરકારપર અથવા તો જે જાણીતા જાહેર નોકરોએ બંગાળાનો વહીવટ ચલાવ્યો છે તેઓપર કંઈ દોષારોપ મુકવામાં આવતો નથી.

## દીલ્હીની માફક કલકત્તાને વડી સરકારના હાથમાં મુકે તો શું થાય?

કલકત્તાને હિન્દી સરકારના તાત્કાલિક વહીવટ નીચે મધ્યસ્થ સ્થાન તરીકે રાખીને અને બંગાળાની સરકારનું સ્થાન બદલતાં હાલની સ્થિતિને ઓછી અડચણ કરી આ ભૂલ સુધારવાનું શક્ય ધારવામાં આવતું હતું, પણ તે માર્ગે જવા માટે બે વિચાર સામા પડે છે. પેહેલાં તો પશ્ચિમ બંગાળાના પાટનગર તરીકે ચઢેલા કલકત્તાની આસપાસની સરહદ કૃત્રિમ કરવાથી પુર્ણાંશે બંગાળી શહેર મટી જાય કે નહીં એ એક પ્રશ્ન છે. વળી બ્રિટીશ સામ્રાજ્યના બીજી પંક્તિના શહેરને એક બાદશાહી ગડબડના સ્થાનમાં ફેરવવાથી હાથ નીચેના અમલદારોને વહીવટનું ખરેખરૂં કામ ગમે તેટલી છુટથી આપવા છતાં પણ, ગવર્નર જનરલના ખભાપર એક નવો અને અયોગ્ય બોજો પડશેજ. વોશીંગ્ટન યુનાઇટેડ સ્ટેટસની રાજધાની થયા પછી

એક સૈકામાં મોટું અને ધનાઢ્ય શહેર થઇ પડયું છે, અને મોટા પાયાપર ત્યાં ઉદ્યોગો ચાલી રહ્યા છે એ વાત સત્ય છે, અને કલકત્તાની વસ્તીનો ત્રીજો ભાગ ત્યાં છે, અને કેનેડામાં ઓટાવા અને હમણાં યાસકાન્બેરાનો આસ્ટ્રેલીયામાં નાંખેલો પાયો એ શેહેરો રાજદ્વારી રાજધાનીનાં સ્થાનો તરીકે ચાલુ રહેશે. તેટલા માટે એ નિર્ણય પણ સ્વીકારવામાં ન આવે, અને જો દિલ્હી અને તેની આસપાસનો પ્રદેશ હિન્દી સરકારના સીધા વહીવટ નીચે મુકવામાં આવે તો તેવીજ મુસ્કેલીનો ભય અત્રે રહેતો નથી. કેટલાક ભાગ તરફથી આ ફેરફાર પ્રતિ જે વાંધાઓ ઉઠાવવામાં આવે તેને તમે ઉતરતા ગણ્યા નથી તે જાણીને હું ખુશી થયો છું. બંગાળી લાગણીઓને તમારી અરસપરસ આશ્રય રાખનારી યોજનાથી મળનારો બદલો મારા વિચાર પ્રમાણે પુરતો છે, અને આ ફેરફારપર વિશેષ વિચાર કરવાની જરૂર હું ધારતો નથી.

**કલકત્તાને બહુ નુકસાન થશે નહીં.**

પરંતુ કલકત્તાનો યુરોપી ભાગ, ખાસ કરીને વેપારી ભાગ, શહેરીઓ તરીકે આ ફેરફારને નાખુશી અને નિરાશાની લાગણી વગર જોઈ શકે એમ ધારી શકાય નહીં, પણ મારી ખાતરી છે કે હિંદના સામાન્ય લાભ તરફ ધ્યાન રાખી સ્થાનિક અને અંગત વિચારોને દબાવવા જેટલી ખુશી અને સ્વદેશાભિમાન તેઓ દર્શાવશે તેનાપર તમે આધાર રાખો, તેમ તેઓને પુરતો વિચાર કરતાં આ ફેરફારથી કોઈ ગંભીર નુકસાન થવાનો ભય રાખવાની જરૂર નથી. એક ઘણી અગત્યની અને લાગવગવાળી ઈલાકેદાર સરકારના સ્થાન તરીકે કલકત્તા ચાલુ રહેશે. આખા વિશ્વ સાથના વ્યાપારનો તેનો વ્યવહારજ માત્ર નહીં પણ વેપારની એક કરતાં વધારે શાખાનો એક હથ્થુ હક તે રાખતું હોવાથી કલકત્તાના આર્થિક ઉદયને શા માટે નુકસાન થવું

જોઇએ તે હું સમજી શકતો નથી, અને લાગણીની દૃષ્ટિએ જોતાં દોઢ સદી સુધીના બ્રિટીશ સરકારનો સંબંધ જેમાં ઘણા મહાન બનાવો બનેલા છે અને જે શેહેરમાં તમો નામદારની પૂર્વે આવી ગયલાઓએ ગવર્નર જનરલનું પદ ભોગવી તેની શોભા વધારી છે તે સંબંધ કોઈ પણ કારણે નષ્ટ થશે નહીં. આ ઇતિહાસ એ એક તેની નિરંતરની માલીકી છે, અને ગયા જમાનામાં વડી સરકારની હાજરીથી મુસાફ-રોનાં પગલાં કલકત્તા તરફ લંબાવવામાં આવ્યાં હોય તેના કરતાં ઓછા નિશ્ચયથી હવે મુસાફરો કલકત્તા ભણી પોતાના પગ લંબાવશે નહીં.

**પાટનગર બદલવાથી મુશ્કેલીઓ દુર થાય છે.**

આ ફેરફારનો વિચાર કરતાં તમારી ઇચ્છા એવી છે કે બંગા-ળામાં ગવર્નર–ઇન કાઉંસીલની પદ્ધતિ ચાલુ કરવી. ૧૮૬૭–૬૮ માં આવી વ્યવસ્થા કરવાની શક્યતા વિષે પુર્ણ ચર્ચા કરવામાં આવી હતી, જો કે તે સમયના જુદા જુદા અધિકારીઓએ જુદા જુદા વિચારો દર્શાવ્યા હતા. અને પછી કોઈ પણ પગલાં ભરવામાં આવ્યાં નહતાં, અને તેની સામે તે વેળાએ જે મુખ્ય વાંધો દર્શાવવામાં આવ્યો હતો તેજ આજે દર્શાવવામાં આવે છે–એ વાંધાનો એકલો વિચાર કરતાં હિંદી સરકારની જોડાજોડ કલકત્તામાં એવો વહીવટ સ્થાપવાની મુશ્કેલી નડી હતી. એ વાંધો વાજબી છે, પણ મુખ્ય સરકારનું સ્થાન કલ-કત્તેથી દીલ્હી બદલવાથી એ વાંધો દુર થશે. બંગાળાના ગવર્નરપદને માટે જ્યારે પણ સનદી નોકરોમાંના કોઇને શોધી નીમવાની જરૂર પડે ત્યારે તેમ બને તેટલા માટે, એ પદને માટે સનદી નોકરોને અન્ય ઇલાકાઓની માફક લાયક ગણી નીમવાના તમારા વિચાર સાથે મળતા થઇને, બંગાળાના ગવર્નર પદને માટે યુનાઇટેડ કીંગડમ (ઇંગ્લાંડ)ના કોઈ રાજનીતિજ્ઞ કે વહીવટદારને સામાન્ય પ્રસંગોમાં નીમવાની તમારી દલીલો સાથે હું સામાન્ય રીતે મળતો થાઉં છું. હિંદુસ્તાનના

મોટા મોટા ભાગોમાં બંગાળાનું માન અને મરતબો રહે તેટલા માટે હિંદુઓની અને મુસલમાનોની વાજબી આકાંક્ષાઓ કરતાં બીજી આકાંક્ષાઓ સંતોષવાને, ફેરવાયલી સ્થિતિમાં વહીવટનું કોઈ પણ પ્રમાણ અન્ય ઇલાકાથી ઉતરતું રાખવામાં આવશે નહીં તેને માટેના તમારા વિચાર સાથે હું મળતો થાઉં છું.

## જુની રીતિથી થયેલું નુકસાન.

નવા બંગાળાના ગવર્નરને જે વિસ્તારનો વહીવટ કરવો પડશે તેનો વિચાર કરતાં પહેલાં, ઇલાકાના ભાગલા પાડવાને જે કારણો મળ્યાં તેનો ફરીથી વિચાર કરવાની કે તેના પરિણામની બારીકીથી તપાસ કરવામાં રોકવાની કંઈ જરૂર નથી. બંગાળા પ્રાંતનો વિસ્તાર, તેની વસતી, અને ઘણા જીલ્લાઓ સાથે વ્યવહાર રાખવાની મુસ્કેલીઓ જોતાં સને ૧૯૦૫ ના વર્ષથી બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર, અને તેના હાથ નીચેના અધિકારીઓને જે કામ કરવું પડયું હતું કે જે ગમે તેવો ઉત્સાહ કે શક્તિ પુરેપુરૂં બજાવે નહીં, એ સર્વ તરફથી સ્વીકારવામાં આવ્યું છે. તેમ એટલું એ પણ નક્કી છે કે પ્રાંતિક કાર્યનું ગુરૂત્વાકર્ષણ પ્રાંતના પશ્ચિમ ભાગ અને કલકત્તા તરફ અયોગ્ય રીતે વળ્યું હતું, અને તેનું પરિણામ એ આવ્યું કે પૂર્વ બંગાળાના મુસલમાનોપરથી અણધારેલી રીતે રાજ્યની દૃષ્ટિ અને વિચારનો પુરતો ભાગ અદૃષ્ટ થઈ ગયો હતો. આવી વસ્તુસ્થિતિથી આ દેશમાં લોકમત ખળભળવાનો સંભવ નથી. ઢાકાનું નામ જે એક વેળા બ્રિટીશ પ્રજાને ઘરગતું હતું તે તદ્દન ભુલી જવાયું હતું. તેટલા માટે હિન્દી સરકારના કહેવાથી વહીવટની નવી વ્યવસ્થા કરવાની ઘણી અગત્ય હતી, પણ જે યોજના છેવટે અમલમાં મુકવામાં આવી તેથી જ્યારે પુર્વ બંગાળને કંઈક લાભ થયો અને કાર્યના ભારથી દબાયલી સરકારને કંઈક આરામ મળ્યો ત્યારે બંગાળી પ્રજાપર તેની જુદીજ અસર

થઈ જેનું વર્ણન તમે બારીકીથી અને અપક્ષપાતપણે કરેલું છે. ઇતિહાસ આપણને શીખવે છે કે કેટલેક પ્રસંગે સ્થાનિક લાગણીની બેતમા રાખવાની અથવા સારો વહીવટને ખાતર અથવા એક નીતિ વિષયક કે રાજદ્વારી હેતુ પાર પાડવાને ખાતર કોમીય પુર્વબદ્ધ વિચારને ન ગણકારવાની જરૂર પડે છે, પણ જ્યાં વગર તકરારે (હાનિના) ન્યાયીપણાનો દાવો કરી શકાય ત્યાં આવી સત્તાનો અમલ કરવો એ નિરંતર દીલગીરી ભરેલું છે, અને જ્યાં વ્યવસ્થા કે સારા વહીવટને હાનિ પોહોંચાડયા વગર ઉભો થયલો વિરોધ શાંત પાડી શકાય ત્યાં તે શાંત પડવાની તક હાથમાં લેવી એ વારંવાર ડહાપણ ભરેલું જણાશે.

**બંગાળીઓની ફરિયાદ વાજબી હતી.**

વળી તમે જણાવો છો કે જો દુઃખ માત્ર લાગણીનુંજ નહીં પણ ધારાસભાના સંબંધમાં બંગાળી પ્રજાને કેટલીક વ્યવહારૂ હાનિ થાય છે કે જેપર તમો નામદારનું ધ્યાન આપવાની જરૂર છે અને જે દુર કરવાને યોગ્ય છે તો બંગાલી ભાષા બોલતા પાંચ જીલ્લાઓ પ્રેસીડન્સી, બર્દ્વાન ઢાકા, રાજશાહી, અને ચીતાગોંગના જીલ્લાઓની વ્યવસ્થા ભવિષ્યમાં ગવર્નર–ઈન–કાઉંસીલદ્વારા કરાવવાને તેમનો એક ઇલાકો બનાવવાથી ધારેલો હેતુ પાર પડે છે. તેજ સાથે તમે ધારેલો ફેરફાર કરવાથી પૂર્વ બંગાળાના મુસલમાનોના લાભોને નુકશાન ન થાય માટે તેમને વિષે ભય રાખવાનાં કારણપર તમે યોગ્ય ભાર મુકો છો. તેમના પંથના બીજા મુસલમાનો સાથે તેઓ પણ હિંદુસ્તાનની રાજધાની તરીકે દીલ્હીને પુનઃ સ્થાપવાથી સંતોષ પામશે, પણ તેઓ ખાસ કરીને પહેલાં આ યોજનાનાં સ્થાનિક તત્વોપર વિચાર કરશે. બે પ્રજાઓ વચ્ચે આખા વિસ્તારમાં પૂર્વ બંગાળા અને આસામમાં હમણાં છે, તેમ સમતોલપણું જાળવી ન શકાય તો પણ તેને કઢંગી રીતે હલાવવું ન જોઇએ એ નવા ઈલાકામાં વ્યવસ્થા કરતાં ધ્યાનમાં રાખવાની જરૂર છે એ સ્પષ્ટ છે, અને તમે જણાવો

છે તેમ ધારાસભામાં ખાસ પ્રતિનિધિ તત્ત્વ મુસલમાનો ભોગવે છે તે તેઓને માટે રક્ષણની પુરતી બારી છે. તોપણ આ સંબંધે બંગાલાના ગવર્નરે તેનું નિયમિત ધ્યાન ખેંચવા માટે અને વર્ષનો કેટલોક ભાગ ત્યાં રહેલા માટે ઢાકાને પુર્ણ હકદાર તરીકે પોતાનું દ્વિતીય પાટનગર ગણવું જોઇએ એ સુચનાને હું ઓછી અગત્ય આપતો નથી. હાલના લેફ્ટેનન્ટગવર્નરના વહીવટ માટે ત્યાં જે વ્યવસ્થા કરવામાં આવી છે તેનો તેથી ઉપયોગ થશે એટલુંજ નહીં પણ તેથી એક કીમતી લાભ થશે જે, બંગાળ જ્યારે અવિભક્ત હતું ત્યારે હમણાં જે યોજના તમે રજુ કરો છો તેવી યોજના રજુ થતાં, પ્રાપ્ત કરવો મુશ્કેલ થઇ પડતે. આવા પ્રસંગમાં મુંબઈ ઇલાકામાં જેમ સિંધને માટે કમીશનર નીમી કામ લેવામાં આવે છે તેમ ઢાકામાં કમીશનર નીમવાની તમે સુચના નહીં કરવામાં વાજબી છો.

**બીહાર, ઓરિસ્સા અને છોટાનાગપુર છુટા પાડવામાં નુકસાન નથી.**

તમારી બીજી સુચના બીહાર, છોટાનાગપુર અને ઓરિસ્સા માટે લેફ્ટેનન્ટ ગવર્નર-ઈન-કાઉંસીલ નીમવાની છે. આ ત્રણ અગત્યના અને ઐતિહાસિક ભાગોનો નિકાલ કરવા માટે સુચવવામાં આવેલી અસંખ્ય યોજનાઓપર તમે વિચાર કર્યો છે, અને તે છોડી દીધી છે એ હું સમજું છું. તમો નામદાર જાણો છો તેમ જ્યારે જ્યારે પ્રાંતોની સરહદની વ્યવસ્થા કરવાનો વિચાર કરવામાં આવ્યો છે ત્યારે ત્યારે આ યોજનાઓમાંની કેટલીકપર ચર્ચાઓ કરવામાં આવી હતી, અને આ ત્રણેમાંની એકપર પણ ટીકા કરવા કરતાં હું ધારૂં છું કે તમે, જો કોઈ પણ ફેરફાર કરવોજ હોય તો આ સવાલનું ઘણું સરળ નિરાકરણ કર્યું છે. ઉપરોક્ત ત્રણ વિભાગોને, જો કે કેટલીક રીતે તેઓ એક બીજાથી જુદાં સ્વરૂપ ધરાવે છે તો પણ ખુદ બંગાલ સાથે તો એક

સરખી રીતે ગમે તેમ જોડી દીધાં છે, અને તેઓનો વહીવટ બંગાળાથી તદ્દન જુદો પાડવામાં બંગાલાને કંઈ પણ નુકસાન નથી. બિહારીઓ બંગાળીઓથી મૂળ ઉત્પત્તિમાં ભાષામાં, આચારમાં અને જે ભૂમિ તેઓ ખેડે છે તે ભૂમિના બંધારણમાં તદ્દન જુદા પડે છે, અને પોતાનું સ્થાનિક વ્યક્તિત્વ સ્પષ્ટપણે વ્યકત કરવા માટે મજબુત અને કાયદેસીર વર્તનારા બિહારીઓ ઇચ્છા કરે છે એમ તમે જણાવો છો. વળી ભિન્ન ભિન્ન પ્રકારની જાતો અને ભૂગોળનાં બંધારણોવાળું, ધાર્મિક દંતકથા ધરાવનાર મોટા દરીયા કિનારાનું ઓરિસ્સા, બંગાળા અને મધ્ય પ્રાંતોથી જુદાજ પ્રકારની પદ્ધતિપર રચાયલી મેહેસુલની પદ્ધતિ પર રચાયલા કાયદા પસંદ કરે છે અને એક જુદી કોમ તરીકે પોતાની ઓળખ નાશ પામવાના સંભવથી લાંબો સમયથી અસંતુષ્ટ હતું. બંગાળ કરતાં ઓછી ગાઢ વસ્તી અને એબોરીજીની (જંગલી) નો મોટો અંશ ધરાવનાર છોટા નાગપુરના ઉંચ પ્રદેશો ઘણે અંશે જુદીજ વ્યવસ્થાને માટે પુરાતન અને ઐતિહાસિક દાવો કરે છે. આ ત્રણ પેટા વિભાગોની સંયુકત વસતી સાડાત્રણ કરોડની છે. એટલી વસતી એક લેફ્ટેનન્ટ ગવર્નર દ્વારા વહીવટ કરાવવાને બહુ છે, અને આપણે એમ માની લઇશું કે સત્તા ચલાવનાર અધિકારી પોતાના દરેક વિભાગ પર ચાલુ દેખરેખ અને ધ્યાન આપવાને શક્તિવાન થશે.

**આસામને વડી સરકારના હાથમાં મુકો.**

તમે જે છેવટની યોજના રજુ કરો છો તે એ છે કે આસામમાં મુખ્ય વહીવટ પાછો ચાલુ કરવો. વાયવ્ય સરહદની માફક હિંદની ઇશાન સરહદની રાજદ્વારી સ્થિતિ એવું કરવું યોગ્ય જણાવે છે કે તેનો વહીવટ સ્થાનિક રાખવા કરતાં તે તમો નામદારની સીધી દેખરેખ તળેજ રહેવો જોઇએ. એ તમારી દલીલ મને મજબુત લાગે છે, અને ઉદ્યોગમાં પહેલી અગત્ય ધરાવતા આ પ્રાંતના રહીશો આ ફેર

દ્વારની સામે થવાનો સંભવ નથી એવી તમારી માન્યતા વાજબી નીવડશે એમ હું ધારૂં છું. ઉલટું તેઓ તેથી ખુશ થશે, કારણ કે મારી ખાતરી છે કે વડી સરકાર સર્વ સ્થાનિક લાભો—આર્થિક કે લાગણીવાળા સર્વનું ફેરવાયલી પદ્ધતિપર મુકવામાં આવે તેવી કોઇ પણ સંભવિત હાનીમાંથી ખંતથી રક્ષણ કરશે.

**ખર્ચનો વિચાર.**

તમારી ખરીતામાં કરેલી સુચનાઓને લીધે પ્રાથમિક કે ફરીફરીને થનારો ગમે તે—જે ખર્ચ થવાનો સંભવ છે તેનો પાકો અંદાજ આ પ્રસંગે કાઢવાને તમો નામદાર અશક્ત છો તે વિષે હું કંઇ ફરિયાદ કરતો નથી. તમે બધો મળીને છ કરોડ રૂપીયાનો ખર્ચ દીલ્હીમાં પાટનગર લઈ જવાથી થવાની અજમાયસ કાઢી છે, અને તમે તમારો અભિપ્રાય દર્શાવો છો કે આ રકમ સોનાની લોન ખાસ કાઢીને ઉભી કરવામાં આવશે. આ વાતના ખાસ પ્રસંગને લીધે, દીલ્હી કે બંગાળાના ગવર્નર કે નવા સંયુક્ત પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નર કે આસામના કમીશનરની વ્યવસ્થા માટે કરવાના ખર્ચનો સામાન્ય અંદાજ તમે રજુ કરી શકો તે પૂર્વે જે તપાસો કરવાની જરૂરની થઇ પડે તે કરવાનું તમને અશક્ય હતું તે હું સ્વીકારૂં છું. આમ હોવાથી આ વિષયપર કોઈ પણ વિચાર દર્શાવવાનું હું બંધ રાખું છું, અને માત્ર જણાવું છું કે તમો નામદાર કરવા ધારેલા કાર્યની મહત્તા અને આવા પ્રસંગમાં જો ખર્ચ ઘણો મોટો થાય તો તેમાં નિરર્થક ખર્ચાળપણાનો દોષ ન આવે તેવી રીતે કરવાને વિચારપૂર્વક તૈયારીઓ કરવાની અને ચાલુ બારીક દેખરેખ રાખવાની અગત્ય તમો નામદારના લક્ષમાં છે, અને દીલ્હીના ખાસ પ્રસંગમાં તમને હું ખાતરી આપું છું કે જાહેર કામને માટે જે જમીન તમે મેળવવાની જરૂર ધારો તે જમીન સરકારની વિરૂદ્ધ ( સરકારને ) આપતાં અટકાવવાનો' તમે જે કોઇ પ્રયત્ન કરો તે પ્રતિ મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે.

**આવા મોટા ફેરફારો કોઈ દેશમાં એકે સામટા થયા નથી.**

જે તમે એમ જણાવો છો કે જો આ રીતિ પસંદ કરવી હોય તો તેનો અમલ કરવાને વિલંબ નહીં કરવાની જરૂર છે, તેમાં હું તમારી સાથે એકમત થાઉં છું. વહીવટ અને કરકસરનાં બન્ને કારણોને લીધે તમે એ અભિપ્રાય માટે મજબુત દલીલો કરી છે, અને જો કે કેટલીક બારીક વિગતો નક્કી કરવાની રહે છે કે જેમાંની ઘણી સંભાળથી તપાસવાની અને તેપર મસલત કરવાની જરૂર છે—અને કેટલીકમાં મતભેદ પણ પેદા થાય—તોપણ આ યોજનાની રૂપ રેખાપર ચોક્કસ વિચાર દર્શાવવાનું સંભવિત છે. આ આખી યોજનાપર વિચાર કરતાં અને જુદી જુદી કોમો વચ્ચે અને તેથી અસર થતી કોમો અને લાભો વચ્ચે સમતોલપણું રાખવાની વાત પસંદ કરતાં હમણાં જે સુધરેલી દુનીયા છે તેના કોઈ પણ ભાગનું ચિત્ર મારા મગજમાં કલ્પી શકતો નથી, તેમ ઇતિહાસમાં એવો કોઈ પ્રસંગ જણાતો નથી કે જેમાં આટલા મોટા વિસ્તારમાં વહીવટી ફેરફારો એક પછી એક સામટા કરવામાં આવ્યા હોય અને તેમાં મુખ્ય સરકારનું મથક બદલવાની વાત આવી હોય.

**સમ્રાટે સ્વમુખે જાહેર કરવા દર્શાવેલી ખુશી.**

એ ફેરફારોથી હું માનું છું કે ભવિષ્ય પુરવાર કરશે કે પ્રજાના કોઈ પણ વર્ગને થોડુંજ નુકશાન થશે, અને લાખોની ઐતિહાસિક ભાવના સંતોષાશે, રાજવહીવટનાં સામાન્ય કામને મદદ થશે, અને ઘણાંઓનાં હૃદયનું દુઃખ દૂર થશે. તેટલા માટે હું તમારી સુચનાઓને સામાન્ય પસંદગીની મંજુરી આપું છું અને હું તમારી માન્યતામાં ભાગ લઉં છું કે પાટનગરની ફેરબદલી અને આ યોજનાના મુખ્ય સ્વરૂપો દીલ્હીના અદ્વિતીય અને આતુરતાથી રાહ જોવાતા પ્રસંગે ખુદ સમ્રાટને મોઢે જાહેર કરાવવા યોગ્ય છે. તમને જણાવ-

વાની મને આજ્ઞા થઈ છે કે બારમી ડીસેમ્બરના દરબાર પ્રસંગે દીલ્હી હિંદની રાજધાની થશે, બંગાળામાં ગવર્નર-ઇન-કાઉન્સીલની સ્થાપના થશે, બીહાર, ઓરિસ્સા અને છોટા નાગપુરમાં લેફ્ટેનન્ટ ગવર્નર-ઇન-કાઉન્સીલની સ્થાપના થશે અને આસામ પ્રાંતમાં એક મુખ્ય કમીશનર નીમાશે, એવું માલીક મુઆઝીમ આલીજાહાં સ્વમુખે જાહેર કરશે.

મારા લોર્ડ, તમો નામદારનો અતિ નમ્ર અને આજ્ઞાંકિત સેવકનું માન મળે છે.

ક્રયુ.

---

૫.

# દરબાર પછીની શહેનશાહી મુખ્ય પ્રવૃત્તિઓ.

---

## ના. શહેનશાહની નેપાલની સહેલગાહ.

ના. શહેનશાહ દીલ્હીથી રવાના થઈ તા. ૧૮ મીની સવારે ૧૦ વાગે ભીકનાથોરી ખાતે જઇ પહોંચ્યા હતા. તે વખતે મહારાજા સર ચંદ્રસમશેરજંગે, તે નામદારને દિલોજાની ભર્યો આવકાર આપ્યો હતો. ના. શહેનશાહના આગમન પૂર્વે ૭ દિવસે, નેપાળના મહારાજાધિરાજ પૃથ્વીવીર બંકિમજંગ બહાદૂર સમશેરજંગ મૃત્યુ પામ્યા હોવાથી ના. શહેનશાહ નેપાળની મુલાકાત લેવાની કૃપા દર્શાવશે કે નહીં, તે ઘણો અગત્યનો પ્રશ્ન થઇ પડયો હતો. પણ તેજ વખતે છાપાભેગી એક યાદીમાં જણાવવામાં આવ્યું હતું કેઃ—

"નેપાલના મહારાજાધિરાજ જેઓ જેઓ ગયા જુલાઇ માસથી યકૃત લીવરના દર્દથી પીડાતા હતા, તેઓ ગઈ તા. ૧૧ મીએ ગુજરી ગયા છે. તેમણે મરતી વેળા એવી ઇચ્છા જણાવી હતી કે ના. શહેનશાહની નેપાળની મુલાકાતમાં મારા મરણથી કાંઈ પણ વિઘ્ન આવવું જોઇએ નહીં. મર્હુમના પુત્રનું રાજ્ય ઉપર આવવું જાહેર થઈ ગયું છે અને શોકની ક્રિયાઓ ના. શહેનશાહ નેપાળ જઈ પહોંચે તે પહેલાં પૂર્ણ થઇ જશે. વડા પ્રધાને પણ એવી ઉત્કટ ઇચ્છા દર્શાવી છે. નેપાળની મુલાકાત લેવાનું ના. શહેનશાહે માંડી વાળવું નહીં. કારણ કે જેથી મને તથા પ્રજાને ના. શહેનશાહનો સત્કાર કરવાનું બીજી વારનું માન જતું રહેશે; તો અત્યંત નિરાશા ઉપજશે. આવા સંયોગો વચ્ચે અને નેપાળના રાજવંશી કુટુંબના આગ્રહથી ના. શહેનશાહે નેપાળનો પ્રવાસ કરવાનું નક્કી કર્યું છે." વિગેરે. આથી પ્રજાની એ શંકાનું સમાધાન થયું હતું. ના. શહેનશાહ ભીકનાથોરીથી મોટારમાં બેસીને સુફીમાર ખાતેની છાવણીમાં પધાર્યા હતા. સહેલગાહ માટે નેપાળના જંગલોમાં કેવી સગવડ અને બંદોબસ્ત કરવામાં આવ્યો હતો અને શિકારની ગોઠવણો કેવી રીતે કરવામાં આવી હતી, તે જાણવું અત્રે ઉપયોગી થઇ પડશે. ના. શહેનશાહ માટે બે છાવણીઓ મુકરર કરવામાં આવી હતી. એક છાવણી બ્રીટીશ હદથી ૩૦ માઇલ દૂર સુફીમાર ખાતે અને બીજી સુફીમારથી સાત માઇલ દૂર કાસરા ખાતે રાખવામાં આવી હતી. ઉપર જણાવી ગયા તે જગ્યાએ ભીકનાથોરી ખાતે નામદાર ઉતર્યા હતા, તે એક નાનું ગામડું હતું. ત્યાંથી ૪૦૦ વાર દૂર એક નદીવાળા પ્રદેશમાં નેપાળ અને હિંદ વચ્ચેની સરહદ આવે છે, તે ઓળંગતા નેપાળના જંગલોની શરૂઆત થાય છે. શિકારની છાવણીમાં જવાનો રસ્તો અહીંથી જંગલમાં જમણી બાજુએ સીધ્ધો આવેલો હતો. આ રસ્તાને ખાસ ઇંજીનીઅરોએ

મોટોર ચાલી શકે એવી સડક રૂપે બનાવ્યો હતો. એ રસ્તે છાવણીમાં જવાને માટે વાઘના રહેઠાણવાળું સ્થળ પસાર કરવું પડયું હતું. અહીં આગળની જમીન હંમેશા ભીનાશવાળીજ રહ્યા કરે છે. વાઘો ઉપરાંત ગેંડાઓ કે જે નેપાળના રાજવંશી કુટુંબની રજા વગર કોઇથી પણ મારી શકાતા નથી, તે ત્યાં આગળ ઘણાંખરાં હોય છે. સુકીમારની છાવણી આગળ જઈ પહોંચતા એક ખુલ્લું વિશાળ જંગલ જણાતું હતું. છાવણીની આસપાસનું આ જગલમાંનું ઘાસ ખાસ વાઢી નંખાવી જમીનને સાફસુફ બનાવવામાં આવી હતી. ના. શહેનશાહને માટે એક ખાસ શિકારની ઓરડી બનાવવામાં આવી હતી, જ્યાં દરેક પ્રકારની બાદશાહી સગવડ પણ તૈયાર કરવામાં આવી હતી. આ ઓરડીની આસપાસ ના. શહેનશાહના અંગરક્ષકોને રહેવાનું નક્કી કરવામાં આવ્યું હતું. પાસે થઈને રાપ્ટી નામની નદી વહેતી હતી. મહારાજા ચંદ્રશેખર તથા હાથીઓ, શિકારીઓ, નેપાળી લશ્કરીઓ વિગેરેને માટે મુકરર કરવામાં આવેલી નેપાળ સ્ટેટની છાવણી અહીંથી એક માઇલના ફાસલા ઉપર હતી. કાસરા કેંપ આગળના કેટલાક ઘટાદાર વૃક્ષો રમણીયતામાં બહુ ઉમેરા કરતાં હતા. એ ઝાડોની ઉપર જાણે પહાડની ટેકરીઓ આવેલી હોય! આઘે રહેલી ટેકરીઓ અને હિમાલય પર્વતનો દેખાવ તે બે ઘડી જોયા જ કરીએ એવા ભાવ ઉત્પન્ન કરતો હતો. સવારમાં અહીં ઘણું ખરૂં ગેંડાઓ બહાર નીકળે છે; અને વાઘ, વરૂ, હરણ, સાબર તેમજ જંગલી હાથીઓ પણ ફર્યા કરે છે. આ બાદશાહી સહેલગાહ માટે લગભગ ૫૦૦ હાથીઓ શિકારની મદદ સારૂ, એકઠા કરવામાં આવ્યા હતા. કયા સ્થળે વાઘ રહે છે, તેની તપાસ કરવાને માટે છુટી છવાઈ ભેંસોને બાંધવામાં આવી હતી અને જ્યાં ભેંસોને મારી નાંખેલી જોવામાં આવે ત્યાં વાઘના રહેઠાણનો સંભવ માનવામાં આવતો હતો. વળી નેપાળના શીખરી નામના લોકો કે જેઓ વાઘનું રહેઠાણ શોધી

કાઢવામાં બહુ ચાલાક હોય છે તેઓને પણ સાથે લેવામાં આવ્યા હતા. આવી રીતે નેપાળ દરબારે શિકારને લગતી બધી તૈયારીઓ કરી રાખી હતી. મહારાજાના વડા પ્રધાને પણ આ સંબંધમાં બંદોબસ્ત કરવાને પોતાથી બનતું કર્યું હતું. છાપાના પ્રતિનિધિઓને આ સહેલગાહમાં ના. શહેનશાહ સાથે જવા દેવામાં આવ્યા નહોતા તો પણ શિકારને લગતા જાણવા જોગ બનાવોના અહેવાલ સરકાર તરફથી પુરા પાડવાનું જણાવવામાં આવ્યું હતું.

દીલ્હીથી નેપાલના પ્રવાસ દરમીયાન બનેલાં કેટલાક બનાવો પણ જાણવા જેવા છે. બાદશાહી ટ્રેન જ્યારે દીલ્હીથી ટુંડલાના સ્ટેશને પહોંચી ત્યારે તે જંકશન ઉપર ટ્રેન થોડી વાર થોભી હતી. અને મીકેનીકો રોયલ કોર્ટ ઓફ આર્મસ એક ઈજીનથી બીજા ઈંજીન ઉપર ઉતરતા હતા. તે વખતે નામદાર શહેનશાહ પ્લેટફાર્મ ઉપર ઉતરી પડયા હતા અને આમ તેમ ફરવા લાગ્યા હતાઃ અચાનક એક મીકેનીક તેમને આવી મળ્યો અને ના. શહેનશાહે તેની સાથે વાત શરૂ કરી. મીકેનીક ના. શહેનશાહને એક સાધારણ સાહેબ જાણીને પોતાનું કામ હંમેશની મુજબ જણાવવા લાગ્યો. ના. શહેનશાહ ત્યાંથી આગળ ગયા અને રીફ્રેશમેંટ રૂપમા દાખલ થયા. ત્યાં તેમની નજરે એક ધ્યાન ખેંચનારો સુંદર દેખાવ નજરે પડયો. તે નામદારે દીવાલ ઉપર દક્ષિણ આફ્રિકા ખાતેથી પાછા ફરતી વેળાએ, લોર્ડ કિચનર સાથે લીધેલી પોતાની મુલાકાતનું એક ચિત્ર જોયું. આ ચિત્રમાં લોર્ડ કિચનરને યુનિફૉર્મ પોશાકમાં ચિતરવામાં આવ્યા હતા તેમજ શહેનશાહ જે તે વેળા પ્રીન્સ ઓફ વેલ્સ તરીકે હતા તેમની આગળ પોતાની ટોપી ઉતારતા હતા. ના. શહેનશાહે ઉપલું ચિત્ર જોયું અને હસીને બોલી ઉઠયા કે એજ ખોટું છે હું હંમેશા લોર્ડ કિચનરને કહેતો કે તેણે પોતાની ટોપી ઉતારવી નહીં જોઈએ.

ના. શહેનશાહે નેપાળની સહેલગાહ દરમીયાન ૩૦ વાઘ, ૧૩ ગેંડા અને થોડાક રીંછ તથા હરણોનો શીકાર કર્યો હતો. ગુરૂવાર તા. ૨૮ મીએ સવારે નામદાર પોતાના આખા રસાલા સાથે નેપાળથી વિદાય થયા હતા. બીસ્નાપુરીના સ્ટેશન સુધી નેપાળના ના. વડા વઝીર વળાવવા ગયા હતા, અને તેમની સાથે પોતાના પુત્રો—જનરલ મહાન સમશેરજંગ રાણાબહાદૂર, લેફ્ટેનંટ જનરલ બાબર સમશેરજંગ રાણાબહાદૂર, અને લેફ્ટેનંટ જનરલ કયસર સમશેરજંગ રાણાબહાદૂર પણ હતા. ના. શહેનશાહને વીદાયગીરીની છેલ્લી સલામ કર્યા પછી ટ્રેન સાંજના ૭ વાગતા પ્લેટફાર્મ છોડી ગઇ હતી. પ્લેટફાર્મ ઉપર લેફ્ટેનંટ કર્નલ મેનર્સ સ્મીથ અને મી. એચ. સી. સ્ત્રેટફીલ્ડ પણ ખીદમતમાં હાજર રહ્યા હતા. બીજે દીવસે બપોરે ૩ા વાગે ના. શહેનશાહ પાલઘાટ ખાતે જઈ પહોંચ્યા હતા. તેઓ નામદાર બંગાળ અને નોર્થવેસ્ટ રેલવેની સ્ટીમર "બનારસ" માં દિગઘાટ ઉતર્યા હતા અને ત્યાંથી એક ખાસ ટ્રેનમાં બાંકીપોર આવ્યા હતા. ના. શહેનશાહબાનુ પણ કોટાથી ત્યાં આવી પહોંચતાં, તે બન્ને નામદારો સાથે ટ્રેનમાં એસી કલકત્તે જવા સાંજના ૯–૫૦ ને સુમારે ઉપડી ગયા હતા.

દીલ્હીથી નેપાળ જતાં "આરા" જંકશને ના. શહેનશાહનો પ્રજા પ્રત્યેના પ્રેમનો એક બહુ અર્થસૂચક બનાવ બન્યો હતો. અહીંઆ શાહી ટ્રેનનું એન્જીન બદલવાનું હોવાથી ગાડી સ્ટેશન ઉપર થોડો વખત થોભી હતી. ના. શહેનશાહ ટ્રેન ઉપરથી નીચે ઉતર્યા અને ફરતા ફરતા એન્જીન પાસે ગયા. એક ફાયરમેન સાથે થોડીક વાતચીત કરતા હતા, તેવામાં તેમની દૃષ્ટિ બીજી બાજુએ પડી. ત્યાં તે નામદારને દેખાયું કે સ્ટેશનની બહાર હજારો લોકો તેમનાં દર્શન કરવાને માટે ઉભેલાં હતાં; પણ તે લોકોને પોલીસે દોરડાથી કોરડન કરી લેઇને સ્ટેશન નજીક આવતા અટકાવી દીધા હતા. આવું જોઈને દોરડાનું

કોરડન ખસેડાવી નાંખી, સ્ટેશનના કટેરા સુધી લોકોને આવવા દેવાનો હુકમ કર્યો, અને જ્યાં સુધી એન્જીન તૈયાર થયું નહીં, ત્યાં સુધી એ નામદાર લોકોની સમક્ષ સામી સલામ કરતા ઉભા રહ્યા હતા.

અત્રે–આગ્રા ખાતે ના. શહેનશાહે, ૧૮૫૭ ના બળવા વખતે જે જગ્યાનો જે મકાનમાંથી બળવાખોરો સામે બચાવ કરવામાં આવ્યો હતો, તે મકાનની મુલાકાત લીધી હતી, ના. શહેનશાહે આ મકાનની બારીકીથી તપાસ લીધી હતી; અને બચાવને લગતી વિગત ઘણા ધ્યાનપૂર્વક સાંભળી હતી. આ બળવાના વખતે ઉપર કહી તે જગ્યામાં રહીને બચાવ કરનાર પૈકી એક શખ્સ કે જેની ઉમ્મર ૧૦૦ વર્ષની હતી, તે પણ હાજર રહ્યા હતા, અને ના. શહેનશાહને પોતાનો સ્વાનુભવ કહી સંભળાવ્યો હતો.

---

૬

# ના. શહેનશાહબાનુની રજપુતાનાની સહેલગાહ.

---

ના. શહેનશાહબાનુ દીલ્હીના સલીમગઢ સ્ટેશનેથી રવાના થઇ આગ્રા સ્ટેશને આવી પહોંચ્યાં હતાં. તેઓની સાથે ડચેસ ઓફ ડેવનશાયર, અર્લ અને કાઉન્ટેસ ઓફ શેફ્ટસબરી, ઓન. વેનીશીયા ચેરીંગ, મેજર જનરલ સર સ્ટુઅર્ટ બિટસન, લે. કર્નલ બર્ડ, મેજર મની, કેપ્ટન હીલ, અને ઓન. જોન ફોર્ટેસક્યુ પણ હતા. આગ્રાના સ્ટેશન ઉપર આવી પહોંચતાં તે નામદારને આગ્રાના કમીશનર મી. રેનોલ્ડસે આવકાર આપ્યો હતો. ત્યારબાદ તે નામદાર સરકીટ હાઉસમાં ગયાં હતાં. તે વખતે અંગરક્ષકો તરીકે તેરમી હુઝાર્સ પલટને

કામ બજાવ્યું હતું. સાંજના ના. શહેનશાહબાનુએ તાજમહેલની મુલાકાત લીધી હતી. તા. ૧૭ મી એ સવારે નામદાર શહેનશાહબાનુએ પોતાના આખા સ્ટાફ સાથે ભક્તિ કરવાને સારૂ સેન્ટ જ્યોર્જીસ દેવળમાં પધાર્યાં હતાં. બપોરે પોતાના સ્ટાફ સાથે કીલ્લા મધ્યે આવેલા અકબરના, જહાંગીરના અને શાહજહાંના મહેલની તેમજ ઇતમા–ઉદ્દ–દઉલાની દરગાહની મુલાકાત લીધી હતી. તે વખતે હિંદના આર્ચ્યોલોજીકલ સરવે ખાતાવાળા મી. સેન્ડર્સને ના. શહેનશાહબાનુના ભોમીયા તરીકે કામ કર્યું હતું. રાતના એક મીજબાની આપવામાં આવી હતી. જે વખતે લખનોના બીશપ, મી. અને મીસીસ રેનોલ્ડઝ, મી. અને મીસીસ લાયલ, વિગેરે હાજર રહ્યાં હતાં. તા. ૧૮ મીએ નામદારે પાછી તાજમહેલની મુલાકાત લીધી હતી ત્યાંથી તેઓ પોતાના રસાલા સાથે ફતેહપુર સીકરી ગયાં હતાં. મી. સેન્ડર્સને એ નામદારને અકબર શહેનશાહનાં મહેલમાં ફેરવ્યાં હતાં. તે પછી બપોરનું ખાણું ડાક ગલામાં લીધું હતું અને સાંજે પાછાં આગ્રા ખાતે પાછાં ફર્યાં હતાં. તા. ૧૯ મીએ ના. શહેનશાહબાનુ આગ્રાથી જયપુર ખાતે જવા ટ્રેન મારફતે રવાના થયાં હતાં. એ વેળા એક મોટી સંખ્યા હાજર થઈ હતી જેમાં સ્કુલનાં બાળકો પણ હતાં કે જેઓએ નામદારને ખુશાલીના પોકારોથી વધાવી લીધા હતા. તેજ દિવસે નોર્થ વેસ્ટ ટ્રેનનો નાશ કરવાનું કાવત્રુ કોઇ હરામખોરોએ રચ્યું હતું, પણ ના. શહેનશાહ બાનુની ટ્રેન પેસેંજર ટ્રેનથી આગમચ પ્રસાર થઇ હોવાથી સંગમેરના સ્ટેશન આગળ બાદશાહી ટ્રેનને કાંઇ મુસ્કેલી નડી નહોતી, ના. શહેનશાહબાનુ આગ્રાના સરકીટ હાઉસમાંથી ઉપડયા હતા, તે વખતે તે નામદારને રીવાજ મુજબ લશ્કરી ટુકડીઓએ સન્માન આપ્યું હતું. સવારના દશવાગે ઉપડેલી આ ટ્રેન જયપુર ખાતે સાંજના પાંચવાગે જઇ પહોંચી હતી. તે વખતે જયપુરના મહારાજાએ, રેસીડંટ

કર્નલ શોપર્સે તથા રાજ્યના મુખ્ય અમલદારોએ તે નામદારનું સ્વાગત કર્યું હતું. ત્યાંથી તેઓ રેસિડેંસિમાં ગયાં હતાં. તે દિને રાત્રે ખાસ નિમંત્રણોનો એક ખાણાનો મેળાવડો તે નામદારે કર્યો હતો. તા. ૨૦મીએ ના. શહેનશાહબાનુએ સવારે રસાલા સાથે અંબરના મહેલની મુલાકાત લીધી હતી. સાંજના જેપુરના મહારાજા ના. શહેનશાહબાનુને જેથવારા ગાર્ડનમાં ફરવા લઇ ગયા હતા ખાણું લીધા પછી રેસીડન્સીના બગીચામાં ના. શહેનશાહબાનુએ દેશી નાચનો તમાસો જોયો હતો. એ દિવસે એક બીજે ના. શહેનશાહબાનુએ દેશી રાહ—રસમાં જેવાનો પ્રયત્ન કર્યો હતો. **જે વખતે ના. શહેનશાહબાનુ મોટોરોમાં બેસીને ફરવા ગયાં હતાં, તે વખતે શહેરમાં પાછા ફરતી વખતે તે નામદારે દેશી ગાડામાં બેસીને જવાની ઇચ્છા દર્શાવી. ગાડાં તૈયાર નહીં હોવાથી તે મેળવવાને માટે કેટલોક વખત ખોટી થવું પડયું હતું. તે છતાં ખોટી રહીને પણ ગાડાં તૈયાર થયાં પછી એક કલાક સુધી ગાડામાં મુસાફરી કીધી હતી.** તા. ૨૧ મીએ બપોરે ના. શહેનશાહબાનુ જયપુરથી અજમેર જવા માટે ઉપડી ગયાં હતાં. વિદાય થતી વખતે તે નામદારે જયપુરની મુલાકાતથી પોતાને મળેલો અનંદ પ્રદર્શીત કર્યો હતો; તથા પોતાને માટે કરવામાં આવેલી સગવડ માટે સંતોષ દર્શાવ્યો હતો. તે નામદારે પોતાનો એક રત્નજડિત ફોટોગ્રાફ ના. મહારાજાને ભેટ કર્યો હતો. તે ઉપરાંત રેસીડંટ અને તેમનાં પત્નીને “ એમ. આર. આઇ. ”ના મુકુટવાળા મોનોગ્રામ આપ્યા હતા. અને ઠાકોર દેવીસીંગજી, બહાદુરસિંગજી, કરનલ સર સ્વીન્ટન જેકોબ અને નવાબ સર ફૈઝઅલીખાનને પોતાની સહી સાથેની છબીઓ આપી હતી.

અજમેર સ્ટેશન ઉપર પહોંચતાં તે નામદારને આવકાર આપવા માટે સર ઇલીઅટ કોલવીન અને મુખ્ય અમલદારો હાજર થયા

હતા. ના. શહેનશાહબાનુએ તે દીવસે પોતાના રસાલા સાથે મેયો કોલેજની મુલાકાત લીધી હતી, અને વિદ્યાર્થીઓનો પરિચય કીધો હતો. પછી તે નામદાર રેસીડેંસીમાં પધાર્યાં હતાં. સાંજે આખા શહેરમાં રોશની કરવામાં આવી હતી. તા. ૨૨ મીએ તે નામદારે સવારે અજમેરથી મોટોરમાં જઇ પુષ્કર સરોવરની મુલાકાત લીધી હતી. બપોરના દરગાહ અને અઢાઈ દિનકા ઝોંપરાની મુલાકાત લીધી હતી. આ સ્થાનને માટે એમ કહેવાય છે કે તે પૂર્વે **જૈન** કે હિંદુઓનું દેવળ ત્યાં હોવું જોઇએ. પણ પાછળથી મુસલમાની મસિદથી દૂષિત કરવામાં આવ્યું હશે. તે ઉપરાંત જોવા લાયક બીજી જગ્યાઓ પણ તેમણે નિહાળી હતી. એ બધી વખતે તે નામદારનો રસાલો સાથે હતો. કીંગ એડવર્ડ મેમોરીઅલ અને કર્ઝન વાઇલિ મેમોરીઅલ માટેની પસંદ કરવામાં આવેલી જગ્યાઓ પણ જોઇ હતી. તા. ૨૩ મીએ સવારે મોટોરના એક સરઘસના આકારે તેઓ સ્ટેશને ગયાં હતાં. મેયોકોલેજ ગ્રાઉંડસ જે શહેર બહાર આવેલી છે, ત્યાં આગળ જરા વાર વિસામો લેવામાં આવ્યો હતો અને તે નામદારને હારતોરા આપવામાં આવ્યા હતા. મેયોકોલેજના વિદ્યાર્થીઓની હર્ષ ગર્જના વચ્ચે સરઘસ ત્યાર બાદ આગળ વધ્યું હતું; અને ના. શહેનશાહબાનુએ ૧૦॥ વાગે અજમેર છોડયું હતું. આ મુલાકાત દરમીયાન દરેક બાબત તરફ ના. શહેનશાહબાનુએ ભારે ઉલટ બતાવી હતી, તથા પોતાનો સંતોષ જણાવ્યો હતો. અજમેર છોડયા પછી ૧ વાગે તે નામદાર દેઓલી ખાતે પહોંચ્યાં હતાં. ત્યાં પોલીટીકલ એજંટ મેજર પીકોક અને તેમનાં પત્નીએ તેમને આવકાર આપ્યો હતો. સાંજે તે નામદારે ખાણું આપ્યું હતું. ખાણું લીધા પછી બુંદીથી છ માઇલ દૂર આવેલા સતુર દરવાજાની મુલાકાત લીધી હતી. બુંદીના મહારાજા તે વખતે હાજર રહ્યા હતા. તા. ૨૪ મીએ સવારે તે નામદાર પોતાના રસાલા સાથે બુંદીનો કીલ્લો તથા મહેલ

નિરખવા ગયાં હતાં; જ્યાં આગળ બુંદીના મહારાવ રાણાએ આવકાર આપ્યો હતો. ત્યાંથી મહારાજા સાથે મોટારમાં બેસી સરબાગ, શિકારબુર્ઝ, તથા ફુલસાગર જોવા ગયાં હતાં. બપોરે અઢી વાગે મહારાજાશ્રીની તે નામદારે કોટા જવાની વિદાયગીરી લીધી હતી.

બુંદિમાં ના. શહેનશાહબાનુની પ્રજાવત્સલતા દર્શાવનારો એક જાણવા જોગ બનાવ બન્યો હતો. એમ કહેવાય છે કે બુંદીમાં બ્રીટીશ સી. આઈ. ડી. ના હુકમ પ્રમાણે જે માર્ગે થઇને રાણીશ્રીની સ્વારી જવાની હતી, ત્યાં આગળ કોઈ પણ માણસને આવવા દીધું નહોતું. રાજમાર્ગમાં છુટાછવાયા માણસો જણાતા હતા. એટલે રાણીશ્રીએ પૂછયું કે આ ગામમાં કોઈ માણસની વસ્તી છે કે નહીં? કેમ કોઈ માણસ દેખાતું નથી? એટલે માણસોને રાજમાર્ગમાં નહીં આવવા દેવાના હુકમ સંબંધે ખરી હકીકત તે નામદારને જણાવવામાં આવી. રાણીશ્રીએ હુકમ કીધો કે સઘળા લોકોને આવવા ઘો. જોતજોતામાં બુંદીમાં સર્વત્ર વાત ફેલાઈ ગઈ અને આખું ગામ રાણીશ્રીના દર્શન માટે હાજર થઈ ગયું હતું.

બુંદિથી કોટા પહોંચતાં પાંચેક માઇલ રહ્યા હશે, તે વારે કોટાના મહારાજાએ લશ્કર અને પોલીટીકલ એજંટ સાથે તે નામદારને આવકાર આપ્યો હતો. સાંજના છ વાગે છાવણીમાં ના. શહેનશાહબાનુ પ્રાર્થના કરવામાં સામેલ થયાં હતાં. તા. ૨૬ મીએ કોટાના મહારાણા સાથે, કોટાનો કિલ્લો તથા મહેલ તે નામદાર જોવા ગયાં હતાં. બપોરે અભેરાની મુલાકાત લીધી હતી. સાંજે નિમંત્રિત પરોણાઓને ખાણું આપવામાં આવ્યું હતું. ખાણા પછી શહેરની અને નદી પરની ખાસ રોશનીની રચના જોવા ગયાં હતાં. ના. મહારાણાએ ત્યારપછી કેટલાક હાથીઓ, ઘોડાઓ, હીરા અને બીજી કિંમતી વસ્તુઓ તે નામદારને જોવા માટે મોકલી હતી; જે જોઇને ના. શહેનશાહબાનુએ પાછી મોકલી હતી.

અત્રે ના. શહેનશાહબાનુની સ્વારી રાજમાર્ગ ઉપર થઇને નીકળી હતી, તે વેળાએ બ્રીટીશ સી. આઇ. ડી. ના હુકમથી રાજમાર્ગ પર આવેલી દુકાન ઉપર એક કરતાં વધારે માણસને બેસવાનો હુકમ નહોતો. એ જોઇ રાણીશ્રીને બહુ આશ્ચર્ય થયું. તેથી તે નામદારે સઘળા લોકોને રસ્તા પર આવવાનો હુકમ કરવાનું દિવાનને ફરમાવ્યું. હુકમ થતાં વાર લોકો એટલા બધા ખુશાલીમાં આવી ગયા ને માર્ગમાં ભરાઈ ગયા કે રાણીશ્રીના રથને જવાને માર્ગ મળવો પણ મુસ્કેલ થઈ પડયો. લોકોની હર્ષગર્જનાથી રાણીશ્રી એટલાં બધાં પ્રસન્ન થયાં હતાં કે ત્યાંના બાળકોને ઈનામ આપવાના મેળાવડામાં પોતાની ખુશાલી પ્રત્યક્ષ જાહેર કીધી હતી; અને જે માર્ગ ઉપર થઇને એમની સ્વારી જવાની હતી તે માર્ગ ઉપર બેઠેલા કે ઉભેલા લોકોને ખસેડવાની ઇચ્છા ન હોવાથી, રથ ઘણો આસ્તે આસ્તે ચલાવવામાં આવ્યો હતો.

કોટાથી તે નામદાર કલકત્તા જવા માટે રાત્રે મહારાજા તથા ગાર્ડ ઓફ ઓનરની વિદાયગીરીની સલામી વચ્ચે ઉપડી ગયાં હતાં. નેપાળથી શીકાર કરી પાછા ફરતાં ના. શહેનશાહ અને કોટાથી રજપુતાનાની સહેલગાહ કરી પાછા આવતાં ના. રાણીશ્રી મેરી જે જંકશન ઉપર ઉતર્યાં હતાં, તે જંકશન પર ગંગાના કિનારા પર લોકોએ તેમની આરતી ઉતારી હતી. તે જોઇને તેમણે હિંદી પ્રજાની રાજ્યભક્તિની પ્રફુલ્લિત હૃદયે પ્રશંસા કરી હતી.

ના. શહેનશાહબાનુ જ્યારે બુંદી ખાતે પધાર્યાં ત્યારે બુંદીના મહારાજાએ તે નામદારને આવકાર આપતાં રાજભક્તિપૂર્ણ કેટલાક ઉદ્દગારો જાહેર કર્યા હતા. તે નામદાર મહારાજાએ જણાવ્યું હતું કે "તમો નામદારે મારા રાજ્યની મુલાકાત લેઇને મને ઘણું મોટું માન આપ્યું છે. અને આજનો દિવસ બુંદીની પ્રજાને માટે સૌ કરતાં વિશેષ ખુશાલીનો છે. આ માનને માટે હું નામદાર શહેનશાહ તથા

આપનો પુરેપુરો આભારી છું—જે આભાર પ્રદર્શીત કરવાને હું શક્તિમાન થઇ શકતો નથી. ના. શહેનશાહે મારા રાજ્યની મુલાકાત લીધી હોત તો હું વધુ ખુશી થાત. તમારી મુલાકાત માટે હું ઘણો મગરૂર છું. મારા બાપદાદાઓ હંમેશાં તાજ તરફ વફાદાર રહેતા આવ્યા છે. આ વાતની **ટૉડ-રાજસ્થાન** તથા બીજા ઐતિહાસિક ગ્રન્થો ખાત્રી આપી રહ્યા છે. મારા પૂર્વજો માંહેના અનેકોએ તાજને ખાતર લડતાં પોતાનો દેહ અર્પણ કર્યો હતો. જો કે હાલ બ્રીટીશ છત્ર તળે સર્વત્ર શાંતિ છે, તથાપિ બ્રીટીશ તાજની સેવા બજાવવાને હું તૈયાર છું.” આ ઉદ્‌ગારોની ના. શહેનશાહબાનુ ઉપર બહુ ઉંડી અસર થઈ હતી; અને ના. શહેનશાહને તેજ રાત્રીએ તાર કરી તે સંતોષ જાહેર કર્યો હતો. **ટૉડ-રાજસ્થાન**માં બુંદીના મહેલને રજપુતાનામાં સૌ કરતાં શ્રેષ્ટ વર્ણવવામાં આવ્યો છે, તે ટેકરીપરના મહેલની મુલાકાત લીધી હતી. સૌ પહેલાં તે નામદારે રાવરતન મહેલની મુલાકાત લીધી હતી. ત્યાં તે નામદારને દૌલત-દરીઆખાનો હૉલ બતાવવામાં આવ્યો હતો. જે હૉલ મોગલ શહેનશાહ જહાંગીરના વખતમાં બંધાવવામાં આવ્યો હતો. સઘળા દેશી રાજાઓ જ્યારે જહાંગીરની સામે થયા હતા, ત્યારે એકલો રાવરતન, જહાંગીરના પક્ષમાં રહ્યો હતો. તે પછી છત્રમહાલ નામના મહેલની મુલાકાત લેવામાં આવી હતી. આ મહેલ રાવ શત્રુસાતે-કે જે દારાના લશ્કરમાં ઔરંગજેબની સામે લડતા ધોલપુર પાસે મરાયો હતો, તેણે બંધાવ્યો હતો.



૭.

# કલકત્તામાં બાદશાહી પધરામણી.

---

ના. શહેનશાહ અને શહેનશાહબાનુને અંતઃકરણપૂર્વકનો આવકાર આપવાને કલકત્તા શહેર છેલ્લા ૭ મહિના થયાં તલપાપડ થઇ રહ્યું હતું. કલકત્તાવાસીઓની આ હોંશ તા. ૩૦ મી ડીસેમ્બર ને શનિવારે પૂર્ણ થઇ હતી. તે દિવસે કલકત્તાએ વિવિધ પ્રકારના શણગારોથી પોતાની સ્વાભાવિક શોભામાં ઓર વધારો કર્યો હતો. મહોલ્લામાં આરકાઓ, ધ્વજાઓ, પતાકાઓ, તોરણો, તથા બાદશાહી જોડાંનું દીર્ઘજીવન અને આબાદી ઇચ્છનારા ભાવપૂર્ણ સૂત્રો જ્યાં ત્યાં નજરે ચડતાં હતાં. લોકોનાં ટોળે ટોળાંઓ રસ્તા ઉપર ઉભરાઇ જતાં હતાં. જાહેર રસ્તાઓએ જે પ્રકારની સજાવટ કરવામાં આવી હતી, તેને ગ્રીસ તથા હિંદની કળાઓના મિશ્રણરૂપે વર્ણવી શકાય તેવી હતી. વેપારી પેઢીઓ, ઓફીસો તથા સરકારી બીલ્ડીંગો પણ કોઈ અનેરા શૃંગારથી પ્રેક્ષકોના મનને હરણ કરતી હતી. ના. શહેનશાહ વિગેરે પધાર્યા તે પહેલાં એક કલાકે જાહેર રસ્તા ઉપરના માંચડાઓ લોકોથી ખીચોખીચ ભરાઈ ગયા હતાં. અનેક સ્થળોએ બાદશાહી જોડાના ચિત્રો તથા હિંદની કળાઓના નમુનાઓ પણ સજાવટમાં ઉમેરવામાં આવ્યા હતા, તેથી શહેરની જાહોજલાલી તથા કીર્તિનો સંપૂર્ણ ખ્યાલ આવતો હતો. રસ્તા ઉપર લોકોની જે મોટી સંખ્યા એકત્ર થઇ હતી, તેના સંબંધમાં એમ પણ કહેવાતું હતું કે કલકત્તા શહેરમાં પૂર્વ કદી લોક એટલા મોટા પ્રમાણમાં એકઠું થયું નહોતું.

ના. શહેનશાહ તથા શહેનશાહબાનુને લેઇ આવનારી બાદશાહી ટ્રેન બરાબર ૧૨-૩૦ મીનીટે સ્ટેશન યાર્ડમાં દાખલ થઈ હતી. આ

વખતે ના. શહેનશાહના મુખનો રંગ નેપાલની શીકારી શહેલગાહની અસરને લેઇને સહેજ ભૂરા જેવો જણાતો હતો. અને ના. શહેનશાહ-બાનુએ રજપુતાનામાં રમત ગમત નિહાળી હોવાથી તેઓ કાંઈ ખુશનુમાં જણાતા હતાં. ટ્રેન આવી પહોંચતાં ના. શહેનશાહી યુગલ તોપની બાદશાહી સલામી વચ્ચે સ્ટેશન ઉપર ઉતર્યું હતું. તે વેળાએ લૉર્ડ હાર્ડીંજ તથા લેડી હાર્ડીંજે તે નામદારોને આવકાર આપ્યો હતો. સ્ટેશન ઉપર રેલવેના અમલદારો તેમજ બરદ્વાનના મહારાજા તથા હાઉરાના અમલદારો હાજર હતાં. લૉર્ડ હાર્ડીંજે ના. શહેનશાહ સાથે તેઓની ઓળખાણ કરાવી હતી. એ પછી ના. શહેનશાહે ઇસ્ટ ઇંડીઅન રેલવે વોલંટીઅર રાઇફલ્સની હાજર રહેલી ગાર્ડ ઓફ ઓનર્સની ટુકડીની તપાસ લીધી હતી; અને બાદશાહી પરોણાઓ "હાઉરા" સ્ટીમર ઉપર પધાર્યા હતા. ત્યાં તે નામદારોને સર ફ્રેડરીક ડ્યુમેન તથા બારાના બીજા અમલદારોએ આવકાર આપ્યો હતો; તથા નદીના કિનારા ઉપર હારબંધ ગોઠવાઇ ગયેલા લોકોએ હર્ષના મોટા પોકારો કરી અંતરનો ઉત્સાહ પ્રદર્શીત કર્યો હતો. તે ઉપરાંત ૧૦૧ તોપોની સલામતી તથા રિવાજ મુજબ લશ્કરી માન પણ આપવામાં આવ્યું હતું. બાદ સ્ટીમર હાઉરાનું બારૂં છોડી પ્રિન્સેસ ઘાટ ભણી હંકારવામાં આવી હતી. બારામાં પણ લંગર નાંખી પડેલાં સઘળાં વહાણો અને સ્ટીમરો ઉપર પણ સુંદર શણગાર કરવામાં આવ્યો હતો. મનવાર હાઇફ્લાયર ઉપરથી તોપો છોડી બાદશાહી સલામી આપવામાં આવી હતી. શહેનશાહી પધરામણી વેળાએ ઘાટ ઉપરનો દેખાવ ઘણોજ ધ્યાન ખેંચનારો થઇ પડયો હતો. પ્રિન્સેસ ઘાટે પધારતાં બાદશાહી નોકા સૈન્યના ગાર્ડ ઓનરે માન આપ્યું હતું. અને બેંકમાં રાષ્ટ્રિય ગીત વાગવા માંડયું હતું. બંગાળાનો લે. ગવર્નર, અને તેમનું કામદાર મંડળ, ૮ મી લખ્નૌ ડીવીઝન પલ્ટનનો ઉપરી,

ના. શહેનશાહને લેવા તુતક ઉપર ગયા હતા. ત્યાંથી લેફ્. ગવર્નર તથા પલ્ટનનો ઉપરી અધિકારી આગળ ચાલતા હતા અને પછી ના. શહેનશાહ તથા શહેનશાહબાનુ અને લૉર્ડ હાર્ડીંજ તથા લેડી હાર્ડીંજ વિગેરે ચાલતાં ચાલતાં કિનારા ઉપર આવ્યાં હતાં. ઘાટ ઉપર એક મોટો ગંજાવર શામીયાનો ઉભો કરવામાં આવ્યો હતો, જે તે વખતે કલકત્તાના જાણીતા ગૃહસ્થોથી ચિકાર ભરાઇ ગયો હતો. પરદેશી કૉન્સલોની પણ હાજરી ધ્યાન ખેંચતી હતી. શામીયાનાની મધ્યમાં એક સુંદર સિંહાસન ઉપર ઉભું કરવામાં આવ્યું હતું, અને તે ઉપર એ સુંદર તખ્ત ગોઠવવામાં આવ્યાં હતાં. શામીયાનાને રંગબેરંગી વાવટા પતાકા, તથા ફુલપાનથી શણગારવામાં આવ્યો હતો. રીવાજ મુજબ ગાર્ડ ઓફ્ ઓનરની ટુકડીની તપાસ લીધા પછી શહેનશાહી યુગલ તખ્ત ઉપર વિરાજ્યું હતું અને મંડપમાં પહેલાંથી કરેલા બંદોબસ્ત પ્રમાણે આવકાર આપવાનું શરૂ થયું હતું. લે. ગવર્નર સર વીલીયમ ડયુક જેમ જેમ નામો પોકારતા ગયા તેમ તેમ ના. શહેનશાહ સાથે હાજર રહેલાઓની મુલાકાત કરાવવાનું કામ આગળ ચાલ્યું. સૌ પહેલાં બંગાળની એકઝીક્યુટીવ કાઉન્સીલના સભાસદો, સિંહાસન આગળ આવી નમન કરી પોતાની બેઠક ઉપર પાછા ફર્યા હતા. ત્યાર પછી કુચબીહારના ના. મહારાજા, મોરભંજના મહારાજા અને ઓરીસા તથા છોટાનાગપુરના રાજકર્ત્તાઓએ વંદન કર્યું હતું. ત્યાર પછી મુર્શીદાબાદના નવાબ, અને બંગાળના બીજા જાણીતા ઉમરાવો વિગેરે આવ્યા પછી, બંગાળા અને વેપારની નેશનલ ચેંબરોના, પોર્ટ ટ્રસ્ટના, બીજી વેપારી મંડળીઓના પ્રતિનિધિઓ, બંગાળ અને બિહારના જમીનદારો અને મ્યુનીસીપલ કોરપોરેશનના મેંબરો, એ સર્વેએ વંદન કર્યા હતા. બાદ કલકત્તા કોરપોરેશનના ચેરમેન મી. મેડોકસે તે નામદારને આપવાનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. તેનો ઉત્તર આપતાં ના. શહેનશાહે ઘણીજ ગંભીરતાથી જણાવ્યું કેઃ—

"નામદાર શહેનશાહબાનુ અને મારી પોતાની તરફથી, તમોએ કોરપોરેશન અને કલકત્તાના શહેરીઓ તરફથી રાજ્યનિષ્ટા અને ભક્તિભાવની જે ખાત્રી આપી, તે માટે તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મારા પ્યારા પિતા તમારા શહેરમાં રહ્યા હતા તેની તથા છ વર્ષ ઉપરની મારી પોતાની મુલાકાતની તમોએ આપેલી યાદથી મારા ઉપર ઉંડી અસર થવા પામી છે. તે પ્રસંગે તમે અમને આપેલો અંતઃકરણપૂર્વકનો આવકાર અમે કદિ પણ વિસરી શકીએ એમ નથી. વળી આ મોટા શહેરના પહેલવહેલા દર્શનથી અમારામાં હિંદી સામ્રાજ્ય માટે રહેલો જે લાગણી ભર્યો રસ વધવા પામ્યો હતો, તે હજી પણ ન્યૂન થયો નથી. કલકત્તાની ફરીથી મુલાકાત લેવા માટે અને તમારી પ્રગતિ અને ઉન્નતિનો પુરાવો અમારી જાતે જોવાને માટે અમને ઘણો આનંદ થાય છે. દિલ્હીના મહાન્ દરબાર વેળા મેં જાહેર કરેલી બક્ષીસોને પરિણામે કલકત્તા ઉપર ચોકસ પ્રકારની અસર થવા પામશે. પરન્તુ તમારૂં શહેર હિંદના પ્રધાન શહેર તરીકે હંમેશને માટે રહેશેજ. તેની વસ્તી, વેપારી કેન્દ્રસ્થાન અને બહોળા વેપારના મથક તરીકેની તેની મહત્તા, તેની જવલંત ઐતિહાસિક દંતકથાઓ વિગેરે સર્વે કલકત્તાને ઉત્તમ સ્થિતિ આપવા માટે પુરતાં અને અદ્વિતીય જ છે. જે પ્રાંતને બંગાળા ઈલાકો બનાવવામાં આવ્યો અને તેના મુખ્ય શહેર તરીકે કલકત્તાને બતાવવામાં આવ્યું તેથી તેના દરજ્જામાં વધારો થવા પામ્યો છે, અને મને વિશ્વાસ છે કે આ નવા ઈલાકાના ગવર્નર અને તેની કાઉન્સીલના ડહાપણભર્યા કારોબારથી તેની વધારે ઉન્નતિ થશે. અને શાંતિ તથા સુવ્યવસ્થા પ્રવર્તી રહેશે. હું જાણું છું કે તમારામાં એવી અભિલાષાઓએ વાસો કર્યો છે કે હિંદ એક દિન બહોળા ઉદ્યોગ હુન્નરનો અને ખેતીવાડીનો દેશ બને. તમારા કામકાજના સાહસોની પ્રગતિ હું તીવ્ર રસભેર નિહાળતો રહ્યો છું. અને મને વિશ્વાસ

છે કે તમારી વ્યાપાર કુશળ બુદ્ધિએ જે વિજય મેળવ્યો છે, તેથી આ દેશનો યુવકવર્ગ વેપારને એક વિખ્યાત અને માનવંત ધંધા તરીકે લેખવા વધારે ને વધારે આકર્ષાશે. તમારી માયાળુ ઇચ્છાઓ અને પ્રાર્થનાઓ માટે હું તમારો આભાર માનું છું. અમારા હિંદી સામ્રાજ્યના કલ્યાણમાં વૃદ્ધિ કરવા માટે અમે સર્વદા અંતઃકરણપૂર્વક પ્રયાસ આદરીશું. અને અમે ઉત્સાહપૂર્વક આશા રાખીએ છીએ કે અમારા વંશ અને અમારી હિંદી પ્રજા વચ્ચે જે ઉમળકાભર્યો પ્રેમ હાલ અસ્તિત્વ ધરાવે છે, તે જેમ જેમ વર્ષો વહેશે તેમ તેમ દઢતર થતો જશે."

આ પ્રમાણે માનપત્રની ક્રિયા સંપૂર્ણ થતાં શહેનશાહી સરઘસ કહાડવામાં આવ્યું હતું. આગળની ગોઠવણ મુજબ, તે વખતે સરઘસના મોખરે ડેપ્યુટી પોલીસ કમીશનર તથા તેની પછવાડે બ્રીટીશ ઘોડેસ્વાર લશ્કરની ૪ ટુકડીઓ બેટરી સાથે ચાલતી હતી. તે બાદ બ્રીગેડયર જનરલ ફ્રેન્સો અને તેનો સ્ટાફ, જનરલ મેહીન અને તેનો સ્ટાફ, શહેનશાહી રાજકુમારોનો રસાલો, અને કલકત્તા લાઇટ હોર્સની ટુકડીઓ ગોઠવાઇ ગઇ હતી. ના. શહેનશાહબાનુનો રથ બરાબર મધ્ય ભાગમાં ચાલતો હતો. રથની પાછળ સોનેરી છત્ર અને ચામર ધરવામાં આવ્યા હતા. બૉડીગાર્ડના કમાંડર મેજર હોલ્ડન અને પોલીસ કમીશનર મી. હોલીડે બાદશાહી રથની જમણી બાજુએ ઘોડેસ્વાર થઇને ચાલતા હતા. કલકત્તા લાઇટ હોર્સના કમાંડર કરનલ એપોસ્ટો લાઇડસ ડાબી બાજુએ ગોઠવાયો હતો. આગલા ભાગમાં ડચેસ ઓફ ડેવનશાયર, લેડી વેનીશીયા બેરીંગ અને બાદશાહી રસાલાના બીજા સભ્યોની ગાડીઓ તેમજ બોડી ગાર્ડો, અને હિંદી ઘોડેસ્વારની લશ્કરી ટુકડીઓ નજરે પડતી હતી. મેદાનમાં જે ગંજાવર માંચડાઓ ઉભા કરવામાં આવ્યા હતા, તે ઉપરથી સંખ્યાબંધ તમાશગીરોએ ના. શહે-

નશાહી પરિવારને મોટી હર્ષ ગર્જનાઓથી આવકાર આપ્યો હતો. રેડરોડ ઉપર શહેનશાહી સરઘસ આવી પહોંચતા આખું મેદાન લોકોથી ચીકાર ભરાઇ ગયું હતું. આ જગ્યાએ રસ્તા ઉપર નિશાળોના વીસ હાજાર બાળકોની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી. આ બાળકોએ શહેનશાહી યુગલનાં માનાર્થે કવિતાઓ ગાઇ હર્ષભર્યો આવકાર આપ્યો હતો. આ બધો વખત શહેનશાહી રથ બહુ ધીમી ચાલથી ચલાવવામાં આવતો હતો. આ પ્રમાણે સરઘસના આકારમાં ના. શહેનશાહ વિગેરે સરકારી મહેલમાં લંચ વખતે આવી પહોંચ્યા હતા. તે વખતે ત્યાં ના. લૉર્ડ હાર્ડીંગે, સર ઓમુરક્રીગ, એડમીરલ સ્લેડ, વાઇસરોયની કાઉન્સીલના સભ્યો, સર ક્ષેરેન્સ જેન્કીન્સ, હાઇકોર્ટના બીજા જડજો તથા મોટા સરકારી અમલદારોની ના. શહેનશાહ સાથે ઓળખાણ કરાવવામાં આવી હતી. ફોર્ટ વીલીયમ ઉપર બાદશાહી વાવટો ચઢાવવામાં આવ્યો હતો. આ વખતે ના. શહેનશાહબાનુએ ક્રીમ કલરનો પોશાક ધારણ કર્યો હતો. અને રંગ–બેરંગી ફુલોની ટોપી માથે ધરી ધરી હતી. તે ઉપરાંત હીરા–મોતીના આભૂષણોપર રાજતેજમાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં. મહેલમાં પહોંચ્યા પછી કેટલીક સરતો થવાની હતી, પરંતુ ના, શહેનશાહ પધારી શક્યા નહોતાં. સાંજે "ઝુઓલોજીકલ ગાર્ડન્સ–" પ્રાણી વિદ્યાના બાગની, તે નામદારોએ મુલાકાત લીધી હતી. લૉર્ડ હાર્ડીંજ તથા લેડી હાર્ડીંજ પણ તે વખતે સાથેજ હતાં. બાગના સુપ્રીન્ટેન્ડન્ટ મી. બી. બાસુ અને આસિ. સુપ્રી. મી. ગંગુલીએ તેઓને સઘળે સ્થળે ફેરવીને પ્રાણીઓની ઓળખ આપી હતી. બગીચામાં તેઓએ જે જોયું તે માટે તથા ખાસ કરીને સિંહના બચ્ચા, વાઘો અને સાપો માટે પોતાનો સંતોષ જાહેર કર્યો હતો.

રવીવાર તા. ૩૧ મી એ ના. શહેનશાહ અને શહેનશાહબાનુ સેંટપોલના કેથીડ્રલમાં પ્રાર્થના વેળા હાજર થયાં હતાં. આ વખતે

એટલે મહેલમાંથી દેવળ જતી વખતે ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ ગાડીમાં બેઠક લીધી હતી, તથા રસ્તા ઉપર પોલીસે બંદોબસ્ત રાખ્યો હતો. બીસપ કોપલસ્ટને પ્રાર્થના કરતાં ના. શહેનશાહની મુલાકાતથી દેશમાં ઉપજેલી ખુશાલીનો ધર્મને લગતો ભાગ જણાવ્યો હતો. એજ દિવસે હિંદુ બન્ધુઓએ પણ પોતાના દેવળોમાં સંકીર્ત્તન કરી ના. શહેનશાહી યુગલની દીર્ઘાયુષ્ય તથા સુખ—આબાદી ચાહી હતી. સાંજના ચાર વાગે બીડનસ્કવેરમાં ગૌરાંગ પ્રભુની મૂર્ત્તિ પણ પધરાવવામાં આવી હતી, અને એક શામીયાનો ઉભો કરવામાં આવ્યો હતો. પાછલા પહોરે સંકીર્ત્તન કરનારી ટોળીઓ એકઠી થઇ હતી અને જૂદી જૂદી રાગ રાગણીઓમાં, કીર્ત્તનો ગાયાં હતાં. સાંજના પાંચ વાગે લોકોનું એક મોટું ટોળું એકઠું થયું હતું અને કીર્ત્તન કરતું મહોલ્લાઓમાં ફરવા નીકળ્યું હતું. બપોરે ના. શહેનશાહબાનુએ "બોટેનીકલ ગાર્ડન્સ" ઝાડપાનની વિદ્યાના બાગની ખાનગી મુલાકાત લીધી હતી, જ્યારે ના. શહેનશાહે આશાયેશ લીધો હતો. આ આખો દિવસ સરકારી મહેલ આગળ લોકોની ભારે ઠઠ ના. શહેનશાહના દર્શન કરવાને એકઠી થઈ હતી.

તા. ૧ લી ને સોમવારે સવારે ના. શહેનશાહે મેજર જનરલ બ્રાયન મેહોનની સરદારી હેઠળનાં રેગ્યુલર્સ અને વોલંટીયર્સ ટુકડીઓના બનેલા લશ્કરની તપાસ લીધી હતી. આ વખતે સૂર્યના કીરણોની વચ્ચે જુદી જુદી લશ્કરી ટુકડીઓનો દેખાવ ઘણોજ સુંદર તથા મનમોહક લાગતો હતો. ના. શહેનશાહ જ્યારે તપાસ લઇ, ઘોડેસ્વાર થઈ, પોતાના સ્ટાફ સાથે પરેડ ગ્રાઉંડ ઉપરથી પસાર થયા ત્યારે આખા લશ્કરે સફસમારી ઓર્ડરમાં હારબંધ ગોઠવાઇ જઇને ના. શહેનશાહ તથા બાનુને માટે ખુશાલીના ત્રણ પોકારો કીધા હતા, તે વખતનો છેવટનો દેખાવ ઘણોજ હેરત પમાડનારો થઇ પડયો હતો.

બપોરે ના. શહેનશાહબાનુ સાથે મોટારમાં બેસી સરતો જોવા ગયાં હતાં. પોલોગ્રાઉન્ડ ઉપર સરતો જોવા માટેના ખાસ મંડપમાં તે નામદારો બેઠાં હતાં. પોલોની રમતનું અર્ધું પરિણામ જોઇ, તે નામદારો સરકારી મહેલમાં પાછા ફર્યાં હતા. ત્યાર પછી તે નામદારો સમક્ષ દિલ્હીના મી. ઇમીઆઇજરને રજુ કરવામાં આવ્યાં હતાં. તેમની સાથે એક કલાક સુધી હિંદી કળાઓના નમુનાનો સંગ્રહ જોયો હતો.

તા. ૨ જી ને મંગળવારે ઢંઢેરાની કવાયત ના. શહેનશાહે નિહાળી હતી. તે વખતે તેઓશ્રી ઘોડા ઉપર વિરાજ્યા હતા અને તેમની પાછળ સરઘસરૂપે મેજર કેઇલી, સેનાધિપતિ, ના. ગવર્નર જનરલ, ડયુક ઓફ ટેક તથા કેટલાક અમલદારો ઉપરાંત વિકાનેર અને ગ્વાલીયરના મહારાજાઓ, ઓન. મેજર જનરલ પ્રતાપસીંગ અને ત્યાર પછી ના. શહેનશાહબાનુની ગાડી તથા લૉર્ડ હાઇસ્ટુઅર્ટ, કેપ્ટન હર્સ્ટ વિગેરેની બાનુઓ, અને લેડી હાર્ડીંજ, માર્ક્વીસ ઓફ ક્રયુ વિગેરે હતાં. ડફ્રીનના બાવલા આગળથી કેટલાક અંગરક્ષકો સાથે જોડાયા હતાં. સરઘસ રેડ રોડ ઉપર થઇને ગયું હતું. મેદાનમાં આવી પહોંચતાં તે નામદારોને બાદશાહી સલામી આપી આવકાર આપવામાં આવ્યો હતો. ત્યાર બાદ તે નામદારે ઘોડા ઉપરથી અને શહેનશાહબાનુએ ગાડીમાં બેઠા બેઠા કવાયત જોઇ હતી. કવાયદ પુરી થતાં ૧૦૧ તોપોની સલામતી આપવામાં આવી હતી. આ કવાયત માટે નવ હજાર લશ્કરીઓને હાજર કરવામાં આવ્યા હતા. સૌથી પહેલી હારમાં નાવિક લશ્કર હતું. જૂદી જૂદી રેલવેઓની વોલંટીયર ટુકડીઓ, પંજાબી, કર્નાટકી અને ગુરખાઓની બંદુકની બ્રિગેડની ટુકડીઓ પણ ગોઠવાઈ ગઇ હતી. લોકોની ઠઠ પણ પુષ્કળ મળી હતી. જુદા જુદા બેંડો પણ વાગી રહ્યા હતા. બાદ ના. રાજા અને રાણી સરકારી મહેલમાં પાછા ફરવા વિદાય થયાં હતાં. તે વખતે ના. શહેનશાહ કીડરપોર રોડ ઉપર આવી પહોંચ્યા

ત્યાં આગળ પ્રેક્ષકો—દેશીઓની મોટી ઠઠ જામી હતી. એક પહેરાવાળો સીપાહી લોકોને દૂર હઠાવવા પોતાની લાઠી ફેરવતો હતો. એજ વખતે ના. શહેનશાહે પેલા લાઠીવાળાને હાથની ઈસારત કરી તેમ કરતા અટકાવ્યો હતો. તે પહેરેગીરને પોતાની ફરજ બજાવતો જોઈ ના. શહેનશાહે ઉંચો હાથ કરી લાઠી ઉગામવાનું બંધ કરવા કહ્યું હતું. તેથી લોકોના મન ઉપર તેની જબરી અસર થઇ હતી.

બપોરે સરકારી મહેલના કંપાઉંડમાં એક ગાર્ડનપાર્ટી આપવામાં આવી હતી. તેમાં લગભગ ત્રણ હજાર પરોણાઓને આમંત્રવામાં આવ્યા હતા. એ બધાનો કંપાઉંડમાં સમાવેશ થયો હતો. ગ્વાલીયર, બીકાનેર, દરભંગા અને બરદ્વાનના મહારાજાઓએ પણ આ ગાર્ડન-પાર્ટીમાં હાજરી આપી હતી. ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ બપોરથી છેક સાંજ સુધી આ પાર્ટીમાં હાજરી આપી હતી. તે નામદારોની ખિદમતમાં મિસ્ટ્રેસ ઓફ ધી રોબ્સ, માર્કવીસ ક્રયુ, ડયુક ઓફ ટેક, વિગેરે હાજર રહ્યાં હતાં. પાર્ટીમાં શાંતિ અને ગંભી-રતા છવાઇ રહી હતી; અને સંગીત તથા બાગની મધુરતાનો સર્વે ઉપભોગ લેઇ શક્યાં હતાં. સૌથી કરતાં વધારે જાણવાજોગ બીના તો એ હતી કે દેશી અમલદારો સાથેની તે નામદારની મુલાકાત, દરમીયાન, તે નામદાર હિંદુસ્તાની ભાષામાં બોલવા લાગ્યા હતા.

સાંજના સરકારી મહેલમાં લેવી ભરવામાં આવી હતી. આ દરબારમાં એક હઝાર અમલદારો અને ગૃહસ્થોને ના. શહેનશાહ સન્મુખ રજુ કરવામાં આવ્યા હતા. અમલદારોએ પોતપોતાના કોર્ટના પોશાકો ધારણ કર્યા હતા. ના. શહેનશાહ બરાબર ૯—૩૦ મીનીટે તખ્તવાળા દિવાનખાનામાં ડયુક ઓફ ટેક સાથે હાજર થયા હતા. બાદશાહી રીવાજ મુજબ લેવીનું કામકાજ શરૂ થયું હતું. પ્રથમ ખાનગી મુલાકાતના હક્કવાળા, પછી જાહેર હક્કવાળા, અને ત્યારપછી

અમલદારોને ના. શહેનશાહ સમક્ષ ક્રમવાર રજુ કરવામાં આવ્યા હતા. લેવીનું કામકાજ લગભગ ૧૧ કલાક સુધી ચાલ્યું હતું. મેળાવડાનો દેખાવ ઘણોજ દબદબાભર્યો અને ધ્યાન ખેંચનારો થઇ પડયો હતો.

તા. ૩ જી ને બુધવારે ના. શહેનશાહ રસાલા સાથે સરતના મેદાનમાં પધાર્યા હતા. પોલોની સરતમાં હરિફાઈ કરનારી ૧૦ મી હુસ્સાર્સ અને સ્કાઉટસની ટુકડીઓ હાજર થઇ હતી. રમતમાં સ્કાઉટસ ટુકડી જીતી હતી. જેને ના. શહેનશાહે પ્યાલો–કપ–ઇનામમાં આપ્યો હતો. બપોરે તે નામદારો ઘોડદોડની સરત જોવા ગયા હતા. તે વખતે પણ બાદશાહી સ્ટાફ સાથે રહ્યો હતો. મેદાનમાં પહોંચતાં ના. ગવર્નર જનરલ તથા તેમની પત્નીએ તે નામદારને આવકાર આપ્યો હતો. મેદાનની સરતો નિહાળી જતી વખતે મી. જે. સી. ગ્લેડસ્ટન નામના જીતનારને તે નામદારે ઇનામનો પ્યાલો–કપ ભેટ આપ્યો હતો. તે ઉપરાંત ૧૦૦ ગીનીનું એક વાર્ષિક ઈનામ જીતનારને આપવા તે નામદારે તે વખતે જાહેર કર્યું હતું, આ ઈનામને "કિંગ–એમ્પરર્સ કપ" કહેવામાં આવશે. બાદ તે નામદારો રેસ કોર્સની પશ્ચિમ બાજુએ થઈ રેડરોડ થઇ સરકારી મહેલમાં પધાર્યા હતા.

રાત્રે કલકત્તાના મેદાનમાં થયેલા "ટોર્ચ લાઈટ" બળતી મશાલોનો નાચ અને આતશબાજી વખતે તે નામદારોએ હાજરી આપી હતી. સરકારી મહેલ બહાર એક ઉંચા તખ્ત ઉપર તે નામદારો છેક છેવટ સુધી જોતાં બેસી રહ્યા હતા. નાચમાં કલકત્તાની જુદી જુદી ટુકડીઓએ ભાગ લીધો હતો, અને દેખાવ ઘણો મનોરંજક થઇ પડયો હતો. આખું કલકત્તા શહેર તે જોવાને માટે નીકળી પડયું હતું, અને લાખો માણસોની ગીરદી થઈ હતી. રાત્રે સાડાઅગીઆર વાગતા સુધી આ નાચ તથા આતશબાજી ચાલી હતી. લાખો માણસોના આ મેળાવડામાં એક પણ અકસ્માત બન્યો નહોતો.

તા. ૪ થી ને ગુરૂવારે સવારમાં આઠ વાગ્યે ના. શહેનશાહ પોતાના રસાલા સાથે સુરતના મેદાનમાં ગયા હતા. બપોરના તેઓ-શ્રીએ વીકટોરીઆ મેમોરીઅલની મુલાકાત લીધી હતી. ત્યાં લેફ. ગવર્નર સર વીલીયમ ડયુક, મેમોરીઅલ કમીટીના ચેરમેન સર સેસીલ ગ્રેહામ, શિલ્પશાસ્ત્રી સર વિલિયમ એમેંસન, તથા ધારાસભાના સભાસદો તેમજ બીજાઓએ તે નામદારને આવકાર આપ્યો હતો. ના. શહેન-શાહને બાંધકામને લગતા નકશા બતાવવામાં આવ્યા હતા. જે તે નામદારે ઘણા ઉત્સાહથી નિહાળ્યા હતા. તે ઉપરાંત જુની શોધખોળ કરનારા સર વીલીયમ ઇમર્સનને પણ કેટલાક સવાલો પૂછ્યા હતા. તે નામદારે બીલ્ડીંગનો નમુનો પણ તપાસ્યો હતો. આ નમુનામાં મહારાણી વિક્ટોરીયાનું બાવલું ત્યાં ઉગતા લીલોતરીવાળા વિભાગની વચમાં મુકવાની નામદાર શહેનશાહે ભલામણ કીધી હતી. બાદ જય-પુરની પત્થરની ખાણોમાંથી મેમોરીઅલના મકાન માટે આરસપહાણના પત્થર ઉપર કરવામાં આવેલું કોતરકામ પણ તે નામદારે નિહાળ્યું હતું. અત્રે જતી વેળા તે નામદારે એવી યાદ આપી હતી કે બરોબર છ વર્ષ ઉપર એજ વખતે અને એજ કલાકે મેં આ મકાનનો પાયો નાંખ્યો હતો. બાદ નામદાર શહેનશાહે સર્વેનો ઉપકાર માની તથા મકાનના આગળ વધેલા કામકાજ માટે મી. ઇમર્સનને ધન્યવાદ આપી વિદાય થયા હતા. બાદ કલકત્તા મ્યુઝીયમની મુલાકાત લેવામાં આવી હતી; જ્યાં વીકટોરીયા મેમોરીઅલ સંગ્રહસ્થાન તથા કલાનું સંગ્રહસ્થાન તે નામદારોએ જોયું હતું. તે ઉપરાંત આખું મ્યુઝીયમ જોઇ, તે માટે પોતાનો સંતોષ દર્શાવી સરકારી મહેલમાં હંકારી ગયા હતા. ત્રણ વાગે ટોલીગંજ ખાતે ઘોડાઓનું પ્રદર્શન જોવા તે નામદારો પધાર્યા હતા. જ્યાં કલ-બના સભાસદો તથા હઝારો લોકોએ ભારે આવકાર આપ્યો હતો. ના. શહેનશાહે ઘોડાની ટટી કુદવાની રમત આ પ્રસંગે જોઈ હતી;

રમત ખલાસ થતાં ના. શહેનશાહબાનુએ ફત્તેહમંદ થએલાને ઈનામો વહેંચી આપ્યાં હતાં. બાદ ખુશાલીના પોકારો વચ્ચે તે નામદારો ઉપડી ગયા હતા.

રાત્રે નવ વાગતાં ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ સરકારી મહેલમાં ખેતાબો એનાયત કરવાની દરબાર ભરી હતી. તે નામદારો તખ્તવાળા દીવાનખાનામાં વિરાજ્યા હતા; અને સોનેરી ખુરશીઓ ઉપર પોતાની બેઠક લીધી હતી. જમણી બાજુએ લોર્ડ હાર્ડીંજ માર-ક્વીસ ઓફ ક્રયુ, અને બીજાઓ ગોઠવાયા હતા; જ્યારે ડાબી બાજુ ઉપર લેડી હાર્ડીંગ, ડચેસ ઓફ ડેવનશાયર વિગેરે એ સિંહાસનના હેઠળના ભાગમાં ગોઠવેલી ખુરશીઓ ઉપર બેઠક લીધી હતી. કીમતી પોશાકમાં સજ્જ થયેલી લગભગ ૪૫૦ બાનુઓએ હાજરી આપી હતી. બાદ કેટલાક ગૃહસ્થોને નાઇટહુડ, આપ્યા હતાં, તથા તેમને ઓર્ડ-રના વિભાગ પ્રમાણે સનંદો આપવામાં આવી હતી. આ પ્રમાણે કોર્ટનું કામકાજ બાદશાહી રીવાજ મુજબ થઇ રહ્યા પછી તે નામદારો હોદ્દાવાર સરઘસના રૂપમાં ગોઠવાઈ ગયેલા અમલદારો વચ્ચે થઇને પસાર થયા હતા. તે નામદારોનો ઝભ્ભો આ વખતે મુર્શીદાબાદ અને મોરભંજના મહારાજાઓના કુમારોએ ઉંચકયો હતો—જે બંન્ને રાજ-વંશીઓએ ગાર્ટર, તથા ક્રાઉન ઓફ ઇન્ડીઆના ચાંદો લટકાવ્યા હતા.

તા. ૫ મીને શુક્રવારે ૭–૪૫ કલાકે ના. શહેનશાહ ડયુક ઓફ ટેક તથા મેજર લૉર્ડ ચાર્લ્સ ફીટસમોરીસ અને મેજર વિગ્રામ સાથે મેદાનમાં ફરવા ગયા હતા. બપોરના પહેલા ભાગમાં તેઓ ના. શહેનશાહબાનુ તથા રસાલા સાથે સરકારી મહેલથી ચંદપાળ ઘાટ ઉપર ગયા હતા. જ્યાં સર ડેવીડયુલે તે નામદારને આવકાર આપ્યો હતો. સઘળાઓ હુગલી નદીમાં “ એમ્પ્રેસમેરી ” નામની સ્ટીમરમાં બેસી રાજગંજ ખાતે ગયા હતા, અને ત્યાં બળદેવ જ્યુટ મીલની

મુલાકાત લીધી હતી. સર ડેવીડે તે નામદારો સાથે ફરીને સર્વ વ્યવસ્થા બતાવી હતી; અને સુપ્રીન્ટેન્ડન્ટની પણ મુલાકાત કરાવી હતી. બાદ સર્વ સરકારી મહેલમાં પાછા વળ્યા હતા.

બપોરે મોટો બાદશાહી તમાસો થયો હતો. તે વેળા તે નામદારો સરઘસ રૂપે મેદાનમાં હંકારી ગયા હતા. સરઘસ રસ્તામાં હતું તે દરમીયાન મેદાનમાં એમ્ફીથીએટરમાં નિમંત્રવામાં આવેલા લોકોની ધમાલ ચાલી રહી હતી. ૨॥ વાગતામાં બધા લોકો આવી પોત પોતાના સ્થાને ગોઠવાઇ ગયા હતા. મેદાનની બહાર, એમ્ફીથીએટરમાં શું બને છે, તે પણ જોઈ શકાય નહિં તેટલી દૂરે પણ હજારો બંગાળીઓ ઉભા રહ્યા હતો. થોડીવારમાં તાળીઓ તથા હર્ષ ગર્જનાઓનો પોકાર થઇ રહેતાં ના. શહેનશાહ તથા શહેનશાહબાનુના આગમનની વાત ચોતરફ પ્રસરી ગઈ હતી. માથે સોનેરી છત્ર તથા સુરજમુખવાળી ગાડીમાંથી તે નામદારો દમામભરી રીતે ઉતર્યા હતા અને તેજ વખતે નિયમ પ્રમાણે બેંડોએ રાજગીત શરૂ કર્યું હતું. લશ્કરીઓએ હથીઆરો નીચે નમાવ્યા હતા, અને મુર્શીદાબાદના નવાબ, બર્દ્વાનના મહારાજા તથા તમાસાની સત્કાર કમીટીના બીજા ગૃહસ્થોએ તેઓને આવકાર આપ્યો હતો. ખાસ તખ્ત ઉપરના સિંહાસનો ઉપર તે નામદારો વિરાજ્યા ત્યાર બાદ મુર્શીદાબાદના નવાબને તેઓની સમક્ષ રજુ કરવામાં આવ્યા હતા. અને તેમણે બંગાળ, બીહાર, ઓરીસા, આસામ વિગેરે પ્રાંતના લોકો તરફથી એક થાળીમાં મુકીને ૧૦૧ સોના મહોરો તે નામદારો સન્મુખ ધરી હતી. તેને હાથ અટકાડી તે પાછી આપવામાં આવી હતી. તમાસાની શરૂઆતમાં નાચનો પ્રથમ દેખાવ રજુ કરવામાં આવ્યો હતો. તેમાં મોરભંજના મહારાજાના લોકો મુખ્ય હતાં. તેઓ અર્ધ નગ્ન, મોટા પાઘડાવાળા તથા હાથમાં તરવારો લીધી હતી. શરીરે રાખ ચોળી હતી અને ભૂરા જાકીટ તેમજ નાનાં ધોતીયાં

પહેર્યાં હતાં. આ નાચ ઘણાં જુના વખતનો હતો. સને ૧૮૦૩ માં અંગ્રેજો આવ્યા, ત્યાં લગી તે પ્રચલિત હતો. બાદ નવરોજનો વરઘોડો નીકળ્યો હતો. તેમાં ઘોડાઓ તથા ઊંટો હતા, તેમની ઉપર કાળાશવાળી અને ભુરા રંગની ઝાલરોવાળા કપડા નાંખવામાં આવ્યા હતાં અને ઉપર નગારા વાગતાં હતાં. બાદ સોનેરી હોદ્દાવાળા હાથીઓની હાર નીકળી હતી. આ હાથીઓ ઉપર સુંદર પોષાકમાં માવતો વાવટાઓ સાથે બેઠા હતા. ત્યાર પછી રણશીંગડાવાળાઓ આવ્યા હતા. અને પછી પ્લાસીના યુદ્ધમાં કલાઇવ સાથે લડનારાઓના પોષાકમાં સજ્જ થયેલાઓ આવ્યા હતા. આ સરઘસમાં પૂર્વની જાહોજલાલીનું તાદ્દશ્ય ભાન થતું હતું. આ દેશના પ્રાચીન રાજા–મહારાજાઓ ખુશાલીના પ્રસંગોએ કેવા સરઘસ કહાડતા હતા, અને ગંગા નદીના પ્રદેશવાળા ભાગોમાં રહેતા પ્રાચીન આર્યો કેવા પ્રકારનો ધર્મ તથા ક્રિયાઓ કરતા હતા તેનો ખ્યાલ બહુ ફત્તેહમંદ રીતે આપવામાં આવ્યો હતો. તે ઉપરાંત ઐતિહાસિક દેખાવો રજુ કરવામાં પણ સારી કાળજી બતાવવામાં આવી હતી; અને તેમાં કોઈ પણ ધર્મનો તફાવત રાખવામાં આવ્યો નહોતો. મહોમેદન રાજાઓના અમલમાં જે પ્રકારની ધામધુમો તથા ક્રિયાઓ થતી, તેનો પણ ચિતાર રજુ કરવામાં આવ્યો હતો. હિંદુધર્મના તમાસાઓમાં દશેરાની સ્વારી અને ઓરીસાવાળા નાચે મુખ્ય ભાગ ભજવ્યો હતો. રામાયણમાં જે પ્રકારે રામની લંકા ઊપરની ફતેહ વર્ણવી છે તેવા પ્રકારનો આબાદ ચીતાર રજુ કરવામાં આવ્યો હતો. છેક છેવટે બે હાથીઓ જેને ભોળા હાથીઓના નામથી ઓળખવામાં આવે છે, તે આવ્યા હતા. તેમનાં ઉ-ઉપરથી, ફકીરોને દાન આપવાના પૈસા ફેંકવામાં આવતા હતા. તે ઉપરાંત હાથીઓની ગાડી તથા કેટલાક ધાર અને કીશનગઢના ઘોડાઓ પોતાના પાછલા પગે ઉભા થઈ નાચતા ચાલતા હતા. આ પ્રમાણે

તમાસાનું કામ પુરૂં થતાં રાજવંશી યુગલે થોડાક રસાલા સાથે ખાસ શામીયાનાની આસપાસ કે જ્યાં લોકો ઉભા હતા, ત્યાં પોતાની ગાડી ફેરવી હતી. એ વખતે બંગાળી પ્રજાએ તેમને હર્ષનાદથી વધાવી લીધા હતા. 'રાજાકી જય' એવી ગર્જનાઓ સ્પષ્ટ રીતે સાંભળી શકાતી હતી. આ ઉપરાંત પણ પોતે નિડરતાથી અને અત્યંત પ્રેમથી રસાલા વગર લોકોની વચ્ચમાં થઇને ગાડી હંકારી ગયા હતા અને પ્રેમાળ તથા ઉત્સાહી અભિવંદન મેળવતાં રેડરોડને રસ્તે થઇને સરકારી મહેલમાં પધાર્યા હતા.

આજના દિવસની શહેનશાહી પ્રવૃત્તિમાં ઘણા જાણવાજોગે પ્રસંગો બન્યા હતા. ના. શહેનશાહ એકવાર પોતાના રસાલાના ત્રણ ગૃહસ્થો સાથે ઘોડેસ્વાર થઇને રેડરોડ ઉપરથી પાછા ફરતા હતા, ત્યારે કસ્ટમ હાઉસનો એક નોકર જે યુરેઝીયન હતો, તે લોકોનાં ટોળાં વચ્ચેથી ધસી આવ્યો અને ના. શહેનશાહ પાસે જઇને બોલ્યો કે "તમો નામદારને મારે એક બોલ કહેવો છે." ના. શહેનશાહ, જેઓ પોતાના ઘોડાને કદમ કદમ ચલાવતા હતા, તેઓએ પાછું ફરીને જોયું અને સહેજ હસ્યા. પેલો યુરેઝીયન કાંઇ પણ બોલવા પામે, તે પહેલાં પોલીસના માણસોએ તેને પકડયો અને પોલીસ ગેઇટમાં લઈ જવામાં આવ્યો. તે માણસે પોતાને પકડવા સામે વાંધો ઉઠાવતાં જણાવ્યું કે કસ્ટમ ખાતાના યુરેઝીયનોને વધારે સારી હાલતમાં મુકી શકાય એવી એક યોજના તે રજુ કરવાનો હતો. વધારામાં તેણે જણાવ્યું કે મારી ખાત્રી હતી કે ના. શહેનશાહ મારી અર્જ ધ્યાનપૂર્વક સાંભળત! છતાં જો તે નામદારને મારા આ વર્તનથી ખોટું લાગ્યું હોય તો તે માટે દીલગીર છું. ના. શહેનશાહે મહેલમાં જઇ આ સંબંધે પૂછપરછ કરી હતી, અને તે માણસ સામે કશું પણ કામ નહીં ચલાવતાં છોડી દેવાનો હુકમ ફરમાવ્યો હતો.

આજના આગલા દિવસે ના. શહેનશાહબાનુએ કેટલીક હોસ્પીટલોની મુલાકાત લીધી હતી. તે દરમીયાન એક જાણવાજોગ બનાવ બન્યો હતો. જે વખતે તે નામદાર ડફ્રીન હોસ્પીટલની મુલાકાત લેતાં હતાં, ત્યારે તે નામદારને વૉર્ડમાં દાખલ થતાં જોઇ એક દેશી બાનુએ પોતાનું મુખ બુરખાથી ઢાંકી દીધું હતું. આ દેખાવ જોઇને ના. શહેનશાહબાનુએ, લેડી સુપ્રીન્ટેન્ડન્ટને આમ કરવાનું કારણ પૂછ્યું, તેના જવાબમાં તે નામદારને જણાવવામાં આવ્યું કે એ સ્ત્રીએ પરદાના રીવાજને માન આપ્યું છે, અને કોઇ પુરૂષ અંદર આવતો હશે, એવી બીકથી તેણીએ બુરખો ઢાંકી દીધો છે. આ ઉપરથી ના. શહેનશાહબાનુએ નમ્રતાથી જણાવ્યું કે પરદાના રીવાજને માન આપવું જોઇએ એમ કહીને નામદારે પોતાના રસાલા સાથે આવેલા ગૃહસ્થોને હોસ્પીટલના કંપાઉંડથી દૂર રહેવાનો હુકમ કર્યો હતો.

રાત્રે બાદશાહી યુગલના આગમનની ખુશાલી અર્થે શહેરમાં રોશની કરવામાં આવી હતી. આ રોશની એટલા બધા મોટા પાયા ઉપર કરવામાં આવી હતી કે જેવી રોશની કલકત્તામાં આગળ કદી જોવામાં આવી નહોતી. ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ સરકારી મહેલના દાદર ઉપરથી આ રોશની નિહાળી હતી. તે સિવાય ગવર્નર જનરલ તથા લેડી હાર્ડીંજ તરફથી એક નાચ–ડેન્સનો મેળાવડો કરવામાં આવ્યો હતો. તે વખતે પણ ના. શહેનશાહ વિગેરે એ પોતાની હાજરીનું માન આપ્યું હતું. મેળાવડો જો કે સરકારી નહોતો, તે છતાં બહુ ભવ્યતા વાળો થયો હતો. શરૂઆતમાં ના. શહેનશાહ, લેડી હાર્ડીંજ સાથે અને ના. શહેનશાહબાનુ લોર્ડ હાર્ડીંજ સાથે ડેન્સમાં ઉતર્યા હતા. ના. શહેનશાહબાનુએ આ વખતે ફ્લાવર્ડ બ્રોકેટ સજ્યો હતો અને પોખરાજનાં ઘરેણાં પહેર્યાં હતાં.

તા. ૬ ઠી ને શનિવારે ના. શહેનશાહે કલકત્તા યુનીવર્સીટી તરફનું માનપત્ર સરકારી મહેલમાં સ્વીકાર્યું હતું. ૧૦॥ વાગતાની પહેલાં

યુનીવર્સીટીના ઓર્ડીનરી અને ઓનરરી ફેલોઝને, એ. ડી. કાં. તખ્ત-વાળા દિવાનખાનામાં લેઇ ગયો હતો; અને તે સઘળાઓ તખ્તની બંને બાજુએ ગોઠવાઈ ગયા હતાં. તેમાં ઓ. સર હારકોર્ટ બટલર, ઓ. સર ફ્લીટ ઉડવીલસન, ઓ. સર રોબર્ટ કાર્લાઇલિ, ઓ. સૈયદ અલી-ઇમામ, સર લોરેન્સ જેન્કીન્સ, એડવોકેટ જનરલ, સર ગુરૂદાસ બેનરજી તથા તે ઉપરાંત ૨૦૦ ગેજ્યુએટોને, નામદાર શહેનશાહને નમન કરવાની તક આપવામાં આવી હતી. બાદ ગવર્નર જનરલ, ચેન્સેલર તરીકેના જભા સાથે આવી પહોંચતા, યુનીવર્સીટીના વાઇસ ચેન્સેલર સર આસુતોષ મુકરજીએ આવકાર આપ્યો હતો. બરાબર ૧૦ાા વાગે ના. શહેનશાહ, રસાલા સાથે ધીમે પગલે ચાલતા દીવાનખાનામાં દાખલ થયા હતા. તે વેળા વાઇસરોયના બેંડે રાજગીત લલકારી આવકાર આપ્યો હતો. તે પછી વાઇસ ચેન્સેલર સર આસુતોષ મુકરજી બહાર આવ્યા અને ના. શહેનશાહને નમન કરી આવકારનું માનપત્ર વાંચવાની શરૂઆત કરી હતી. તેમાં ના. શહેનશાહી યુગલને આવકાર આપતાં ગ્રેટબ્રિટનના આભાર તળે હિંદે, પશ્ચિમ તરફનો કેળવણીનો, સાયન્સનો, અને સાહિત્યનો લાભ મેળવ્યો છે, તે માટે ઉપકાર માન્યો હતો. આવા પશ્ચિમ તરફના સુલેહ શાંતિવાળા રાજ્ય સાથે હિંદનું જોડાણ થયું તે માટે પ્રભુનો ઉપકાર માનતાં હિંદી યુનીવર્સીટીઓની ફરજો અને જોખમદારીઓ સંબંધે વિવેચન કર્યું હતું. તેમા ખાસ કરીને એવું જણાવવામાં આવ્યું હતું કે—યુનીવર્સીટીઓ બરાબર ખ્યાલ ધરાવે છે કે દેશની ઉન્નતી અને આબાદી માટે કેળવણી કિંવા જ્ઞાનના માર્ગ ઉપર દેશને લેઈ જવાની, અને તે બાબત ઉપર અંકુશ રાખવાની તેમની ફરજ છે કે જેથી જે બહોળા વિસ્તારવાળી મનઃશક્તિની ખીલવણી એકાએક થવા પામે છે, તેથી યુવકોના મન ઉપર મર્યાદિત જ અસર થવા પામે અને યુવાન વિદ્યાર્થીઓની ઉપર સાંકડા

વિચારોની અસર થવા પામે નહિ; અથવા તો તેઓ એવી નબળાઇએ પહોંચે નહિ કે જેમ થવાથી જ એક પ્રજા ખરી મહાન્ સ્થિતિ અને ઉચ્ચ હાલતે પહોંચી શકે છે. વ્યવસ્થા, કાયદા તરફ માન, અને સારી રીતભાતનું સંપાદન અથવા નક્કી થયેલી સત્તા તરફની વફાદારીની લાગણી ઉત્પન્ન થવા પામે છે. આ પ્રમાણેનું માનપત્ર એક સુંદર રૂપાના કાસ્કેટમાં મુકીને ના. શહેનશાહને અર્પણ કરવામાં આવ્યું હતું; જે તે નામદારે કૃપાની રાહે સ્વીકાર્યું હતું. આ માનપત્રનો જવાબ વાળતાં ના. શહેનશાહે જણાવ્યું કે છ વર્ષ પૂર્વે કલકત્તા યુનિવર્સીટી પાસેથી ડાક્ટર ઓફ લૉની માનવંતી પદવી મેં સ્વીકારી હતી, એ પ્રસંગનું હું પ્રસન્નતાથી પુનઃ સ્મરણ કરૂં છું. અને હિંદની ઉચ્ચતર કેળવણીમાં મારી ગંભીર અને આતુર રસવૃત્તિ દાખવવાને મને આજે પ્રસંગ મળ્યો છે, તેથી હું પ્રસન્ન થઉં છું.

જેના ઉપર હિંદના ભવિષ્યના કલ્યાણનો આટલો બધો આધાર રહે છે એવી યુરોપીયનોની અને હિન્દીવાનોની કેળવણી અને અભિલાષાના ક્રમિક ઐક્ય અને ઘટનામાં સહાયભૂત થવાને હું હિંદની યુનિવર્સીટીઓ પ્રતિ દૃષ્ટિ કરૂં છું. શિક્ષણનો વિસ્તાર વધારવા અને તેના ધોરણો ઉંચા કરવા સારૂ વખતો વખત હિંદની યુનિવર્સીટીઓએ જે ઉપાયો યોજેલા છે, તે મેં સમભાવથી નિરખ્યા છે.

હજુ ઘણુંએ કરવાનું બાકી રહ્યું છે. કોઈપણ યુનિવર્સીટી જ્યાં સુધી વિજ્ઞાનો અને કળાઓની વિશેષ અગત્યથી સઘળી શાખાઓમાં શિક્ષણ આપનારા વિદ્વાનોથી સજ્જ થયેલી નથી અને શોધખોળના કાર્ય માટે તે પુષ્કળ અનુકૂળતાઓ પુરી પાડતી નથી, ત્યાં સુધી સાંપ્રત સમયે તે સંપૂર્ણ હોઇ શકે નહીં. તમારે પ્રાચીન જ્ઞાનનું સંરક્ષણ કરવાનું છે, અને તે સાથે સાથે લાગું પશ્ચિમના વિજ્ઞાનને આગળ વધારવાતું છે. વળી, તમારે ચારિત્ર્ય બાંધવાનું છે. કારણ કે એના વિના જ્ઞાનનું કાંઈ પણ મૂલ્ય થઇ શકતું નથી.

તમો કહો છો કે અમે અમારી મહાન જોખમદારીઓ સમજીએ છીએ. તમારી સમક્ષ પડેલા કાર્યમાં હું તમારી સફળતા ઈચ્છું છું. તમારા ઉચ્ચ આશયો અને તેમને અવિરતપણે અનુસરવાના તમારા પ્રયત્નો ઉચ્ચ રાખજો અને પરમેશ્વરની કૃપાથી તમો તેમાં સફળ થશો.

૭ વર્ષ પહેલાં મેં ઈંગ્લાંડથી હિંદમાં સમભાવનો સંદેશો પાઠવ્યો હતો. આજે હું તમને “ આશા ” નો મુદ્રા લેખ આપું છું. દરેક દિશામાં હું નવા જીવનનાં ચિન્હો અને જાગૃતિઓ જોઉં છું. કેળવણીથી તમે એ કરતાં પણ ઉચ્ચતર અને વિશેષ સારી આશાઓ બાંધશો.

મારી આજ્ઞાથી એવો સંદેશો પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો કે મારા ગવર્નર જનરલ અને તેમનું મંત્રીમંડળ હિંદમાં કેળવણીના વિસ્તાર અને સુધારણા માટે વિશાળ રકમો કાઢશે. સમગ્ર દેશમાં નિશાળો અને પાઠશાળાઓની ગુંથણી પ્રસરે અને તેમાંથી ઉદ્યોગ અને ખેતીવાડીમાં તથા જીવનના સર્વ વ્યવહારોમાં પોતાનું સત્વ ટકાવી શકે એવા પુરૂષાર્થ અને ઉપયોગી નગરવાસીઓ ઉત્પન્ન થાય એમ મારી ઇચ્છા છે; અને મારી હિંદી પ્રજાઓનાં ગૃહો ઉજ્વલ થાય, જ્ઞાનના પ્રસારથી તેમના શ્રમમાં મીઠાશ આવે અને તેને અનુસરનારી વિચારની, સુખચેનની અને આરોગ્યની ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરે એવી પણ મારી ઈચ્છા છે. કેળવણી દ્વારાજ મારી એ ઇચ્છા પરિપૂર્ણ થશે તથા હિંદમાં કેળવણીનું કાર્ય સદા મારા હૃદય સમીપ વિશેષ નિકટ રહેશે.

મારી પોતાની જાત અને રાજ્યકુટુંબ તરફના તમારી ભક્તિ ભાવની તથા ગ્રેટબ્રીટન વચ્ચેની એકતાના બંધો દૃઢ કરવાની તમારી ઈચ્છાની, અને બ્રીટીશ રાજ્યની છત્રછાયામાં જે લાભો તમે ભોગવો છો, તેની તમારી કદરની, તમે જે ખાત્રી આપો છો, તે માટે હું

પ્રસન્ન થાઉં છું. તમારા રાજ્યનિષ્ઠ અને કર્તવ્યનિષ્ઠ માનપત્ર માટે હું તમારો આભાર માનું છું."

આ પ્રમાણે માનપત્ર આપવાનું કામ પતી રહેતાં યુનીવર્સીટીના ફેલોઝ, ના. શહેનશાહ આગળ ગયા હતા અને નમન કર્યું હતું. તે પછી વાઇસ ચેન્સેલરે આગળ જઇ શિર નમાવ્યું હતું, અને ના. શહેનશાહે તેમની સાથે હસ્તધુનન કર્યું હતું. કલકત્તા યુનીવર્સીટીને તે નામદારે પોતાની તથા ના. શહેનશાહ બાનુની સહીવાળી છબી ભેટ કરી હતી. છેવટે ના. શહેનશાહ તખ્ત ઉપરથી નીચે ઉતર્યા હતા અને એકત્રિત થયેલા ગ્રેજ્યુએટોની સલામી સ્વીકારી વિદાય થયા હતા. બેંડોએ રાજગીતના મધુરા સ્વરોથી વિજય ઇચ્છયો હતો.

રવિવારે સવારે ના. શહેનશાહ સેંટપોલ કેથીડ્રલમાં બંદગી માટે ગયા હતા અને ત્યાંથી ગવર્નર જનરલ સાથે બરાકપુર ગયા હતા. તે નામદારો ચૌરંગીના લતા ઉપર થઇને પસાર થતા હતા. તે વેળાએ એક બંગાળી યુવકે તે નામદારની ગાડીમાં એક અરજી ફેંકી હતી. તે યુવાનને તુરતજ પકડવામાં આવ્યો હતો, અને તેણે ફેંકેલી અરજીનો પોલીસે કબજો લીધો હતો. તેમજ એ દિવસે ચોર બાગનના લતા પર, બાદશાહી પધરામણીની ખુશાલીમાં વીસ હજાર ભીક્ષુકોને જમણ આપવામાં આવ્યું હતું; અને તે દરેક ભીક્ષુકને એકેક ધાબળી પણ ભેટ આપવામાં આવી હતી. હીંદીઓ, યુરોપીયનો તથા બીજાઓ પાસેથી ઉઘરાવેલા નાણામાંથી એ ખર્ચ કરવામાં આવ્યો હતો. દરભંગાના મહારાજાએ એ ફંડમાં રૂ. એક લાખ ભર્યા હતા. સાંજે ના. શહેનશાહ તરફની પોતાની છબીઓ ઉપરાંત બીજી કેટલીક કીંમતી ચીજો ના. ગવર્નર જનરલના અંગત રસાલાને ભેટ આપવામાં આવી હતી.

તા. ૮ મી ને સોમવારે નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ કલકત્તેથી વિદાય થયાં હતાં. સરકારી મહેલથી ઠેઠ પ્રીન્સેસ ઘાટ સુધી

આખે રસ્તે લોકોનાં ગંજાવર ટોળાંઓએ ખરી ખુશાલી અને ભક્તિથી તે નામદારોને વધાવી લીધાં હતાં. મોટા સરકારી અમલદારો, સરઘસ નીકળે તે પહેલાં સરકારી મહેલમાં હાજર થઇ ગયા હતા. કલકત્તા ખાતે પધારેલા રાજા મહારાજાઓને પણ આમંત્રણ મોકલી આપવામાં આવ્યા હતા, તેથી ૧૧ાા વાગે સરઘસ પ્રીન્સેસ ઘાટ ઉપર જઈ પહોંચ્યું તે વારે જાણીતા મંડળના પ્રતિનીધીઓ, બંગાળાના દેશી રાજાઓ તથા પરદેશી કોન્સલો પણ એકત્ર થયા હતા. ગાડીમાંથી તે નામદારો પ્રિન્સેસ ઘાટ ઉપર ઉતર્યા કે તુરતજ એ. મી. સલેકે ના. શહેનશાહની આગળ આવી, બંગાળની ધારાસભાના સભ્યો તરફનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. જેમાં હિંદુસ્તાનની બાદશાહી મુલાકાતના પરિણામ સંબંધે વિવેચન કરવામાં આવ્યું હતું, અને ના. શહેનશાહ તથા શહેનશાહબાનુ ફરીથી હિંદુસ્તાનની મુલાકાતે આવે એવી આશા દર્શાવવામાં આવી હતી. આ માનપત્રનો ઉત્તર આપતાં ના. શહેનશાહે જણાવ્યું કેઃ—

"તમારા માનપત્રનાં વચનોથી શહેનશાહબાનુ અને મારી ઉપર ઉંડી અસર થવા પામી છે; અને એ વચનો કાંઇ ખાલી શબ્દો નથી. અમારા અહીં આગમન સમયે અમને અપાયેલા ઉત્સાહ પૂર્ણ આવકારથી અને દરેક દરેક સ્થળે અમને વધાવી લેવામાં દેખાડેલા સ્નેહાળ ઉભરાથી તથા કલકત્તાના અને તેની આસપાસના સઘળા લોકના વર્ગોના આનંદથી, પુષ્કળ અને સ્પષ્ટ રીતે એ વચનો પુરવાર થયેલાં છે. અમારા જીવનના અવશેષ સુધી અમે આ પસાર કરેલા આઠ દિવસોનો ઉત્તેજક અનુભવ, અભિમાન અને સદ્ભાવની વૃત્તિથી સંસ્મરીશું. તમારી રાજ્યધાનીમાં અમારા આગમનના પ્રસંગે અમને જે આતુર હૃદયનો આવકાર મળ્યો છે, તેનું અને આ ઈલાકાના સઘળા ભાગોમાંથી મારી રાજ્યગાદી અને જાત તરફ પોતાની રાજ્યનિષ્ઠા

અને ભક્તિભાવ દર્શાવવાને જે ધૈર્ય અને સમભાવવાળાં લોકોનાં ટોળાં મળ્યાં હતાં તેમના દર્શનનું અમે સ્મરણ કરીશું. અને રાજ્યનિષ્ઠા તથા સ્નેહની એ બહારની સાબીતીઓ, ઈશાન હિંદની લંબાઈ તથા પહોળાઇના સમગ્ર વિસ્તારમાંની તમારી સહચારી બંધુ પ્રજાના સામાન્ય હૃદયની લાગણીનું પ્રતિબિંબ પાડે છે, એવી જે ખાત્રીઓ તમે તમારા માનપત્રમાં આપેલી છે, તેથી મને સંતોષ થયો છે.

તેમ અમારા પ્રવાસને ઉજવવા માટે જે આશ્ચર્યકર તમાસા, અને જાજ્વલ્યમાન દેખાવોની વ્યવસ્થા આટલી બધી સફળતાથી કરવામાં આવી હતી, અને અમલમાં મુકાઈ હતી તે અમે વિસરીશું નહીં.

છુટા પડવાને સમયે "પોતાના ઉભરાઇ જતા પ્રેમ અને આભાર" ની બક્ષીસ બંગાળાના લોકો અમને આપે છે. ખાત્રી રાખજો કે શહેનશાહ બાનુ અને હું અમારે તથા અમારી પ્રજા માટે એથી કંઈ વિશેષ કીમતી ચીજની માગણી કરતાં નથી. અમે અમારી સાથે તેમની પાસે એક અમૂલ્ય વારસા તરીકે સ્નેહથી જાળવી રાખવા માટે એ બક્ષીસ લેઇ જઈએ છીએ.

અમારાં હૃદયો એટલાં બધાં આભારથી પૂર્ણ છે કે અમને આવકાર આપવાને અને તમારી વચ્ચે દેશમાં જ અમે હોઇએ એવો અમને અનુભવ કરવાને તમે જે સઘળુ કર્યું છે તે માટે સંપૂર્ણ રીતે અમે આભાર દર્શાવી શકતાં નથી તમને છેલ્લી સલામ કરતાં શહેનશાહબાનુ અને હું આતુરતાથી પ્રભુ પ્રત્યે એવી પ્રાર્થના કરીએ છીએ કે બંગાળાની અમારી પ્રજા તે ગમે તે કોમ કે ધર્મની હોય; પણ સમભાવ અને બંધુપ્રેમનાં બંધનોથી એકત્ર જોડાઈ જાઓ. અને પ્રભુની અમીદૃષ્ટિ તળે પોતાના સામાન્ય સુખ, સંતોષ અને સર્વ માન્ય કલ્યાણની ઉન્નતિ માટે સદા પ્રયત્ન કરો !"

ત્યાર બાદ તે નામદારો સ્ટીમર "હાઉરા" ઉપર ગયાં હતાં અને સ્ટીમર ધીમે ધીમે લોકોના હર્ષના પોકારો વચ્ચે ચાલવા લાગી

હતી. ગંગા નદી ઓળંગીને સ્ટીમરે હાઉરાના રેલવે સ્ટેશન પાસે લંગર નાંખ્યું હતું અને ત્યાંથી નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ ટ્રેનમાં દાખલ થયાં હતાં. આ પ્રસંગે રિવાજ મુજબ લશ્કરી ટુકડીઓએ તથા તોપોએ સલામતીનું માન આપ્યું હતું. બાદશાહી ટ્રેન નાગપુરને રસ્તે થઇને મુંબઇ જવા માટે ૧૨-૪૦ કલાકે ઉપડી ગઈ હતી. તે નામદારો સાથે વિલાયતથી જે પાર્ટી આવી હતી તે પણ એ નામવરો સાથે જ વિદાય થઈ હતી. હિંદુસ્તાન ખાતેના ના. શહેનશાહના એ-ડી-કાં તરીકે ગ્વાલીયર, બીકાનેર અને ઇડરના મહારાજાઓએ, તે નામદારોની રૂખશદ લીધી હતી. ના. ગવર્નર જનરલ તથા લોર્ડ ક્રયુ પોતાના રસાલા સાથે ઈ. આઇ. રેલવેના માર્ગે થઇને મુંબઈ જવા માટે ૧૨-૪૦ કલાકે ખાસ ટ્રેનમાં ઉપડી ગયા હતા. મંગળવારે બપોરે તે નામદારો પોતાના રસાલા સાથે ૨ા કલાકે નાગપોર સ્ટેશને આવી પહોંચ્યાં હતાં. ટ્રેનમાંથી ઉતરતાં તે નામદારે ચીફ કમીશનર, નાગપુરના લોર્ડ બીશપ, અને જબલપુર બ્રીગેડના વડા ઓફીસરે આવકાર આપ્યો હતો. ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ કીલ્લાની મુલાકાત લીધી હતી. અને પાછા ૩ા કલાકે સ્ટેશન ઉપર પધાર્યાં હતાં અને ત્યાંથી મુંબઈ જવા વિદાય થયાં હતાં.

---

## ૮.

# શહેનશાહી વિદાયગીરી.

હીંદના પ્યારા બાદશાહ અને શાહબાનુ જેઓ પોતાનો રાજ્યાભિષેક ફત્તેહમંદ રીતે આ દેશમાં ઉજવવાને પધાર્યા હતા, અને જેમને બ્રીટીશ પ્રજાએ હીંદી પ્રજાની વફાદારી તથા રાજભક્તિના હવાલે

કર્યા હતા, તે નામદારો હીંદનો દીલોજાનો ભર્યો આવકાર લેઈ તા. ૧૦ મી ને જાન્યુઆરીના દિવસે મુંબઈ બંદરનો કિનારો છોડી ગયા હતા. માનવંતા બાદશાહ જ્યોર્જ અને શાહબાનુ મેરી પોતાની સાથે ત્રીસ કરોડ હીંદીવાનોના અંતઃકરણની આશિશ લેઈને સીધાર્યા! તે નામદારોનો કીનારાથી છુટા પડતી વખતનો દેખાવ પ્રેક્ષકોની દૃષ્ટિ મર્યાદામાંથી કદાપિ વિસરી જવાય તેવો નહોતો. પહેલાના સત્કારો કરતાં આ વિદાયગીરી પ્રસંગનો સત્કાર ઘણી અદ્દભૂત રીતે જૂદો પડી જતો હતો. આ વખતના છેલ્લા સત્કારમાં, એક ચોક્કસ પ્રકારના શોકની છાયા ખુલ્લી રીતે પ્રતીત થતી હતી; એક બહોળા કુટુંબના માતપીતા, જેમ પુત્ર પરિવારથી વિયોગ પામતા દુભાય, તેવો કાંઈક પ્રસંગ આ વેળાએ નજરે પડતો હતો. મુંબઈની પ્રજામાં જેમ આ છાયા જણાતી હતી, તેમ ના. શહેનશાહી જોડાના મુખ ઉપર પણ એવાં ચિન્હો જણાતાં હતાં. એટલુંજ નહીં પણ ના. શહેનશાહબાનુ મેરીની આંખોમાંથી, એપેલો બંદર પર વાત્સલ્યભાવનાં આંસુઓ પડતાં અનેકોએ જોયાં હતાં. આ બધા દેખાવ ઉપરથી ખુલ્લી રીતે પ્રતીત થતું કે હીંદી પ્રજાની ઉચ્ચ પ્રકારની રાજ્યનિષ્ટા તથા ભક્તિએ ના. શહેનશાહી યુગલ ઉપર બહુજ ઉંડી અસર કરી હતી. આગલા બાદશાહો જ્યારે તલવારની ધારથી મુલકો જીતવામાં વિખ્યાત હતાં, ત્યારે આજના આપણા પ્રતાપી ચક્રવર્ત્તી સમસ્ત પ્રજા તરફ માયા–પ્રીતિ અને શુભ આશિશ આપી, આશા અને વિશ્વાસના મુદ્રા લેખો અર્પણ કરી, પ્રજાના અંતઃકરણોને જીતી પોતાના સ્વદેશે જવાને વિદાય થયા હતા.

વિદાયગીરીના દિવસે સવારથીજ લોકોની દોડધામથી મુંબઈ શહેર હલમલી રહ્યું હતું. સવારના આઠ વાગતાથી મુંબઈની પ્રજાનો પોણો ભાગ, બોરીબંદરથી એપોલોબંદર સુધી હાજર થઈ ગયો હતો. એપોલોબંદરરોડના ઘરોની પ્રત્યેક બારીઓ, રંગ–બેરંગી પોશાકથી

સજ્જ થયેલા બાનુઓ–છોકરાઓ અને ગૃહસ્થોથી ચીકાર ભરાઈ ગઇ હતી. રસ્તાપરના માંચડાઓની ઠઠ વિષે તો કાંઈ કહેવા જેવુંજ રહ્યું નહોતું. સઘળે સ્થળે લોકોની મોટી મેદની બાદશાહી સ્પેશીયલની રાહ જોતી આતુરતાથી ઉભી રહી હતી. ના. શહેનશાહ તથા વાઇસરોય વિગેરે ખાસ ટ્રેનોમાં વિક્ટોરીઆ ટર્મીનસ સ્ટેશને આવનાર હોવાથી, તે સ્ટેશનને શણગારવામાં કચાશ રાખી નહોતી. સ્ટેશનના પહેલા બીજા અને ત્રીજા નંબરના પ્લેટફારમો સવારના આઠ વાગ્યાથી બંધ રાખવામાં આવ્યા હતા, અને લાલ બનાત સર્વત્ર બીછાવી દેવામાં આવી હતી. એ નામદારોની પધરામણી ખાનગી હોવાના સબબે સ્ટેશન ઉપર ઝાઝી ગીરદી થવા પામી નહોતી. ના. શહેનશાહ તથા શહેનશાહબાનુને વિદાય થતાં જોવાને નામદાર વાઇસિરોય લોર્ડ હાર્ડીંજ ખાસ ટ્રેન મારફતે આવી પહોંચ્યા હતા. તેમની સાથે ના. હીંદી પ્રધાન લોર્ડ ક્રયુ તથા રસાલાના બીજા માણસો પણ હતા. તેમને આવકાર દેવાને સ્ટેશન ઉપર મુંબઇના ના. ગવર્નર સર જ્યોર્જ કલાર્ક પોતાની બાનુ સાથે હાજર રહ્યા હતા અને ખાસ ટ્રેન આવી પહોંચતાં તે નામદારોનું સ્વાગત કરી પ્લાટફાર્મ ઉપર ઉતાર્યા હતા. પ્લાટફાર્મ ઉપર ઉતર્યા પછી તે નામદારો, ના. શહેનશાહ તથા શહેનશાહબાનુને આવકાર આપવાને માટે ત્યાંજ ખોટી થયા હતા. વિશેષ સમય થયો નહોતો તેટલામાં ના. શહેનશાહની ખાસ ટ્રેન બરાબર ૧૨ વાગ્યાના અમલે ત્રીજા નંબરવાળા પ્લેટફાર્મ ઉપર દાખલ થઇ હતી. ટ્રેન ઉભી રહેવા બાદ ગાડી આગળ નામદાર ગવર્નર જનરલ, મુંબઈના ના. ગવર્નર પોતાની બાનુ સાથે ગયા હતા અને બાદશાહી યુગલને આવકાર આપી સ્ટેશન ઉપર ઉતાર્યા હતા. આ વખતે બેંડોએ તથા ગાર્ડ ઓફ ઓનરે નિયમ મુજબ સલામતી આપી હતી. સ્ટેશન ઉપર હાજર રહેલા ચોક્કસ અમલદારો સાથે મુલાકાત લઇ તે નામદારો ધીમે પગલે

સ્ટેશનના મોટા દરવાજા આગળ આવ્યા હતા. અહીંઆં તેમને માટે સરકારી મહેલની ચાર ઘોડાની ગાડી તૈયાર રાખવામાં આવી હતી. ના. શહેનશાહ તથા શહેનશાહ બાનુએ ગાડીમાં પોતાની બેઠક લીધી, ત્યારે રસ્તાપર એકઠા થયેલા લોકોએ તેમને હર્ષના પોકારોથી વધાવી લીધા હતા.

સ્ટેશનથી ઠેઠ એપોલોબંદર સુધીનો રસ્તો લોકોની ઠઠથી ચીકાર ભરાઈ ગયો હતો અને આખે રસ્તે બંને બાજુએ હાર કટાર ઉભું રાખવામાં આવ્યું હતું. સ્ટેશન આગળ પોલીસનો વડો સુપરીન્ટેન્ડન્ટ નોલન, સેન્ડર્સન, અને મેયર હાજર હતા. તેમજ યુરોપીયન અને દેશી પોલીસના અમલદારોએ એક સરખી હારમાં ઉભા રહી શહેનશાહી સરઘસ પસાર થવાના માર્ગ ખુલા રાખ્યા હતા અને એજ મુજબ થોડે થોડે તફાવતે જુદા જુદા પોલીસ અમલદારોએ ઠેઠ સુધી બંદોબસ્ત જાળવ્યો હતો. સ્ટેશનના પ્લાટફાર્મ ઉપર જી. આઇ. પી. રેલવેના વોલંટીયરોની ટુકડી વાવટા ને બેંડ સાથે હાજર રહી હતી. સ્ટેશનથી એપોલોબંદર વચ્ચેનો તમામ લતો આ વેળા તે નામદારના દર્શન કરવાને તલપી રહેલાં લોકોથી ચિકાર ભરાઇ ગયો હતો. વળી રસ્તા ઉપર ઉભા કરવામાં આવેલા માંચડાઓ પણ લોકોથી હચમચી રહ્યા હતા એ લત્તા ઉપરની મોટી ઇમારતો ઉપર વાવટાઓ લટકાવી દેવામાં આવ્યા હતા. આ શહેનશાહી સરઘસ માત્ર થોડાજ નાના લત્તાઓમાં થઇને પસાર થવાનું હોવાથી શહેરનું લોક એટલી જગ્યામાં એકઠું થયું હતું. આથી કરીને બેસુતમ ગીરદી થવા પામી હતી. છતાં ક્યાંઈ મારામારી કે અકસ્માત જેવો બનાવ ભાગ્યયોગે બનવા પામ્યો નહોતો. સંખ્યાબંધ લોકોને સારી જેવી જગ્યા નહીં મળવાથી ગાડીઓ અને ખટારાઓ ભાડે રાખી તેમાં ઉભાં રહ્યાં હતાં. બરાબર સવાબારના અમલે શહેનશાહી સ્વારી સ્ટેશન ઉપરથી નીકળી

હતી. સરઘસ ઉપડવાની આગળ રસ્તો દેખાડવા મુંબઈની ઘોડેસ્વાર પોલીસનો સબ-ઈન્સ્પેક્ટર મેલવીલ અને બે સવારો રહ્યા હતા. તેની પાછળ ત્રીસ પગલાંના તફાવતે સ્ટાફ ઓફીસર મેજર ડોબ્સ હતો. તેની પાછળ સાતમી ડ્રેગુન ગાર્ડના બે ઘોડેસ્વારો, તેની ૫૦ વાર પાછળ એજ રીજમીટનો એક નોન-કમીશન્ડ અમલદાર હતો. તેની પાછળ સરઘસના સાથે રહેનારો લેફ્ટેનંટ કર્નલ લોગલ હોમ ચાલતો હતો. અને તેની પાછળ પાછળ વાજાની ટુકડી ચાલતી હતી. તે પછી ઘોડેસ્વાર ટુકડી વાઇ. બેટરીવાળું તોપખાનું, બાદશાહી ઘોડેસ્વાર ટુકડી, પડગમવાળા, બોમ્બે બ્રીગેડના સ્ટાફ અમલદારો અને બોમ્બે લાઇટ હોર્સની ટુકડી અનુક્રમે ચાલતી હતી. એ પછી શહેનશાહી સ્વારીવાળી સરઘસની ગાડીઓ રાખવામાં આવી હતી. પહેલી ગાડીમાં નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ બિરાજ્યાં હતાં ગાડીની જમણી બાજુએ ના. ગવર્નરના બોડી ગાર્ડના કમાન્ડીંગ ઓફીસર અને પોલીસ કમીશનર મી. એવર્ડસ હતા, જ્યારે ગાડીની ડાબી બાજુએ બોમ્બે લાઇટ હોર્સનો કમાંડીંગ ઓફીસર અને ડે. પોલીસ કમીશનર મી. ગેડની હતા. એની પાછળ ના. શહેનશાહના રસાલાની તથા ના. ગવનર જનરલ, અને ના. ગવર્નરની મળી છ ગાડીઓ હતી. તેમની પાછળ કિંગ્ઝ જ્યોર્જીસ ઓનવાળી ૨૬ મી લાઇટ કેવેલરીની ટુકડી હતી.

સ્વારી ધીમે કદમે સ્ટેશન ઉપરથી નીકળી હોર્નબીરોડ ઉપર દાખલ થઇ કે બેંડના અવાજો શરૂ થયા. અને લોકોએ હર્ષ ગર્જના-એ લત્તાને ગજાવી મૂક્યો હતો. ના. શહેનશાહ તથા બાનુએ હસ્તે ચહેરે નમીને રૈયતની એ સલામી સ્વીકારી હતી. રાજસ્વારી એટલી બધી ધીમે ચાલતી હતી કે રસ્તે ઉભેલાં લોકો બેથી અઢી મિનિટ સુધી એ નામદારોના સહેલાઇથી દર્શન કરી શકે તેમ બન્યું

હતું. તે નામદારો ચાર ઘોડાની ગાડીમાં બિરાજ્યા હતા તથા શ્વેત પોશાક ધારણ કર્યો હતો; ચાંદો લટકાવી દીધા હતા અને શહેનશાહ બાનુએ હીરા મોતીની માળા લટકાવી દીધી હતી. ગાડીની પાછળ ત્રણ ચમરબરદારો સોનેરી છત્ર તથા સોનેરી ભરતના પંખાઓ ઢાળતા હતા. લોકોના હુરરેના પોકારો ઘણા દૂર સુધી સંભળાતા હતા. આવા હર્ષ ભરેલા આવકાર વચ્ચે સ્વારી એપોલો બંદર ભણી આગળ વધી હતી. વચમાં સ્ટેશન આગળ ના. શહેનશાહને રમુજ આપનારો એક બનાવ બન્યો હતો. ૨૬ મી દેશી રેજીમેંટના સીપાઇઓ આગળ એક બલુચી સીપાઈ ઉભો હતો. તેની છાતી ઉપર લડાઇનો ચાંદ ટાંગવામાં આવ્યો હતો. આ બલુચીનો જમણો હાથ લડાઇમાં કપાઈ ગયેલો હોવાથી તેણે બાદશાહી જોડાને ડાબે હાથે સલામ કરી હતી. આથી તે બન્ને નામદારો હસી પડયા હતા, અને ના. શહેનશાહે તેને પોતાની નજીક બોલાવી શેકહેંડ કરી હતી.

ના. શહેનશાહની પધરામણી વખતે રસ્તાઓ ઉપર જે શણગાર કરવામાં આવ્યો હતો, તેમાંનો ઘણોખરો આ વખતે કહાડી નાંખવામાં આવ્યો હતો. પણ સેલરહોમથી તે બંદર સુધીનો સઘળો શણગાર સાચવી રાખવામાં આવ્યો હતો. તે નામદારો માટે ઉભું કરવામાં આવેલું તખ્ત પણ દૂર કરવામાં આવ્યું હતું. જેથી એમ્ફી થીએટરમાં દાખલ થયેલાઓને પેવીલીઅન સુધીનો સંપૂર્ણ દેખાવ જોવાની સારી તક મળી હતી. પેવીલીઅનમાં સારા મોટા અધિકારીઓ, દેશી રાજપતીઓ, ધારાસભાના સભ્યો, કોરપોરેશનના સભાસદો, પોર્ટ ટ્રસ્ટના સભાસદો વિગેરે હાજર હતા; જેમાં દરેક કોમના ગૃહસ્થો ઉપરાંત બાનુઓ પણ હતી. તે ઉપરાંત ના. ગવર્નરની એકઝીકયુટીવ કાઉન્સીલના સભાસદો, હાઇકોર્ટના જડજો, મુંબઇ સરકારના સેક્રેટરીઓ, મુંબઇના લશ્કરી વડાઓ, મુંબઈના કસ્ટમ કલેકટર, કમિશનર, મુંબઈ

સરકારની કાઉન્સીલના વધારાના સભાસદો, કાન્સલ જનરલો, કાન્સલો, ખ્રીસ્તી ધર્માધ્યક્ષો, બાદશાહી મનવારોના કેપ્ટનો, કોરપોરેશનના પ્રમુખ અને સભ્યો વિગેરે પણ હતા. બંદર ઉપર ઉતરતાં એમ્ફીથીએટરની સામે ઉભેલી લશ્કરી ટુકડીની તપાસ તે નામદારોએ લીધી હતી. અને પછી તે નામદારો પેવીલીયનમાં ગયા હતા. એમ્ફીથીએટરમાં તે નામદારોને વિદાયગીરીનું માન આપવાને મુંબઈના શહેરીઓનો એક ભવ્ય–પચરંગી મેળાવડો જામ્યો હતો. તે નામદારોના સિંહાસનો માટેનો નાનો મંડપ ખસેડી નાખવામાં આવ્યો હતો. તેથી તેમના માટેની બેઠકની ખુરશીઓ, બંદરના કિનારા ઉપર ઉભા કરવામાં આવેલા નવા મંડપમાં ગોઠવવામાં આવી હતી. બેઠકની આજુબાજુ રાજાઓ અને ના. ગવર્નરની ધારાસભાના સભ્યોને માટે ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. સ્ટાન્ડર્ડ ૧૧॥ વાગતામાં તો થીએટર ચીકાર ભરાઇ ગયું હતું. એમ્ફીથીએટર અને મંડપની વચ્ચમાં શહેનશાહી યુગલને માન આપવા લશ્કરની ટુકડી અને બેંડો હાજર થયા હતા. થીએટર આગળ હર્ષનાદના જંગી પોકારો સહિતનો આવકાર મેળવી તે નામદારો બન્ને બાજુએ ગોઠવાયેલા લશ્કરી અમલદારોની હાર વચ્ચેથી ધીમે કદમે તેની સામેના ખાસ મંડપમાં જવા આગળ વધ્યા હતા. આ વેળા થીએટરમાં હર્ષ ગર્જનાઓ ચાલી રહી હતી. મંડપમાં બંદરના છેડા તરફ તે નામદારો માટે બે બાદશાહી તખ્તો ગોઠવવામાં આવ્યા હતા. ત્યાં આગળ તેઓ આવીને ઉભા રહ્યા હતા. મંડપ માંહેની ગોઠવણની સારી વ્યવસ્થાસર હતી. દરેક પરોણાની બેઠક ઉપર, તેમના નામના કાર્ડો, લગાવવામાં આવ્યા હતા. બાદશાહી તખ્તના જમણા હાથ ઉપર પહેલા વિભાગમાં ના. ગવર્નરની કાન્સીલના સભાસદો, હાઈકોર્ટના ના. વડા જજ્જ અને બીજા જડજો તથા મુંબઈનો વડો ધર્મગુરૂ હતો. તેની જોડેના બીજા વિભાગમાં પરદેશી

ફાન્સલો, પોતાના ઓદ્ધાના પોષાકમાં ચાંદ અને તરવારો સાથે ગોઠવાયા હતા. તેની પાસેના ત્રીજા વિભાગમાં દેશી રાજવંશીઓ અને સરદારો માટે બેઠક કરવામાં આવી હતી. છેલ્લા વિભાગમાં મુંબઈની ધારાસભાના માનવંતા સભ્યો ગોઠવાયા હતા. તખ્તની ડાબી બાજુએ પહેલા વિભાગમાં લશ્કરી અમલદારો અને અધિકારીઓ, બીજા વિભાગમાં ત્રણ પારસી બેરોનેટો ઉપરાંત કેટલાક પરોણાઓ હતા. બાજુ ઉપરના છેવટના વિભાગમાં કોરપોરેશનના સભાસદો માટે ગોઠવણ કરવામાં આવી હતી. બાદશાહી યુગલ જેવા લોકોના ભારે માન વચ્ચે મંડપમાં દાખલ થયા તેવાજ સમસ્ત ગૃહસ્થો ઉભા થયા હતા અને સર્વેએ એકી સાથે ચુપકીદીથી નમન કર્યું હતું. તેઓ પોતાની બેઠક આગળ આવી ઉભા રહે તે પહેલાં ના. ગવર્નર જનરલ તથા મુંબઈના ના. ગવર્નરે તખ્તની સામે આવી નમન કર્યું હતું. તે પછી તે નામદારોનો હુકમ મેળવી મુંબાઈની ધારાસભાના ઉપપ્રમુખે—ઓન. સર ચાર્લ્સ લેંબે ધારાસભા તરફનું માનપત્ર નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું હતું:—

ખુશ ખુશાલ રહો બાદશાહ ખુદાવિંદો !

"મુંબઇ ઈલાકાના વતનીઓની વતી, અમે, મુંબઇના ગવર્નરની ધારાસભાના સભ્યો, કર્તવ્યનિષ્ઠ માનસાથે બાદશાહ ખુદાવિંદોને, હાલમાં જેનો અંત આવ્યો છે એવા અને મહત્ત્વના મુદ્દાઓથી ભરપુર, આપ નામદારના નિત્ય સ્મરણીય પ્રવાસ માટે અમારા કૃતજ્ઞ આભારો સમર્પીએ છીએ. આપ બાદશાહ ખુદાવિંદોની હીંદી પ્રજામાં, અમને આ કીનારા ઉપર આપ બાદશાહ ખુદાવિંદોને પ્રથમ આવકાર આપવાનો અને મમતાળુ તથા ખેદમય, વિદાયગીરીની સલામ ભરવાનો ખાસ હક મળ્યો છે.

આ પ્રવાસ ઉઠાવવાને જે દીર્ઘદર્શી શાણપણથી આપ બાદશાહ ખુદાવિંદો તત્પર થયા હતા તે વિષેની અને અમારા દેશ ઉપર તેથી

જે મહાન કલ્યાણ ઉતર્યું છે તે વિષેની અમારી કદર આપ બાદશાહ ખુદાવિંદોને દર્શાવવાની રજા લેઇએ છીએ. છેલ્લા પાંચ અઠવાડીયા દરમીયાન આપ બાદશાહ ખુદાવિંદોની હાજરી અને લોકને આપ બાદશાહી ખુદાવિંદે જે કૃપાવંત વચનો કહ્યા છે. તે અમારા હ્રદયમાં અમૂલ્ય સ્મરણ રૂપે ટકી રહેશે, અને બ્રીટીશ રાજકુટુંબ તથા હિંદી શહેનશાહત વચ્ચે નવાં બંધનો રૂપ થશે. આ ઇલિકાના સર્વ વર્ગના લોકોમાં આપ બાદશાહ ખુદાવિંદ તરફના ભક્તિભાવના ઉભરા નિકળ્યા છે અને એ રીતે જાગૃત થયેલી પ્રબળ લાગણી, અમારી એટલી ખાત્રી છે કે, ભવિષ્યમાં સારાં ફળો નીપજાવશે.

અમે એમ માનીએ છીએ કે આપ બાદશાહ ખુદાવિંદો હીંદી પ્રજાનો સ્નેહ અને રાજ્યનિષ્ઠાના જીવન સંસ્કારોને આપની સાથે ઇંગ્લાંડ લઇ જશો. અને અમે પ્રભુને એવી સ્તુતિ કરીએ છીએ કે આપ બાદશાહ ખુદાવિંદો હિંદમાં જે મહાન અને ખાત્રીપુર્ણ પ્રગતી થવાની આટલી બધી આતુરતાથી ઇચ્છા ધરાવો છો, અને જે પ્રગતીને આગળ વધારવાને માટે આપે આટલું બધું કર્યું છે, એ પ્રગતી નિહાળવાને તથા અમારા ઉપર રાજ્ય ચલાવવાને દીર્ઘાયુષી થાઓ.

આપ બાદશાહ ખુદાવિંદો ઉપર સર્વ શુભ આર્શિવાદો વર્ષો, અને પ્રવાસ તથા ઇંગ્લાંડ તરફ પ્રત્યાગમન માટે, અમે આતુરતાથી આપ બાદશાહ ખુદાવિંદોના નિર્વિઘ્ન સુખની સારૂ પ્રભુપ્રાર્થના કરીએ છીએ."

આ માનપત્ર ચાંદીની ઉત્તમ કારીગરીના એક ભુંગળામાં મેલીને નામદારોને અર્પણ કરવામાં આવ્યું હતું જેનો તે નામદારે મહેરબાની રાહે સ્વીકાર કર્યો હતો તે નામદારે માનપત્રનો ઉત્તર મોટા ખુલ્લા અવાજે વાંચી સંભળાવ્યો હતો જે વેળાએ હાજર રહેલાઓએ વચ્ચે વચ્ચે તાળીઓથી વધાવી લીધો હતો. અને તે તાળીઓ એમ્રીથી

એટરમાં બીરાજેલાઓએ ઉપાડી લીધી હતી. ના. શહેનશાહનો એ જવાબ આ પ્રમાણે હતો:—

" મુંબઇ ઇલાકાના લોકો વતી તમે જે વિદાયગીરીનું માનપત્ર આપો છો, તે માટે હું શહેનશાહબાનુ અને મારી તરફથી તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તમારી રાજ્યધાનીમાં અમારા આગમન પ્રસંગે અમને જે અંતઃકરણપૂર્વક આવકાર મળ્યો હતો તે છેલ્લા પાંચ અઠવાડીયાના અમારા પ્રવાસ દરમ્યાન દરેકે દરેક સ્થળે અને ક્રમે લાક્ષણિક થયેલી ભાવપૂર્ણ રાજ્યનિષ્ઠાના દર્શનના પ્રથમ ચિન્હરૂપ હતો. અને વિદાયગીરી તથા નિર્વિઘ્ન માટેના તમારા અસરકારક શબ્દો અમે સંતોષ મિશ્રિત ખેદની લાગણીથી સાંભળ્યા છે. આ પ્રવાસથી હિંદને જે લાભો થશે, તેની તમારી આશાવંત આગાહીઓ અમારા હૃદયની આતુર ઇચ્છા સફળ થવાથી અમારી આભારની લાગણીને દૃઢ કરે છે. હિંદમાં મારી રાજ્યનિષ્ઠ પ્રજાઓ વચ્ચે ફરીથી આવવાથી મને અમાપ આનંદ થાય છે, અને અમારી તરફ દર્શાવાયેલો શુદ્ધ હૃદયનો સ્નેહ અને ભક્તિભાવ જે અમને લાગે છે કે લોકના હૃદયમાં ઉતરેલો છે–તેની શબ્દોથી વર્ણવી શકાય નહીં એવી અસર શહેનશાહબાનુ અને મારી ઉપર થઇ છે.

આ છેલ્લા સુખી અઠવાડીયામાં અમને માત્ર શોક કરવાનું એકજ કારણ એજ છે કે આ દેશમાં અમે લાંબો સમય રહેવાને અને પ્રાચીન મદ્રાસ ઇલાકો તથા ઉદાર પરોણાગતનું નિમંત્રણ કરનારા અનેક દેશી રાજાઓનાં રાજ્યોની મુલાકાત લેવાને અસમર્થ થયાં છીએ.

હિંદનો કિનારો છોડતાં વિચારવંત સંભાળ, અને સ્નેહાળ કાળજીથી જે સાધનો યોજી શકાય તે દરેક સાધનથી મળેલા આનંદી અનુભવના સ્થાયી સ્મરણો અમે અમારી સાથે લઇ જઇએ છીએ.

અમે આતૂરતાથી એવો વિશ્વાસ ધરાવીએ છીએ કે પ્રભુની કૃપાથી અમારો પ્રવાસ આ મહાન ખંડના લોકનું સર્વ સામાન્ય કલ્યાણ

કરો ! પૃથ્વીના ગોળાનાં બીજા ભાગોમાંની મારી લાખ્ખો પ્રજાઓના લાભો અને કલ્યાણની પેઠે, તેમના હિંદીવાનોના લાભો અને કલ્યાણ અમારી સમીપ રહેશે અને તેટલાંજ વ્હાલા થશે. ( હર્ષ ગર્જના. )

અમને આટલા બધા સર્વ સાધારણપણાથી સત્ય હૃદયનો જે આવકાર આપવામાં આવ્યો છે, તેમાં સઘળા વર્ગો અને ધર્મોનાં આણસો કેટલા બધાં એકત્ર થયેલાં છે, એ જાણીને મને અત્યંત તિવ્ર સંતોષ થયો છે. તેમના જાહેર તથા ખાનગી જીવનોના નિત્યના સંબંધો ભવિષ્યમાં એવીજ એકતા અને એક રાગથી ચાલે, એ શું સંભવિત નથી ? ( હર્ષ ગર્જના ) આ હેતુ–સંપાદન ખરેખર હિંદના અમારા પ્રવાસનું સુખમય પરિણામ થશે.

અમને અમારા આગમન અને નિર્ગમન સમયે આટલી બધી તિવ્રતાથી આવકાર આપનારા તમને, મુંબઇના પ્રતિનિધિઓને, હિંદી શહેનશાહતના લોકોને પહોંચાડવાનો અમારો આ સ્નેહ પૂર્ણ વિદાય-ગીરીનો સંદેશો સોંપીએ છીએઃ

સર્વ સમર્થ પ્રભુ તેનું કલ્યાણ કરવામાં અને સમૃદ્ધિ તથા શાંતિના સુખો તેને માટે મેળવી આપવા મને અને મારા વારસોને સદા સહાય આપો. ”

આ પ્રમાણે માનપત્રનો ઉત્તર સમાપ્ત થતાં ઓળખ કરવાનું કામ શરૂ થયું હતું. પ્રથમ મુંબઇની ધારાસભાના સભાસદો તખ્તની સામે ક્રમવાર એકેકની પાછળ હારબંધ ગોઠવાઇને ઉભા હતા, અને ઉપ–પ્રમુખ સર ચાર્લ્સ લેંબે દરેક સભાસદનું નામ પોકારતાં, તે આગળ વધી પ્રથમ ના. શહેનશાહને અને તે પછી ના. શહેનશાહબાનુને પોતાની કોમની રીત મુજબ નમન કરી પાછલે પગે પાછળ હઠતો અને તે બાદ પોતાની જગ્યાએ ગોઠવાઇ જતો હતો. પારસીઓ અને ઈસ્લા-મીઓ જ્યારે વાંકા વળી માન સહિત નમન કરતા હતા ત્યારે હિંદુઓ

છેક હેઠળ સુધી હાથ નમાવી નમસ્કાર કરતા હતા. અને યુરોપીયનો ધીરેથી ડોકું નમાવી સલામી ભરતા હતા. ધારાસભાના સઘળા સભાસદો જ્યારે પોતાના પોષાકમાં સજ્જ થયા હતા ત્યારે એકલા વયોવૃદ્ધ સભાસદો ઓન. સરદાર મોદી જામાપીછોડીના ફુલડ્રેસમાં પધાર્યા હતા. તેમની પછી ના. વડા જજ્જ નમન કરવાને આવ્યા હતા અને લૉર્ડ બીશપની સાથે ના. શહેનશાહ તથા શહેનશાહબાનુએ હસ્ત ધુનન કર્યું હતું. બાદ દેશી રાજવંશીઓની ઓળખ કરાવવામાં આવી હતી. પ્રથમ કોલ્હાપુર, અને બુંદીકોટાના મહારાજાઓએ પોતાની તરવાર ના. શહેનશાહના પગ આગળ મુકી. તે નામદારને અને તે પછી શહેનશાહબાનુને નમન કીધું હતું. તે થઇ રહેતાં શહેનશાહ તથા શહેનશાહબાનુએ તેમની સાથે શેકહેન્ડ કરી તેમને માન આપ્યું હતું. આ પછી મહોમેદન ઢબમાં–કીનખાબના પોશાકમાં સજ્જ થયેલા ભોપાલનાં બેગમ સાહેબ તખ્ત પાસે હાજર થયાં હતાં. પરોણાઓએ તેમને તાળીઓના નાદથી વધાવી લીધાં હતાં. બેગમસાહેબે મ્હોં ઉપર બુરખો નાંખ્યો હતો. ના. શહેનશાહે તેમની સાથે શેકહેન્ડ કર્યું હતું અને કુશળતા પુછી હતી. તે પછી ના. શહેનશાહબાનુએ પોતાના તખ્તના સ્થાનથી બે પગથીઓ નીચે ઉતરી આવી બેગમ સાથે શેકહેન્ડ કર્યું હતું અને થોડો વખત હાથ પકડી રાખી કેટલીક વાતચીત કરી હતી. આ નમનની ક્રિયા પૂર્ણ થતાં લેડી લેમ્બે નમન કરી ના. શહેનશાહબાનુને હર્ષનાદ વચ્ચે ફુલનો તોરો અર્પણ કર્યો હતો. બાદ લોકોની ભારે હર્ષ ગર્જના વચ્ચે બાદશાહી યુગલ તખ્ત ઉપરથી ઉતરીને મંડપને છેડે બહાર એમ્ફીથીએટરની સામે આવી ઉભું રહ્યું હતું. અહીં જાણવું જરૂરનું થઈ પડશે કે ના. શહેનશાહ પધાર્યા તે વખતે મ્યુનીસીપાલીટી તરફનું માનપત્ર જેમ એમ્ફીથીએટરમાં હજારો લોકો હાજરી આપી શકે તે સ્થળે આપવામાં આવ્યું હતું, તેમ આ વિદાય

થતી વખતે કરવામાં આવ્યું નહોતું. પરંતુ વિદાયગીરીની ગોઠવણ પ્રથમ કરતાં જૂદી જ રીતે કરવામાં આવી હતી. એમ્ફીથીએટર છોડીને બંદર આગળ જે શામીયાનો ખડો કરવામાં આવ્યો હતો ત્યાં ઉપર કહી ગયા તે માનપત્ર આપવાની ક્રિયા કરવામાં આવી હતી. જો કે આ શામીયાનામાં અમીર–ઉમરાવોની સારી જેવી હાજરી બેશક હતી, તો પણ હજારો પ્રજા–જનો કે જેઓ ના. શહેનશાહનું છેલ્લું ભાષણ સાંભળવાની અને વિદાય થતી વેળાની છેલ્લી પળો વખતે પોતાના શહેનશાહ અને શહેનશાહબાનુને જોવાની અને તેઓ નામદારો પ્રત્યે પોતાની લાગણીનો છેલ્લો ઉભરો કાઢવાની આતુર ઇચ્છાવાળા હતા, તેઓને એવી તક આપવામાં આવી ન હોતી. માનપત્રની ક્રિયા પુરી થતાં ના. વાઇસરોય અને ગવર્નર ઉઠયાં અને સીડી તરફ જવા લાગ્યા. તેજ વખતે ના. શહેનશાહે, શહેનશાહબાનુના કાનમાં કાંઇક કહ્યું અને તેઓ બંને નામદારો બંદરની સીડી તરફ જવાને બદલે તદ્દન એકલા એમ્ફીથીએટર ભણી ગયા હતા. અને ત્યાં ભેગા થયેલા હજારો લોકોને પોતાના દર્શન આપ્યાં હતા. ના. શહેનશાહ પોતાની પ્રજાથી જુદા પડતાં કેટલા દલગીર દેખાતા હતા, તે તેમના ચહેરા ઉપરથી ખુલ્લું જણાઇ આવતું હતું. અને જતાં જતાં પણ પોતાની પ્રજાને ભૂલી ગયા નથી, તેમ ખાસ કરીને બતાવી આપ્યું હતું. ના. શહેનશાહ અને બાનુને પોતાની તરફ ખાસ ભેટવા આવતાં જોઈ લોકોએ કાનના બહેર ફાટી જાય એવા મોટા ખુશાલીના અવાજો કીધા હતા. લોકોની આ રીદાગીરીનો ના. શહેનશાહી યુગલે નમીને પ્રતિઉત્તર આપ્યો હતો. આમ લગભગ એક મીનીટ સુધી તેઓ ઉભા રહ્યા હતા. આ વખતના પ્રજાના આશીર્વચનો તથા હર્ષના ચિન્હો કદાપિ સ્મૃતિમાં દૂર થઇ શકે તેવાં નહોતાં. પછી મંડપમાં પાછા ફર્યા અને બંને તરફ ડોકું નમાવી

સલામી સ્વીકારતાં એપોલોબંદરથી સીડી ઉપરથી ઉતરી બાદશાહી ચાટમાં સવાર થયા હતાં. સીડી ઉપર પગ મેલતાં પાછા તોપોની સલામીના ધડાકા થયા હતા. અને ચાટ ઉપર પગ મૂકતાંજ ખલાસીઓએ બાદશાહી ઝુંડો હવામાં ઉડતો કીધો હતો. આ કિનારો છોડતી વેળા અને પોતાની વફાદાર પ્રજાથી વિખૂટા પડતી વેળા ના. શહેનશાહબાનુનું હૃદય ભરાઇ આવ્યું હતું, અને છેક નજીદીક જોઇ આવનારાઓના કહેવા પ્રમાણે ના. શહેનશાહબાનુની આંખોમાં આંસુ પણ ભરાઇ આવ્યાં હતાં, જે અટકાવવાની કોશેશ કરતા હોય તેમ જણાયું હતું. મંડપમાં ભેગા મળેલા સઘળા પરોણાઓ કે જેઓને અગાઉથી એવી ફરમાયશ કરવામાં આવી હતી કે ના. શહેનશાહી જોડું લોંચમાં ઉતરીને રવાના થાય ત્યાં સુધી સૌએ પોતપોતાની બેઠક ઉપર બેસી રહેવું, તેઓ પણ આ વેળા ઉભરાતી ભક્તિ અને પ્રેમાળ લાગણીથી ઉશ્કેરાઇ જઈ બેઠકો છોડી બંદરની પાળ આગળ ધસી આવ્યા હતા. હુર્રેના પોકારોથી આ વખતે બંદર ગાજી ઉઠયું હતું, અને તાળીઓ, રૂમાલના ફરફરાટ તથા આશીર્વચનોથી લગભગ પાંચ મીનીટ સુધી ત્યાંનો દેખાવ અસાધારણ ઉલટ અને હર્ષ દર્શાવનારો થઇ પડયો હતો. છેવટે તે બન્ને નામદારો લોંચમાં બેઠા બેઠા સલામો કરીને જવાબ વાળતા વાળતા સ્ટીમર પર વિદાય થયાં હતાં.

સ્ટીમર ઉપર નામદાર શહેનશાહી જોડાને છેલ્લી સલામી કરવાને ગયેલા ના. ગવર્નર અને લેડી કલાર્ક સાડાત્રણ વાગે કિનારા ઉપર પાછા ફર્યાં હતાં. અને તે પછી પાંચ મીનીટે મુંબઇના પોલીસ ઇન્સપેક્ટર જનરલ, પોલીસ કમીશનર, ડેપ્યુટી પોલીસ કમીશનર તથા ઇન્સપેકટરો વિગેરેને ના. શહેનશાહ આગળ હાજર થવાનું માન મળ્યું હતું. તે સઘળાઓને ના. શહેનશાહે ખેતાબો અને ચાંદોથી નવાજ્યા હતા. બુંદીના મહારાણા કે જેઓએ ના. શહેનશાહબાનુની બહુ સારી

આગતા સ્વાગતા કરી હતી તેઓને પણ ના. શહેનશાહ બાનુએ સી. વી. ઓ. નો ખેતાબ એનાયત કીધો હતો. ના. શહેનશાહ આગબોટ–મદીના ઉપર સીધાર્યા તે પછી નામદાર મહારાણીને આગબોટ ઉપર બોલાવવામાં આવ્યાં હતાં તેથી તેઓ પોતાના સરદારો સાથે હાજર થયાં હતાં.

સાંજે ૭ વાગતાં મદીના સ્ટીમર બાદશાહી યુગલને લઇ ઉપડી ગઇ હતી. સ્ટીમ બપોરથી તૈયાર રાખવામાં આવી હતી. મદીના સાથેના ચાર મોટાં લડાયક બારકસો મદીના સ્ટીમરની આગળ ગોઠવાઈ ગયા હતા. સઘળા બારકસો અને મનવારોએ વાવટા– તોરણોનો શણગાર સજ્યો હતો. સાડા પાંચ વાગતાં ભુંગળામાંથી વિશેષ ધુમાડો બહાર નીકળવા લાગ્યો હતો અને તેથી એપોલોથી તે બેલાર્ડપીયર સુધીનું આકાશ જાણે કાળું ધુમ્મસમય બની ગયું હોય તેમ લાગી આવતું હતું. વચમાં મદીના અને તેના એસકોર્ટ વચ્ચે ચાલતા વાયરલેસ સંદેશાના ચમકારાઓ પણ થતાં હતાં. ૭ વાગતાં સ્ટીમર ધીમે ધીમે ચાલવા લાગી, કીનારાની બેટરી ઉપરથી તોપોની સલામતી આપવામાં આવી અને અર્ધી કલાકમાં તો સ્ટીમર દષ્ટિમર્યાદામાંથી અદૃશ્ય થઈ ગઇ !

વિદાય થતી વખતે નામદાર શહેનશાહે પોતાની મુસાફરી સંબંધેનો સંતોષ જણાવવાને નીચલો તાર ઇંગ્લાંડના વડા પ્રધાન મી. આસ્કુઇથી ઉપર મોકલી આપ્યો હતોઃ—

“ હિંદુસ્તાન છોડીને અમારા વતન તરફની સફરે અમો પાછા વળીએ તે પહેલાં મારી ખાત્રી છે કે મારી સરકારના વડા તરીકે તમો જાણીને ખુશી થશો કે મારી સર્વથી મોટી આશાઓ ફળીભૂત થવા પામી છે અને અમારા હિંદી પ્રવાસની ફત્તેહ અમારી સઘળી વકી કરતાં અતિશય મોટી થઈ છે. એમ સઘળા ખાનગી તેમજ

જાહેર પ્રત્યક્ષ સાધનો દ્વારા મારા જાણવામાં આવ્યું છે. મુંબઇ, દિલ્હી, અને કલકત્તામાં તેમ થયું છે એટલુંજ નહીં પણ શહેનશાહ બાનુ અને હું દેશના જે જે ભાગોમાં ગયાં હતાં ત્યાં સઘળેજ તેવી ફત્તેહ મળી છે. સઘળા વર્ગ, વર્ણ અને ધર્મના લોકો હર્ષ અને પ્રીતિના અચુક ચિન્હો સાથે અમોને આવકાર આપવાને એક બીજાં જોડે એકત્ર થયા છે. દિલ્હી દરબારનો જે દબદબા ભર્યો દેખાવ કરવામાં આવ્યો છે, તે ડહાપણ ભરેલા અને દીર્ઘદૃષ્ટિથી વિચાર ચલાવીને કરેલી ગોઠવણોને આભારી છે; કે જે ગોઠવણો વાઇસરોય અને તેમના હાથ નીચે કામ બજાવનારાઓના અથાગશ્રમથી દમામદાર રીતે પાર ઉતારવામાં આવી હતી. વાઇસરોયની ખુશનુમા મુલાકાતના દરમીયાન અમારાં સુખ, સગવડ અને મોજને ખાતર આખું કલકત્તા જેટલું પણ તેનાથી બની શકે તેટલું બજાવવાને એકત્ર થઈ ગયું હતું. મને ખુશાલી ઉપજે છે કે મારા અને ઇંગ્લાંડ મધ્યેની મારી પ્રજા વચ્ચેના પરસ્પર વિશ્વાસને લીધેજ હું મારા જીગરની આશાઓ પાર ઉતારવાને શક્તિમાન થયો છું. વખતના વહેવા સાથે અમારી મુલાકાતથી હિંદુસ્તાન અને સામાન્ય રીતે આખી શહેનશાહતને જાથુકનો લાભ થયેલો સાબીત થાય તો મારા આ સંતોષમાં મોટો વધારો થવા પામશે.”

૯.

# ના. ગાયકવાડ સરકારનું અવિધિએ નમન.

દિલ્હી દરબારના આનંદદાયક પ્રસંગે એક દુઃખદાયક ચર્ચા બહાર આવી હતી, આ ચર્ચા વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારના તા. ૧૨ મી ડીસેંબર વેળાના રાજ્યારોહણ પ્રસંગેના નમનને લેઇને ઉદ્ભવી હતી. તે નામદારે, એમ કહેવાય છે કે જે વિધિ પ્રમાણે કરવું

જોઇએ, તે પ્રમાણે કર્યું નહોતું આથી પ્રથમ સહેજ ચકચાર અને પછી લંડન "ટાઇમ્સ" વિગેરે પત્રોના પ્રભાવે કાગનો વાઘ બન્યો હતો. ના. ગાયકવાડે પોતાના નમન વિષેની ટીકાઓ સાંભળતા વાર તે નિખાલસ ખુલાસો ના. વાઇસરૉયને આ પ્રમાણે લખી વાળ્યો હતો જે નામદાર સરકારે કબુલ પણ રાખ્યો હતોઃ—

વહાલા લોર્ડ હાર્ડીંજ—મારા સાંભળવામાં આવ્યું છે કે ના. શહેનશાહને મેં જે રીતે નમન કર્યું છે તે માટે નાપસંદગી ભરી ચર્ચા થવા પામી છે. આ સંબંધમાં જે બન્યું છે તે હું નીચે મુજબ જણાવું છું. હું ખાત્રી આપું છું કે ના. શહેનશાહનું અપમાન કરવાનું મેં ધાર્યું નહોતું અને ધારીશ પણ નહીં. બ્રીટીશ રાજ્ય તથા તે નામદાર તરફથી મારી વફાદારી માટે શક ઉપજવા જેવું હું કદી કરૂં નહીં. એમ જણાવવામાં આવે છે કે સિંહાસન સન્મુખ જતાં તથા ત્યાંથી પાછા ફરતાં નક્કી કરાયેલી રીતીઓ પ્રમાણે હું વર્ત્યો નહોતો. જો તે ખરૂં હોય તો તે નામદારને જોવાથી થયેલા ગભરાટને તથા કંપારીને આભારી હતું. મારી પહેલાં ફક્ત એકજ દેશી રાજા—નિઝામે નમન કર્યું હતું અને બીજાઓને નમન કરતાં જોવાની મને તક મળી નહોતી. વળી નિઝામે કેમ નમન કર્યું તે મેં ગભરાટને લેઇને જોયું નહોતું. હું થોડાક ડગલાં પાછો ફર્યો અને મારે કયે રસ્તે જવાનું છે, તે મેં પુછ્યું. જે પગથીઓ દ્વારા ઉતરવાનું હતું તે ઉપરથી જ હું ઉતર્યો હતો એવો મારો ખ્યાલ હતો. પણ મને જણાવવામાં આવે છે કે મેં તેમ કર્યું નહોતું. હું ગભરાઇને આગળ ચાલી ગયો હતો તે માટે હું અંતઃકરણ પૂર્વક દિલગીર છું. વળી ગઇ તા. ૭ મી એ ના. શહેનશાહે મારી મુલાકાત લેવા વિષેના કાર્યક્રમ સંબંધી લખાયલો (about the programme for *my reception* by *His Imperial Majesty*) મારોપત્ર પણ

નાપસંદગી પામ્યો છે. જો તે ખરૂં હોય તો હું ખાત્રી આપું છું કે તેથી અપમાન કરવાનો મારો બીલકુલ ઈરાદો નહોતો. જો તમારી ઈચ્છા હોય તો બીનશરતે એ પત્ર પાછો ખેંચી લેવા હું તૈયાર છું. તે પત્ર મિત્રતાના ભાવે તથા શહેનશાહી મુલાકાત વધુ લોકપ્રિય કરવા માટે લખાયો હતો. ના. શહેનશાહે મારી મુલાકાત વેળા જે સભ્યતા બતાવી હતી, તેથી મારા મન ઉપર બહુ ઉંડી અસર થવા પામી હતી. હું તમો નામદારને અર્જ કરૂં છું કે મારા આ પત્રનો ભાવાર્થ તમો નામદાર શહેનશાહને જણાવશો અને મારી વફાદારી અને રાજભક્તિ વિષે તેમને ખાત્રી આપશો. લોર્ડ ક્રુને પણ તે બતાવશો કે જેથી મારી લાગણી અને વર્તણુકના સંબંધમાં જે કાંઈ ગેરસમજ થવા પામી હોય તે દૂર થાય" આ માફીપત્ર ઉપર ટીકા કરતાં લંડનના ટાઇમ્સ પત્રે ના. ગાયકવાડ ઉપર નીચેના આક્ષેપો કર્યા હતાઃ—

"હિંદી રીવાજો અને રીતભાતથી જેઓ માહિતગાર છે, તેઓએ વેસ્ટમીનીસ્ટરમાં થયેલી રાજ્યાભિષેકની ક્રિયા વખતની ગાયકવાડની વર્તણુક બાબે બહુજ નાપસંદ ટીકા કરી હતી, તેમનું વર્તન છેલ્લા કેટલાક વખત થયાં ગંભીર ટીકાને પાત્ર થઇ પડયું છે. ઘણાંક હિંદી એકસ્ટ્રીમીસ્ટો વડોદરાનાંજ માલૂમ પડયાં છે અથવા વડોદરાના રાજ્યમાં અને ખુદ ગાયકવાડના ઘરખટલામાં નોકરી કરતા જણાયા છે. હિંદી એકસ્ટ્રીમીસ્ટ વર્તમાનપત્રો દેશી રાજાઓની બ્રીટીશ સરકાર તરફની વફાદારીને લીધે, તેઓ ઉપર જે હુમલા કરતા હતા, તેમાંથી તેઓએ ખાસ સંભાળ લેઇને ગાયકવાડને બાતલ રાખ્યા હતા. બ્રીટીશ વિરૂદ્ધ લડત ચલાવનારાઓ તરફ ગાયકવાડે ઉદારતા બતાવી હતી. અને ૧૯૧૦ ની સાલમાં પોતાના મહારાણી જોડે શ્યામજી ક્રિષ્ણવર્માની મુલાકાત પણ લીધી હતી. થોડાક વખતની વાત ઉપર કેટલુંક ફીતુરી સાહિત્ય વડોદરાના એક પ્રેસમાં છપાયેલું શોધી કહાડવામાં આવ્યું

હતું, કે જે પ્રેસને રાજ્યના અમલદારો તરફનો આશ્રય હતો. તેને લગતી તપાસમાં પોલીસને એ રાજ્ય તરફથી માત્ર સુકી મદદ આપવામાં આવી હતી. ગાયકવાડે પોતાને જે હલકી હાલતમાં લાવી મુક્યા છે, તે દાખલો તેમને અસરકારક ચેતવણી આપનારો થઇ પડશે. છેવટે અમો આશા રાખીએ છીએ કે જે વફાદારીની ગાયકવાડે પોતાના માફીપત્રમાં ખાત્રી આપી છે, તેનો વ્યવહારૂ અમલ કરી, માફીપત્રની યથાર્થતા ષે કોઇ પણ જાતનો શક રહેવા દેશે નહીં." આ આક્ષેપોનો ઉત્તર આપતાં ના. ગાયકવાડ સરકારના સેક્રેટરીએ નીચલો પત્ર "ટાઇમ્સ" ઉપર મોકલી આપ્યો હતો, જેમાં જણાવવામાં આવ્યું હતું કેઃ—

"લંડન ટાઇમ્સ" ના અધિપતિ જોગ.

ગાયકવાડના સંબંધમાં તમોએ લખેલી આર્ટીકલ, જે "પાયોનીયર" ઉપર તાર મારફતે મોકલવામાં આવી છે, તેમાં કેટલીક ખોટી વિગતો મોટી અતિશયોક્તિ પૂર્વક અને કેટલીક તો સર્વથા ખોટી વિગતો આપવામાં આવી છે. વેસ્ટમીનીસ્ટર એબીમાં ના. મહારાજા હિંદી રીવાજ અથવા એટીકેટથી કોઇ પણ ઉલટી રીતે વર્ત્યા હતા, એ વાત સચ્ચાઇથી તદ્દનજ વેગળી છે. એવી વર્ત્તણુક ચલાવવાનો કાંઇ પ્રસંગ પણ નહોતો. કારણ કે તેઓ તો કેવળ એક પ્રેક્ષક તરીકેજ ત્યાં હાજર રહ્યા હતા; તેમજ એવી તકરાર અગાઉ કદી સાંભળવામાં પણ આવી નથી. નામદાર મહારાજા ૧૯૧૦ માં ક્રિષ્ણવર્માને મળ્યા નહોતા, અને તે ઇંગ્લાંડ છોડી ગયો ત્યાર પછી તેને જોયો પણ નથી. જે છાપખાનામાંથી થોડુંક થયું ફીતુરી સાહિત્ય પકડાયું છે, તે તદ્દનજ ખાનગી છાપખાનું હતું. અને રાજ્ય સાથે તેને કોઇ પણ જાતનો સંબંધ નહોતો. ચલાવવામાં આવેલી તપાસમાં વડોદરાની કાઉન્સિલે બ્રીટીશ સત્તાવાળાઓને બની શકતી સઘળી મદદ એકદમ આપવામાં આવી હતી. કાયદાપૂર્વક જુબાનીની ગેરહાજરીમાં કોર્ટમાં એ મુકદ્દમો

ભાંગી પડતાં મહારાજા છાપખાનું અત્યાર આગમચ જપ્ત કરી ચૂકયા છે, અને લેખકને પોતાના રાજ્યની હદપાર કરી ચૂકયા છે. બ્રીટીશ સરકાર વિરૂદ્ધ ચર્ચા ચલાવનારા એકસ્ટ્રીમીસ્ટોને રાજ્યમાં નોકરી આપવામાં આવેલી હોવાને લગતી હકીકત ગેરવ્યાજબી તથા આડે રસ્તે દોરવનારી અને ખરી વાતને તદ્દન ઉલટાવી નાંખનારી છે." ના. ગાયકવાડના સેક્રેટરીનો આ ખુલાસો પ્રકટ કરવા ઉપરાંત "લંડન ટાઇમ્સે" કેટલીક લંબાણ ટીકાઓ કરતાં જણાવ્યું હતું કે "જો કે ગાયકવાડ કોરોનેશન વેળાએ એક તમાશગીર તરીકે હાજર રહ્યા હતા છતાં એ તો ચોક્કસ છે કે તેમની વર્તણુક માટે બહુ ગેરલાભદાયક ટીકા થઇ હતી; અને તેની કાંઇ સત્તાવાર ખબર લેવામાં આવી નહોતી." આ નાપસંદ ચર્ચામાં બીજા દેશી તથા એંગ્લો ઇન્ડીઅન પત્રોએ પણ ભાગ લીધો હતો, અને લંડન ટાઇમ્સના આક્ષેપોને તદ્દન વજુદ વિનાના બનાવી દીધા હતા. કલકત્તાના એમ્પાયર પત્રે તો એટલે સુધી લખ્યું હતું કે "વડોદરા રાજ્ય તરફથી કચડી નાંખનારો જવાબ મળ્યા પછી ધી લંડન ટાઇમ્સ, એક પત્રકારને નહિ છાજે તેવી ચર્ચાનો છેડો લાવશે. દરબારની રીતિનો સહેજ ભંગ થવાથી તે ઉપર આર્ટીકલોની આર્ટીકલો લખી કાઢી તે ચીજને છેક રાજદ્રોહ કે વૈર તરીકે લંબાવવી એ એક બ્રીટીશ જર્નાલીઝમનો આશ્ચર્યભર્યો બનાવજ લેખાવો જોઇએ. જે બનાવ બન્યો હતો, તે માટે વાઈસરોય ઉપર યોગ્ય લખાણ નામદાર ગાયકવાડે ખુલ્લે દીલે કર્યું હતું. આ બીનાજ રાજદ્રોહ અને એવા બીજા ખ્યાલોને તદ્દન જમીનદોસ્ત કરી દઈ, એવા વિચાર મૂર્ખાઇ ભર્યા છે, એમ દેખાડી આપે છે. જેઓ આવી બાબતોમાં ઉંચો રાજદ્રોહ જોવાને ટેવાઈ ગયાં છે, તેઓ હાથમાં કલમ પકડવાને પણ નાલાયક છે." આ સિવાય "દરબાર બુલેટીન" પત્રે પણ ટાઇમ્સ અને પાયોનીયર પત્રોના સંબંધમાં લંબાણ વિવેચન કરી ના-

પસંદ ચર્ચાનો અંત લાવવાનો આગ્રહ કર્યો હતો. તે પત્રે ના. ગાયકવાડની અવિધિ માટે ફત્તેહમંદ બચાવ કરતાં લખ્યું હતું કે "વાજબી રીતે કહી શકાશે કે ગાયકવાડ જેવા દરજ્જા અને લાયકાતોવાળા એક રાજ્યકર્ત્તા જાણતા હોવા જોઇએ કે વડા બાદશાહ તરફ નક્કી કરેલી વિધિઓનો અનાદર કરવાથી કાંઇ પણ મેળવવાને બદલે ખોવાનું વધુ છે. આ રીતે જોતાં ના. ગાયકવાડે જાણી જોઇને વિધિનો ભંગ કર્યો હોય એમ બીલકુલ માની શકાતું નથી. કોઈ પણ બે રાજાઓએ એક સરખી રીતે નમન કર્યું નહોતું. ઘણાંક બ્રીટીશ હોદ્દેદારોએ પણ ના. શહેનશાહ અને શહેનશાહબાનુને નમન કર્યું હતું. બનવા જોગ છે કે શહેનશાહબાનુ આગળથી પસાર થતી વખતે નમન કરવું કે નહીં, તે વિષે નામદાર ગાયકવાડ વિચારમાં પડયા હોય. અને એવા અચોક્કસપણામાં તેઓ આગળ ચાલ્યા ગયા હોય. આ બનાવ જેમણે નજરે જોયો છે તેમનો પણ એવોજ મત છે. ગાયકવાડના ખુલાસામાં તેમની સચ્ચાઇ જણાઇ આવે છે + + + + નીચું જોવડાવનારો પસ્તાવો કરવામાં આવ્યો છે, અને અમો માનીએ છીએ કે શહેનશાહ અને શહેનશાહબાનુએ તે કબુલ રાખેલો હોવોજ જોઇએ. પ્રગટ થયેલું માફીપત્ર પણ વફાદાર પ્રજાએ એવીજ લાગણી પૂર્વક વાંચ્યું હોવું જોઇએ. અમારા ભાઇબંધ (પાયોનીયર) ની ટકોર ખરાબ ધ્વની બતાવનારી અને અંગ્રેજી ખાનદાનથી ઉલટી છે. પડેલાને પાટુ મારવી તે ખચિત જ મરદ બચ્ચાને છાજતું કહેવાય નહિ. વફાદારીમાં અમો કોઈનાથી પણ ઉતરતા નથી. તેમ જણાવતાં ઉમેરીશું કે બાદશાહી દરજ્જામાં અજ્ઞાનતાથી થયેલા અપમાનનો બદલો વાળી આપવા માટે એક ભુલ કરનારો આસામી જે કાંઇ કરી શકે, અને જે તેણે કર્યું છે તેને ના. શહેનશાહ એક હીણપત તરીકે લેખશે નહીં. અજ્ઞાનદશામાં પણ પો-

તાના રાજ્યકર્તાને અપમાન થઈ જાય તો તે માટે ના. ગાયકવાડ કરતાં ઓછી તિક્ષ્ણ લાગણી ધરાવનારા આસામીને પણ પસ્તાવો થવો જોઇએ. અમારા ભાઇબંધની પેઠે જો અમે પણ જરા જરામાં બીજાઓની ખોડખાંપણ કાઢવા બેસીએ તો એવું સૂચવી શકીએ કે પોલીટીકલ અમલદારોએ પોતાની દેખરેખ હેઠળના દેશીરાજાઓને વંદન-વિધિ વિગેરે શીખવા માટે અલાહબાદની એક ચોક્કસ વર્તમાનપત્રની ઓફીસમાં મોકલી આપવા. તેના અધિપતિના શિક્ષણથી તેઓને જે હિંમ્મત આવશે તેથી આવા મેળાવડામાં તેઓને ડર નહીં લાગવાની જરૂરી જમીનગીરી મળશે.”

લંડન ટાઇમ્સે ના. ગાયકવાડની વિરૂદ્ધ જે એક એવો આક્ષેપ કર્યો હતો કે નામદાર ગાયકવાડે તથા મહારાણીએ ક્રૃષ્ણવર્માની મુલાકાત લીધી હતી, તેના સંબંધમાં શ્યામજી કૃષ્ણવર્માએ “ટાઇમ્સ” પત્રને લખેલો નિચલો પત્ર બહુ ઉપયોગી થઇ પડયો હતો. ક્રૃષ્ણવર્માએ લખ્યું હતું કેઃ—“ ના. ગાયકવાડ મહારાજા તથા મને પોતાને ઇન્સાફ આપવાને ખાતર ના. મહારાજાને તથા મને કેવો સંબંધ છે, તે વિષે ઇંગ્રેજ પ્રજાએ જાણવું જોઇએ. તમારા મહાન્ વડા પ્રધાન મી. ગ્લેડસ્ટને મારે માટે મર્હુમ લોર્ડ નોર્થબ્રુક ઉપર એક ભલામણપત્ર આપીને સને ૧૮૮૪ના ડીસેંબર માસમાં માન આપ્યું હતું. અને મર્હુમ લોર્ડ નોર્થબ્રુકે મહારાજા આગળ મારી ભલામણ કીધી હતી કે જેમને દરેક જણ જાણે છે તે મુજબ લોર્ડ નોર્થબ્રુકના વાઇસરૉય તરીકેના અમલ દરમીયાન વડોદરાના ગાયકવાડ તરીકે ગાદીએ બેસાડવામાં આવ્યા હતાં. ના. ગાયકવાડના પોતાના રાજ્યમાં તેમજ રજપુતાનામાં અને બીજે ઠેકાણે વખતો વખત મને ના. મહારાજા સાથે ખુશ મુલાકાત થઇ હતી. પરંતુ ૧૯૦૭ જુન મહિનામાં ઇંગ્લાંડથી નીકળી હું પારીસમાં આવી રહ્યો ત્યાર પછીથી ના. મહારાજાને મેં કદી પણ

જોયા નથી; અથવા તો પત્ર વ્યવહાર પણ ચલાવ્યો નથી. ખરી વાત એ છે કે મારા રાજદ્વારી વિચારોના સબબે મારી ઉપર લંડન ટાઇમ્સે જે હુમલા કર્યા છે, તેના મુખ્ય કારણે લગભગ દરેક અંગ્રેજ મિત્ર તરફથી અને સઘળા આગેવાન હિંદીઓ તરફથી મને સખ્તરીતે બહિષ્કૃત કરવામાં આવ્યો છે; અને તેમાં મારી સાથે જુનો–નિકટનો સંબંધ ધરાવનારાઓ પણ મારાથી અલગ થઇ ગયાં છે. દેખીતી રીતે તેઓ એવી ધાસ્તી રાખીને અલગ થયાં છે કે મારી સાથેનો કોઇ પણ જાતનો સંબંધ તેઓ રાખશે તો તેઓ બ્રીટીશ સરકારનો ક્રોધ પોતાની ઉપર ખેંચી લેશે. × × × × × × તમો ટીકા કરો છો કે " હિંદી એકસ્ટ્રીમીસ્ટ છાપો જે હિંદી રાજવંશીઓ ઉપર તેમની તાજ તરફની વફાદારીને લીધે જે ચાલુ રાખી હુમલા કરે છે, તે છાપો ગાયકવાડને ખાસ તે હુમલાથી અલગ રાખવાની સંભાળ લે છે. " મારે જણાવવું જોઇએ કે કોરોનેશન પ્રસંગે હિંદી વઝીરની કાઉન્સીલના સર ગુપ્તાને બક્ષવામાં આવેલા કે. સી. એસ. આઇ. ના ખેતાબ માટે તેમના માનમાં જે ખાણું આપવામાં આવ્યું હતું તે મીજબાનીના પ્રમુખપદે ગાયકવાડ બેઠા હતા. તે માટે મેં ઇંડીઅન સોશીઓલોજીસ્ટ પત્રના સપ્ટેમ્બરના અંકમાં ગાયકવાડને સખ્ત રીતે વખોડી કાઢ્યા હતા. કોઇ પણ રીતે આ ઉપરથી એટલું તો સાબીત થાય છે કે કોઇ પણ માણસ તરફ હું અંગત માન અને પ્રશંસાની લાગણી ધરાવતો હઉં, તો પણ મારા ધારેલા ધોરણથી તે ઉલટો જતો જણાતો હોય તો તેની ખબર લેવાને હું ચૂકતો નથી. "

ના. ગાયકવાડની ભૂલના સંબંધમાં ટાઇમ્સના આક્ષેપો તથા ' ડેલી ટેલીગ્રાફ ' વિગેરે પત્રોએ ગાયકવાડને પદભ્રષ્ટ કરવાની કરેલી સૂચનાઓ ઉપરના રદીઆઓથી દૂર થવા પામી હતી. આ ઉપરાંત " અમ્રીતબજાર પત્રિકા " એ પોતાની જુની ફાઇલમાંથી કેવા સંયો-

એમાં કેવી વલણુ રાજાઓને પકડવી પડે છે, અને તેનો કેવી રીતે અંત આવે છે, તે દર્શાવનારો લોર્ડ લીટનનો દરબાર વેળાનો એક દાખલો ઉતાર્યો હતો, જે અત્રે જાણુવા જોગ થઇ પડે છેઃ—

૧૮૭૭ માં લૉર્ડ લીટને ભરેલી દરબાર વેળાએ પણ આવોજ એક બનાવ બન્યો હતો. અને તે બનાવ ઉપરથી ઉક્ત અંગ્રેજી પત્રો ના. ગાયકવાડ સામેનો પોતાનો મત કદાચ મજબૂત કરી શકશે ! લોર્ડ લીટને ભરેલી દરબાર વેળાએ દિલ્હીના મુસલમાન બાદશાહોના રીવાજ મુજબ તેણે હાથીઓનું એક સરઘસ કહાડયું હતું. અને લોર્ડ લીટન પોતે સૌથી મોટા અને સૌથી વધુ શણગારવાળા હાથી ઉપર સરઘસની હારમાં વિરાજ્યા હતા. અને તેમની પાછળ હિંદી રાજા–મહારાજાઓ પોત પોતાની પદવી પ્રમાણે હાથીઓ ઉપર વિરાજ્યા હતા. આ સરઘસ પસાર થતું હતું તેવામાં એકાએક હિંદી મહારાજાઓ માંહેના એક ઉંચા દરજ્જાના અને મોટા માનવંત મહારાજા પોતાનો હાથી બાજુએ લેઇને સરઘસમાંથી ચાલ્યા ગયા અને પોતાના તંબુમાં ગયા. લૉર્ડ લીટને આ બનાવ જોયો અને ગુસ્સા તથા આશ્ચર્યથી તેઓ છેડાઇ પડયા. તેઓ પોકારી ઉઠયા કે “ આવી રીતે સરઘસ છોડી જવાની શું મતલબ? આ તો નામદાર મહારાણીને મોટું અપમાન થયું ગણાય. આને માટે શું પગલા લેવા તેનો લોર્ડ લીટને વિચાર કરી આ બનાવનો ઇંગ્લાંડ તાર કર્યો. પરિણામે સર્વત્ર હોહાકાર થઇ રહ્યો. સઘળે ગંભી-રતા વ્યાપી રહી. લંડન કરેલા તારમાં જણાવવામાં આવ્યું કે મહા-રાજા બેવકૂફ યા તો ઉદ્ધત હોવા જોઇએ. કારણ કે તે સિવાય તેઓ હિંદુસ્તાનના સઘળા રાજાઓ–મહારાજાઓની હાજરીમાં તેમજ યુરો-પીયન પ્રતિનિધિઓની સન્મુખ મહારાણી વિકટોરીઆને આવી રીતે અપમાન પહોંચાડવાની હિંમત કરે નહીં. માટે બ્રીટીશ અમલની કીર્તિને ખાતર મહારાજા ઉપર દાખલો બેસાડવાની જરૂર છે. તે વે-

બાના હિંદી વજીરે આ બનાવની ગંભીરતા જોઇને મહારાજાને સઘળા પ્રકારની સજા કરવાની બહાલી આપી; અને લોર્ડ લીટનને ગમે તે કરવાની છુટ આપવામાં આવી.

લોર્ડ લીટને પોતાને આવી રીતે મળેલી સંપૂર્ણ સત્તાનો લાભ લેઇ તપાસ ચલાવી. મહારાજાના તંબુ ઉપર ખાનગી રીતે લશ્કરી જાબતો મૂકયો. અને મહારાજા પાસે બ્રીટીશ વાવટાને અપમાન કરવાનો એકદમ ખુલાસો માગવામાં આવ્યો. મહારાજા ઘણા ગભરાઈ ગયા અને વડી સરકારનો ગુસ્સો નરમ પાડવાને પોતાથી બનતું કર્યું. તેમણે જણાવ્યું કે બ્રીટીશ તાજનો હું સંપૂર્ણ વફાદાર છું. બ્રીટીશ વાવટાને અપમાન કરવાની મતલબથી કે નાઉમેદી અથવા ગુસ્સાની કોઈ પણ લાગણીથી હું સરઘસમાંથી ચાલી ગયો નહોતો. પણ એક નહીં દૂર થઇ શકે તેવા કારણને લઇને મને સરઘસ છોડી જવાની જરૂર પડી હતી. પણ આ ખુલાસાથી લોર્ડ લીટનના ગુસ્સામાં ઘટાડો થવાને બદલે વધારો થયો. તેઓએ કહ્યું કે "હા. ત્યારે એમને અનિવાર્ય કામ હશે; પરન્તુ શું તેમને ખબર નથી કે જે કાર્યક્રમનો એમણે ભંગ કર્યો છે તેના કરતાં બીજું મોટું કાર્ય શું હોઇ શકે?" લૉર્ડ લીટને ધાર્યું કે મહારાજા આપણને ઉડાવે છે, જે ઉપરથી તેમના તંબુની આસપાસ લશ્કર મુકી દીધું અને ચોક્કસ કલાકમાં ખુલ્લે-ખુલ્લો અને ખરો ખુલાસો રજુ કરવાને હુકમ કરવામાં આવ્યો.

મહારાજા હવે ધાસ્તીથી ધ્રુજવા અને ઘણી નમ્રતાથી તેમણે ફોરેન સેક્રેટરીને લખ્યું કે જો તેઓ કૃપાની રાહે મને મુલાકાત આપશે તો હું ઘણોજ સંતોષકારક ખુલાસો આપીશ; અને મારી વર્તણુક ઉપર જે આક્ષેપો મૂકયા છે, તેમાંથી હું પોતાને મુક્ત કરીશ. આ ઉપરથી વાઇસરોયની એકઝ્કયુટીવ કાઉન્સીલ એ પત્ર ઉપર વિચાર ચલાવવા બેઠી. અને મહારાજાને એવી એક તક આપવાનો ઠરાવ

કર્યો. ફોરેન સેક્રેટરી ઘણા ભપકામાં અને પોતાના હાથ નીચેના અમલદારોની એક મોટી સંખ્યા સાથે મહારાજાના તંબુમાં ગયા.

મહારાજાને તેમણે ઘણી ચિંતાતૂર સ્થિતિમાં જોયા. મહારાજાએ સેક્રેટરીએ જોતાં તેમનો હાથ પકડીને બાજુપર લઇ ગયા અને કાનમાં કાંઇક કહ્યું. પરિણામમાં સેક્રેટરી પેટ પકડીને હસ્યા અને આંખમાંથી આંસુ પડયાં ત્યાં સુધી હસવું થોભી શકયા નહિ. બન્યું એમ હતું કે મહારાજા હાથી ઉપર બેસીને સરઘસ પસાર થતું હતું તેવામાં તેમને હાજત ( call of nature ) લાગી હતી. અને તે એટલી બધી લાગી હતી કે મહારાજાને એકદમ પોતાનો હાથી ફેરવીને તંબુમાં લેઇ જવા વિના બીજો ઉપાય રહ્યો નહીં. આ ખુલાસો લેઇને સેક્રેટરી વાઇસિરોય અને કાઉન્સીલ આગળ ગયા. ખુલાસો સાંભળીને તેઓ દિગ્મૂઢજ બની ગયા ! કેટલાક તો ખૂબ હસ્યા. પણ પોતે જે કાગનો વાઘ બનાવ્યો હતો તેને લીધે કઢંગી હાલતમાં આવી પડયા, તે તેઓએ આ પરથી જોયું. તેઓએ ઈંગ્લાંડ તાર કર્યો કે એ બનાવનો સંતોષકારક નિવેડો આવ્યો છે, આ રીતે ચોક્કસ સંજોગોને લેઇને કહેવાતી ભૂલ અને અણઘટતી ઉતાવળનો અંત આવ્યો અને એ બનાવપર છેવટનો પડદો પડયો !



## ૧૦.

# દિલ્હી દરબાર સંબંધી પ્રકીર્ણ પ્રસંગો.

---

**વર્ષાનું તોફાન**—દિલ્હી દરબારની છાવણીમાં જે વખતે તંબુઓની તથા રસ્તાઓની બરાબર સગવડ પુરી થવા પામી હતી, તેજ વખતે વર્ષાદના મોટા તોફાને આ બધી વ્યવસ્થા ઉપર પાણી ફેરવ્યું હતું. વર્ષાદ દરબાર આગમચ તા. ૧૬ મી નવેમ્બર ને ગુરૂવારથી પડવો શરૂ થયો હતો, પણ સારા ભાગ્યે તે ચાર દિવસમાં અગીઆર ઇંચ પાણી નાંખી બંધ થયો હતો. વર્ષાદના તોફાનથી ઘણા તંબુઓમાં પાણી ભરાઇ ગયા હતાં, તૈયાર કરેલા સુશોભિત નવા રસ્તાઓ ખોદી નાંખ્યા હતા. આ મુસ્કેલીનું સ્વાનુભવજન્ય વર્ણન કરતાં એક અંગ્રેજી પત્રના પ્રતિનિધિએ કહ્યું કે હાથમાંથી કલમ કોઇ દિવસ છોડેલી નહીં તે બાપડાને ગુરૂવારે રાત્રીના બાંય ચડાવી પોતાના તંબુમાં ભરાયેલા પાણીનો માર્ગ કરવાને એક મોરી હાથે બનાવવી પડી હતી, પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે તેના તંબુમાંથી પાણી નીકળી એક બીજા ભાઇબંધના તંબુમાં ઘુસી ગયું અને તે બિચારો જમીન ઉપર મુકેલાં સામાનમાં માત્ર એક ટોપી અને બંદુકજ બચાવી શક્યો.

**પુરાતન વસ્તુઓનું પ્રદર્શન**—દિલ્હીમાં રાજ્યાભિષેકના અંગે પુરાતન વસ્તુઓનું એક પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. સંગ્રહ નાનો પણ જોવા જેવો હતો. તેમાં ખાસ કરીને મોગલ બાદશાહો સાથે સંબંધ ધરાવતી વસ્તુઓનો સંગ્રહ હતો. જમના નદીમાં અકબર બાદશાહ મછવાઓને એક બીજા સાથે દોરડાંથી બાંધીને જેવી દરબાર ભરતો તે દરબારનું ચિત્ર બતાવવામાં આવ્યું હતું. તેમજ સર્વ બાદશાહના ચિત્રો તેમના દરબારીઓ સાથે રજુ કરવામાં આવ્યા હતાં.

કેટલાંક દેશી રાજાઓએ પણ પોતપોતાના સંગ્રહમાંથી જોવા જેવા ચિત્રો અને અન્ય પદાર્થો મોકલી આપ્યા હતા, બાદશાહોનાં ફરમાનો, સનદોની અસલ નકલો, બાદશાહોનાં પોતાના શસ્ત્રો, બળવા વખતે દિલ્હીથી મોકલેલા એ છેલ્લા તારની નકલો અને દિલ્હીના છેલ્લા બાદશાહ બહાદૂરશાહ બીજાએ સ્વર્ગસ્થ દેવી વિક્ટોરીઆને લખેલો પત્ર, પુસ્તકો, મોહર–છાપો, સિક્કાઓ વિગેરે ચીજો મુકવામાં આવી હતી.

**ખરાબે લાધેલી બીચી સ્ટીમર**—હિંદુસ્તાનના બાળકોને બક્ષિસો આપવાને ના. શહેનશાહબાનુ કેટલીક ચીજો ઈંગ્લાંડથી લાવ્યા હતાં. તેમાંથી “મદીના” સ્ટીમરમાં મુકતાં જે વધેલી તે તેઓએ “બીચી” સ્ટીમરમાં મુકવા માટે આપી હતી, પણ તે સ્ટીમર ખરાબે ચઢી જવાથી વખતસર પહોંચી શકી નહોતી. એ ભેટો ના. શહેનશાહના માતુશ્રીએ અને તેમનાં પુત્રોએ પોતાના ખાનગી પૈસામાંથી ખરીદી હતી. તે સિવાય કલકત્તાની કેટલીક અંગ્રેજ બાનુનો ખાસ પોષાક પણ તેમાં આવ્યો હતો. ચાર લાખ રૂપીયાનો આતશબાજીનો સામાન પણ વખતસર આવી શક્યો નહોતો.

**એડન વાસીઓના માનપત્રનો ઉત્તર**—ના. શહેનશાહને હિંદ પધારતી વેળા એડન વાસીઓએ જે બહુમાન અને માનપત્ર આપ્યું હતું, તેના ઉત્તરમાં ના. શહેનશાહે નીચે મુજબ ઉદ્‌ગારો બહાર પાડયા હતાંઃ—“તમારા વફાદાર માનપત્ર માટે અને એડનની પ્રજાએ અમને આપેલા અંતઃકરણપૂર્વક આવકાર માટે હું તથા શહેનશાહબાનુ તમારો ઉપકાર માનીએ છીએ. અહીંઆ મારા વહાલા પિતાના માતુશ્રીનું બાવલું ઉભું કરવામાં આવ્યું છે, એટલે અંગત સંબંધના અને ભક્તિના વિચારો જાહેર કરવાને આ સ્થળ કરતાં બીજું કોઈ પણ વધુ યોગ્ય સ્થળ નહીં ગણી શકાય. તમારા આ જાણીતા બારાની ફરીથી મુલાકાત લેવા માટે અમને અંતઃકરણથી આનંદ ઉપજે છે.

અમારી ખાત્રી છે કે આગળ તેની પ્રગતિ થશે, અને ચાલુ ઉન્નતિ કાયમ રહેશે. અમને વિશ્વાસ છે કે ગ્રેટબ્રીટન અને ઓસ્ટ્રેલીઆ સાથે એડન પોતાનો સંબંધ ચાલુ રાખશે. એડન આખી બ્રીટીશ શહેનશાહત માટે એક અગત્યનું મથક છે, અને તેના શહેરીઓ તરીકે તમારી જોખમદારીઓની અગત્ય પ્રતિવર્ષ વધતીજ જાય છે. તમારા વેપારની હકીકત જાણીને મને સંતોષ ઉપજે છે; અને મને ભરૂંસો છે કે હાલમાં તેને લગતી જે તપાસ પુરી થવા આવી છે તેથી તેમાં જૂદાજ પ્રકારનો સુધારો થશે; એડનમાં પુરતું પાણી મળે એવી ગોઠવણો થશે. જાહેર તંદુરસ્તી અને સામાન્ય ભલામાં પણ વૃદ્ધિ થશે. સમુદ્રતટ ઉપરનો જે ભાગ તમે તમારા શહેરની ખીલવણીને અર્થે મેળવવા ચાહો છો તે વિષે મને જણાવતાં ખુશાલી થાય છે કે તેનો થોડો ભાગજ જમીન બનાવવાને ઉપયોગમાં લેઇ શકાશે. હું તમારા ભલા આશિર્વાદો માટે તમારો ઉપકાર માનું છું. અને ખાત્રી આપું છું કે તમારા ભલામાં અને ઉન્નતિમાં અમે લાગણીપૂર્વક હિત ધરાવતા રહીશું."

**ના. શહેનશાહ પોતાનું ભાષણ કેવી રીતે તૈયાર કરે છે?** ના. શહેનશાહ પોતાના ભાષણો કેવી રીતે તૈયાર કરે છે, તેના સંબંધમાં એક અંગ્રેજી પત્ર નીચે મુજબ લખે છે:—" સામાન્ય રીતે સવારમાં વહેલાં ના. શહેનશાહ પોતાનું કાર્ય મોટે ભાગે આટોપી લે છે, એ વાત લોકોમાં સારી રીતે જાણીતી છે. તે નામદારને જ્યારે કોઇ જાહેર પ્રસંગે ભાષણ આપવાનું હોય છે ત્યારે તે માટે ચોક્કસ થયેલા દિવસની બે દિવસ આગમચ તે વિષેની નોંધ તેમનો ખાનગી સેક્રેટરી તેમની ડાયરીમાં લખી રાખે છે. કારણ કે સઘળા જાહેર ભાષણો સૌથી વિશેષ ખંત અને સાવધતાથી તૈયાર કરવા, એવો ના. શહેનશાહનો એક સામાન્ય નિયમ છે. પ્રથમ તો તેઓ ભાષણના

પ્રસંગ, સ્થળ અને સમયને અનુસરીને એક લક્ષ્યબિંદુ ચોક્કસ કરે છે. તે નક્કી થયું એટલે તેને સ્પષ્ટ રૂપ આપવા પુરતા ઉદ્દગારો ઉત્તમ રીતે રજુ કરનારો ખરડો ઘડી કાઢે છે. આ કાર્ય કરવામાં તેઓ ઘણાંજ મૂળના મુદ્દાને વળગી રહે છે. પ્રથમ પ્રયત્નથી તેમને કદી પણ સંતોષ થતો નથી. તેમનો ખરડો સેક્રેટરીઓના હાથમાં છેલ્લો પહોંચે તે પહેલાં તેમાં વારંવાર અનેક સુધારા અને ફેરફારો થઇ ચૂકયાં હોય છે. એકદમ શીઘ્ર વક્તૃત્વ દાખવવાની રીતિ તેમને પસંદ નથી. તેમજ તેની સંગીનતામાં તેઓ વિશ્વાસ પણ ધરાવતા નથી. તેઓ પોતાના સઘળા ભાષણો સંભાળપૂર્વક સાવધાનતાથી વિચારી જાય છે, અને પછીજ તેને છેવટના રૂપમાં પ્રગટ થવા દે છે. મર્હૂમ ના. શહેનશાહ એડવર્ડ તેથી વિરૂદ્ધ પ્રકૃતિના હતા. તેઓ જ્યારે પ્રવાસમાં ફરતા ત્યારે ખાસ કરીને શીઘ્ર વક્તૃત્વવાળાં ભાષણો કરતા હતા, અને પદો તથા શબ્દોનો પ્રશંસક સરળ ઉપયોગ કરી શકતા હતા.

**હિંદના દાદાનો આવકાર.**—હિંદના વયોવૃદ્ધ દાદા લો. મા. દાદાભાઈ નવરોજીએ મુંબઇમાં ના. શહેનશાહની પધરામણી થઇ તે વેળા આવકાર આપનારો નીચેનો સંદેશો પહોંચાડયો હતોઃ—"ઈંગ્લાંડના રાજા ચોથા જ્યોર્જના રાજ અમલના મધ્યભાગમાં મારો જન્મ થયો હતો. ૮૯ વર્ષ પછી આપ ના. શહેનશાહ જ્યોર્જ પાંચમા અને મહારાણી મેરીને વ્હાલી માતૃભૂમિમાં પધારવા માટે અંતઃકરણપૂર્વક આવકાર અને માન આપતાં મને ઘણો આનંદ થાય છે." ના. શહેનશાહના ખાનગી સેક્રેટરીએ તેનો ઉત્તર આ પ્રમાણે વાળ્યો હતોઃ—વ્હાલા સાહેબ, તમારા પત્રમાં ના. શહેનશાહ તથા શહેનશાહબાનુની હિંદની પધરામણી માટેના આવકારના શબ્દો વાંચી તે નામદારોને ઘણો સંતોષ થયો છે. અને આ તમારી માયાળુ લાગણી માટે તે નામદારો તમારો ઉપકાર માને છે, એમ જણાવવાની મને ફરમાયશ થઇ છે. મુંબઈની પ્રજાએ

જે દિલોજાની ભર્યો આવકાર આપ્યો હતો તેથી તે નામદારોનાં મન ઉપર સારી અસર થવા પામી છે. ના. શહેનશાહ અને શહેનશાહબાનુ આશા રાખે છે કે તમો સારી તંદુરતીમાં હશો. અને તે નામદારો ઇચ્છે છે કે તમારી વૃદ્ધાવસ્થામાં તમને શાંતિ અને સુખ મળે. તા. ૩–૧૨–૧૧ "મદીના" મુંબઇ."

**"મદીના" સ્ટીમરનાં સુખ-દુઃખ**—બાદશાહી સ્ટીમર મદીના પોર્ટસ્મથી મુંબઇ આવવા નીકળી તે વખતે ભારે વરસાદ પડયો હતો. બારૂં છોડતાં ઋતુ તોફાની ચાલુ રહી હતી. પહેલીજ રાત્રીએ સ્ટીમર એવા તોફાનમાંથી પસાર થઈ હતી કે તેને પરિણામે કેટલીક બાનુઓ ખાણા ઉપર હાજર થઇ શકી નહોતી. ઇંગ્રેજી ખાડી સુધી આ તોફાન જેમનું તેમ ચાલુ રહ્યું હતું. ખાડીથી બે ઓફ બીસ્કે સુધી તોફાન નહોતું. પણ બે ઓફ બિસ્કેમાં દરીયો તોફાને ચડયો હતો. પવન પણ તેને મદદ કરતો હતો, અને સખ્ત ફુંકાતો હતો. ના. શહેનશાહ તથા શહેનશાહબાનુ આથી પોતાનો ઓરડો છોડી શકયા નહોતાં. સ્પેનીશ કિનારો છોડતાં પ્રવાસ સુખરૂપ લાગ્યો હતો. ઠંડીનું જોર પણ નરમ પડતું જતું હતું. જીબ્રાલટર સુધી ઋતુ ખુશનુમા રહી હતી. ગાયોને દરીયો લાગવાથી દુધ મળી શકયું નહોતું, એ બીના પાછળથી ખોટી ઠરી હતી. રાતા સમુદ્રમાં કાંઇ જાણવા જોગ બનાવ બનવા પામ્યો નહોતો. છેલ્લી રાતે વાવાઝોડા અને ગાજવીજ સાથેનું તોફાન અને વરસાદ નડયો હતો. હિંદી મહાસાગરની મુસાફરી બહુ મજેની થઈ પડી હતી. એ મહાસાગરમાંથી સ્ટીમર પસાર થતી હતી, તે વખતે સર્વ પ્રકારની રમતગમતો થઇ શકી હતી. તા. ૨૯ મી તથા ૩૦ મીએ બે જણના એક એક પગ બાંધી દોડવાની, મરઘાંઓની લડાઇ, જ્યુજીત્સુ, વિગેરે રમતો થઈ શકી હતી. આ રમતોમાં જેઓ ઉંચે નંબરે આવ્યા હતા તેમને ના. શહે-

નશાહે ના. શહેનશાહબાનુના હાથે ઈનામો વહેંચ્યા હતાં. રવિવાર સિવાય દરરોજ રૉયલ મેરીન આર્ટીલરીનું ત્રણ વખત બેંડ વાગતું હતું. અને ખાણાનો ક્રમ આ પ્રમાણે રહેતો હતો–સવારે ૮ાા વાગે નાસ્તો, બપોરે એક વાગે લંચ, સાંજના ૪ાા વાગે ચાહ, રાતના સાડા સાત વાગે ખાણું. દરરોજ સવારે ચેપલેન બંદગી કરતા અને સ્ટીમરના સર્વ જણાં ના. શહેનશાહ તથા શહેનશાહબાનુ સાથે ત્યાં હાજર રહેતાં. આખી મુસાફરી દરમીયાન "માર્કોનિગ્રામ"ની મદદથી તારના સંદેશાઓ રાજદ્વારી કામસર લંડન સાથે ચાલતા હતા. આ સિવાય રમતગમતના પણ અનેક સાધનો સ્ટીમરમાં પુરા પાડવામાં આવ્યા હતાં. સવારના નાસ્તા વખતે દરરોજ તે નામદારો સન્મુખ ન્યુસપેપર મુકવામાં આવતું. ના. શહેનશાહની માફક શહેનશાહબાનુ પણ વાંચનનો શોખ ધરાવે છે. તેથી ના. શહેનશાહબાનુનો ઘણો ખરો વખત લખવા–વાંચવામાંજ પસાર થતો હતો.

**ના. શહેનશાહનો તંબુ**—ના. શહેનશાહ અને ના. શહેન-શાહબાનુના દિલ્હી ખાતેના તંબુનું વર્ણન એક ખબરપત્રી નીચે પ્રમાણે આપે છેઃ–"શાહી તંબુ ગોઠવવાની ચાતુરી અને સજાવટ જોઇને આનંદ થાય છે. તંબુ શ્વેત રંગનો શુભ્ર દેખાવમાં મનોહર છે. એ ભવ્ય અને ઉત્તમ કારીગરીના નમુનારૂપ તંબુમાં પ્રવેશ કરતાંજ તંબુમાં છીએ કે બીજે તેનું ભાન રહેતું નથી. અંદરની કારીગરી, સામાનની યોજના, રેશમી સજાવટ, ભિન્ન ભિન્ન વર્ણના મનોહર રંગ નયનને તૃપ્તિ આપે છે. તંબુમાં પ્રવેશ કર્યા પછી એક નાની (ante-room) માં જવાય છે. અહીં લખવાના ટેબલો, ઉષ્ણુતા અનુભવવા માટે ઓરડીની યોજ-નાવાળા સ્થાનમાં, દીવાનખાનામાં (drawing-room) આદિમાં જવાને માટે માર્ગ છે. આ દિવાનખાનાનો રંગ આસમાની છે–આછો આસમાની છે. ગલીચા ક્રીમ રંગનાં છે. પુરવણી ગુલાબી અને વાદળી

રંગની છે. પડદા પણ ક્રિમ રંગના છે, તેની કીનારી ગુલાબી રંગની છે. આ રંગોની મીલાવટ એવી મનોહર રીતે યોજવામાં આવી છે કે વારંવાર આપણને નિહાળવાનું મન થાય છે. અને **ભા**રવી સૌંદર્યનું જે લક્ષણ-**क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रुपं रमणीयतायाः** (ક્ષણે ક્ષણે જેમાં નવીનતા ભાસે તે રમણીયતાનું લક્ષણ છે. )-આપે છે, તે સ્મરણમાં આવે છે. ખુરશીઓ અને કોચોના રંગ પણ બરાબર ભળી જાય તેવો ગુલાબી છે. આ સર્વમાં અત્યંત મનોહર અને આકર્ષક તો સમ્રાટનું લખવા-કરવાનું સ્થાન ( study ) છે. આ સ્થાનના તંબુની ભીંતો આછા ભૂરા રેશમની છે. જમીન ઉપર સફેદ આચ્છાદન છે. એની ઉપર મૂલ્યવાન ઇરાનના ગાલીચા બીછાવવામાં આવ્યા છે. આ ઓરડાની એક બાજુએ લખવાનું વિશાળ ટેબલ ( writing table ) છે. ડાબા ખૂણા ઉપર fireplace છે અને આ તાપણીની જગ્યામાંથી નીકળતા ધુમાડા વિગેરેથી ખુરશી-સોફાને નુકશાન ન થાય તેને માટે સ્ક્રીન છે. ખુરશી ઉપરનો પોપટીયો રંગ નયનને તૃપ્તિ આપે છે. આમાંથી ના. શહેનશાહબાનુના ખાનગી ઓરડામાં જવાય છે. અહીં આછા ગુલાબી રંગનું રેશમ આંખને આકર્ષે છે. શયનગૃહનો પણ રંગ સહેજ ખુલ્લો ગુલાબી છે. અહીંથી બગીચામાં ડોકીયું કરી શકાય છે. બારીના પડદા લીલાં છે. કીનારીઓજ ગુલાબી રંગની છે. અહા શું ગુલજારમાં ગુલ ખીલ્યાં છે! આ ઋતુમાં દિલ્હીમાં ગુલાબ સારા થતાં નથી, પરંતુ અહીં તો પ્રત્યેક પ્રકારના ભિન્ન ભિન્ન ગુલાબ ગૌરાંગ રમણીઓના ગાલની સ્પર્ધા કરતાં દષ્ટિએ પડે છે. સમ્રાટના દિવાનખાનાની પાછળ circuit house છે. જો ઋતુ તોફાની હોય કે વરસાદ હોય તો તે નામદારો એ ગૃહમાં આરામ લે."

**ના. શહેનશાહની સહનશકિત અને શોખ**—એક મદ્રાસી ગૃહસ્થ કે જે પદવીદાનની ખાસ ક્રિયા વખતે હાજર હતા,

તે જણાવે છે કે ખેતાઓ અર્પણ કરવા માટે નક્કી કરાયલો શામીયાનો એટલો બધો ન્હાનો હતો કે ઋતુ ઠંડીની હોવા છતાં શામીયાનામાં ગરદીને લીધે અકળામણનો પાર રહ્યો નહોતો, અને પ્રસ્વેદના ટીપાં પડતાં હતાં. તે વધુમાં કહે છે કે "જો કે હું તો ધીમે પગલે દરવાજા પાસે બહાર આવીને ઉભો રહ્યો, પણ ના. શહેનશાહે આ તાપ કેવી રીતે સહન કર્યો હશે તે એક આશ્ચર્ય છે! આપણા સમ્રાટ સાહિત્યના પણ શોખીન છે. જ્યારે પણ અવકાશ મળે છે ત્યારે જુનું સાહિત્ય વાંચે છે. એ નામદારે હિંદના ઇતિહાસનો અને હિંદના વહિવટનો સારો અભ્યાસ કર્યો છે. તેમને સાદાઇ ઘણીજ પસંદ છે, અને કાંઇપણ ઠઠારા વગર ગુપ્ત રીતે સામાન્ય લોકોમાં ભળવાનો અજબ શોખ ધરાવે છે. એકવાર પોલોની રમત દિલ્હીમાં રમાતી હતી, ત્યારે કીસનગઢનો એક રમનાર અચાનક પડી ગયો અને રમત બંધ પડી. એટલે સમ્રાટ, હોકી અને ફુટબોલ રમતા હતા ત્યાં આગળ પગે ચાલીને ગયા અને સામાન્ય લોકોના ટોળામા જઇને ઉભા રહ્યા. સાથે આવેલા અધિકારીઓ તો ગભરાયા અને દોડાદોડ કરી મુકી, પણ નામદાર શહેનશાહે તો રમત ઠંડે કલેજે જોયા કર્યા. લોકોને ખબર પડી કે સમ્રાટ, સામાન્ય લોકોમાં આવીને ઉભા રહ્યા છે, એટલે તેઓ હર્ષગર્જના કરવા લાગ્યા અને મહામુસ્કેલીથી ના. શહેનશાહને બહાર નીકળવાનો માર્ગ મળ્યો. જ્યાં તે નામદાર ઉભા હતા, ત્યાંથી કેટલાકોએ તો ધુળની પડીકીઓ બાંધી લીધી હતી! એકવાર સવારમાં પોતાના તંબુ ઉપર દેશી રાજાઓને મળવાનો વખત થઈ જતાં, સ્નાન કરવાની બધી તૈયારીઓ મુકી દઈ, ફીલ્ડ માર્શલનો પોશાક પહેરી મંડપમાં હાજર થઇ ગયા હતા. અને બે વાગ્યા સુધી ભૂખ્યા ત્યાં બેસી રહ્યા હતા. કહેવાય છે કે ના. સમ્રાટને કોઇપણ જાતની અગવડ ભોગવવામાં આનંદ મળે છે!

**ના. શહેનશાહના પ્રિય પુસ્તકો**—હિંદના પ્રવાસ દરમીયાન ના. શહેનશાહ પોતાની સાથે નીચેના પુસ્તકો લેઇ આવ્યા હતા:—

નિબંધો અને જીવનચરિતો (મેકોલે કૃત) ફ્રાઉડેનાં ટુંક અભ્યાસક નિબંધો (શોર્ટ સ્ટડીઝ), મોરીમેનની વિથ એન્જેડ ટુલ્સ; ડાલ્ટનની સેટર્ડે બ્રીજ, હિંદમાં એકવીશ દિવસો, હિંદના રાજ્યકર્ત્તા (થોમ્પ-સન), ધી ન્યુ કમ્સ (થેકરી), ધી વર્જીનીયન્સ (થેકરી), રૂપર્ટ ઓફ્ હેન્ટઝન (એન્થની હોપ), શેકસપીયર, બ્રિટીશ ડોમીનીયન ઇન ઇંડીઆ, ડોમ્બે અને સન (ડીકન્સ), બેકનના નિબંધો, ચેમ્બર કૃત બાયોગ્રાફીકલ ડીક્ષનેરી, એબેસ ઓફ્ પ્લેઈ (સ્ટેઇન્લી વેઇમેન), લેવેન્ગ્રો (બોરો), રોમોનીરાય (બોરો), બ્રીટીશ હિંદ (આર. ડબલ્યુ. જી. ફ્રેઝર), ન્યુમા રૂમેસ્ટન (ડોડેટ), ઈન્કવાયર વિધિન, વૉર્જી હેસ્ટીંગ્સ (ટ્રોટર), સર વીલીયમ બટલરનું જીવનચરિત્ર, પરિચિત અવતરણો, સંક્ષિપ્ત ઓકસફર્ડ કોષ, ગ્લૅડસ્ટનનું જીવન ચરિત્ર (મોરલી), રેમ્પાર્ટસ ઓફ્ એમ્પાયર, હેપી વેનર્સ, (કેબલ હાવર્ડ), ધી ટ્રુથ એબાઉટ ઇજીપ્ત (એલેક્ઝાન્ડર), વર્ડઝવર્થનાં કાવ્યો, સાંપ્રત ઇંગ્લાંડ (જસ્ટીસ મેકાર્જી), બુધ્ધોનું હિંદ (ટી. ડબલ્યુ. રીઝ. ડેવીડસ.).

**ના. શહેનશાહનો પ્રજા પ્રેમ**—મીસીસ એનીબીસાંટે પોતાના એક ભાષણમાં બનારસના શહેરીઓ સન્મુખ એકવાર જણાવ્યું હતું કેઃ—“ દિલ્હીમાં ના. શહેનશાહ દાખલ થયા ત્યારે નીકળેલા સરઘસમાં તે નામદારની આસપાસ હજુરીઆઓ, અમલદારો વિગેરે વિંટળાઈ વળવાથી ના. શહેનશાહને પ્રજા જોઈ શકી કે ઓળખી શકી નહોતી. આ બીના ના. શહેનશાહના કાને પડતાં તે નામદારે જાહેર કર્યું કે જ્યાં જ્યાં તે નામદાર જાય ત્યાં ત્યાં તેમની સાથે બાદશાહી ઝુંડો તથા સોનેરી છત્ર રાખવું. વળી એક બીજી વખત જ્યારે તેઓ નામ-દાર પોલો મેચનું અર્ધ પરિણામ જોવાને એકલા ચાલતા હતા ત્યારે ગરીબ ગામડીઆઓનું એક ગંજાવર ટોળું તે નામદારના દિદારના

દર્શન કરવાને ધસી ગયું હતું. આ વખતે પોલીસમેનો અને લશ્કરીઓએ તેને પાછળ હઠાવવા માંગ્યું હતું. ના. શહેનશાહનો તે તરફ દૃષ્ટિપાત થતાં તે નામદારે એકદમ પોલીસ અને લશ્કરીઓને ફરમાવ્યું હતું કે લોકોને તેઓ મારી નજદીક જેટલા આવવા માગે તેટલા આવવા દેવા. ટોળામાંથી તે વખતે એક જણ બોલ્યો હતો કે "stand till I look at you" હું આપને જોઇ રહું ત્યાં સુધી ઉભા રહો. ના. શહેનશાહ આ સાંભળી તુર્તજ ઉભા રહ્યા હતા. હિંદી પ્રજા કે જેની ઉપર તે નામદારનો ચાહ છે તેઓનું અંતઃકરણ કેવું વિશ્વાસપૂર્ણ અને નિડર છે, એ ઉપરના દાખલાઓથી ચોખ્ખું જણાઇ આવે છે."

**ના. શહેનશાહ પુનઃ પધારશે!**—દિલ્હી દરબાર વખતે એક વૃદ્ધ દેશીરાજા ના. શહેનશાહની મુલાકાતે ગયા હતા. તેમણે ના. શહેનશાહને નમન કરતાં કહ્યું કે હું એટલો વૃદ્ધ થયો છું કે આપ નામદારના દિદારના ફરીથી દર્શન કરવાને ભાગ્યેજ જીવતો રહીશ. તે વૃદ્ધરાજાની ભાષા નામદાર શહેનશાહ સમજી શક્યા નહીં, તેથી દુભાષીયા મારફત તે સમજી, જણાવ્યું કે પાંચ નહીં તો દશ વર્ષમાં પણ આ દેશની હું બીજીવાર મુલાકાત લેઇશ.

**ના. શહેનશાહે કોંગ્રેસને કહાવેલો સંદેશો**—કલકત્તા ખાતે મળેલી છવ્વીસમી પ્રજાકીય કોંગ્રેસે ના. શહેનશાહને આવકાર આપનારો એક ઠરાવ તે નામદારો ઉપર મોકલી આપ્યો હતો, તેના ઉત્તરમાં ના. શહેનશાહે, ગવર્નર જનરલના ખાનગી સેક્રેટરીદ્વારા જણાવ્યું હતું કે ના. શહેનશાહ અને શહેનશાહબાનુને આવકાર આપનારા જે ઠરાવની નકલ તા. ૨૭ મીએ તમે મોકલી આપી હતી તેના જવાબમાં લખવાનું કે તે તાર તે નામદારોને પહોંચાડવામાં આવ્યો છે. તે તારના જવાબમાં મને જણાવવાની ફરમાયશ થઇ છે કે ઇંડી-

અને નેશનલ કોંગ્રેસે પોતાની વફાદારી દર્શાવનારો જે ઠરાવ મોકલ્યો હતો, તેથી તે નામદારોના મનમાં તેને માટે ઉંચો મત બેઠો છે. ગયા પખવાડીયાની હિંદની મુલાકાત જો ફળદાયી નિવડી હોય અને તેથી લોકોને લાભ થયો હોય તો તે નામદારોને પોતાના દિલની એકજ મહત્વાકાંક્ષા પાર પડેલી જોવાથી વધુ આનંદ થયો છે.

**શહેનશાહી યુગલની યોગ્યતા**—રેલવે મુસાફરી દરમીયાન જ્યારે પણ ના. શહેનશાહની ટ્રેન ચા-પાણી માટે સ્ટેશને થોભતી, ત્યારે તે નામદારો પ્લેટફાર્મ ઉપર ઉતરીને અરધોક કલાક લટાર મારતાં. આ વખતે હજારો લોકોનાં ટોળાં તેમનાં દર્શન કરવાને ધસારો કરતાં પોલીસવાળાઓ તેઓને મારીને હઠાવતા, તો તેમ કરવાની મનાઈ કરીને લોકોને પોતાની આગળ આવવા દેતાં. ખડગપુર પાસે લોકોનું એક મોટું ટોળું જમા થયું હતું. તેઓએ સ્ટેશન ઉપર ધસી આવીને બાદશાહી ગાડીને હાથ સુદ્ધાં લગાડયા હતા. આ વખતે ના. શહેનશાહે સલુનમાં નહીં બેસી રહેતા વરંડા ઉપર આવી લોકોને દેખાવ દીધો હતો અને પ્રતિનમન કર્યું હતું. રેલવે મુસાફરી દરમીયાન ટ્રેનમાં સાથે ગયેલો વિજળીક ઇજનેર મી. પીયર્સ, શહેનશાહબાનુના સલુનનું વિજળિક એપેરેટસ તપાસવા એકવાર ગયો હતો, એટલામાં એકાએક ટ્રેન ઉપડવાથી તે પોતાની ગાડીમાં પાછો જઇ શક્યો નહીં. આથી તે શહેનશાહબાનુના સલુનમાં બહારના ખુણામાં દબાઈ-ચંપાઇને બેઠો. થોડા વખતમાં તેની સામેનું બારણું ઉઘડયું અને એકાએક શહેનશાહબાનુ બહાર આવ્યાં. તે નામદાર બોલ્યાં કે હું દિલગીર છું કે તમે આવી કઢંગી હાલતમાં આવી પડયા. અહીંઆ તમને ઘણી અગવડ પડતી હશે; અને હવા લાગતી હશે; તેથી તમારે માટે હું એક ખુરશી લાવી છું.

**ના. શહેનશાહના શબ્દોની ઉંડી અસર**—કલકત્તાની યુનીવર્સીટી તરફનું માનપત્ર સ્વીકારતાં, હિંદીઓને કેળવણી આપ-

વાનું કામ વાજબી જણાવી, જ્યારે પોતાનું જુસ્સાદાર ભાષણ ના. શહેનશાહે શરૂ કર્યું હતું અને વિશ્વાસભર્યા આશા સાથનો સંદેશો કહી સંભળાવ્યો હતો, ત્યારે ડેપ્યુટેશન માંહેલા કેટલાક માણસની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં હતાં. અને ડેપ્યુટેશન માંહેલો એક ગૃહસ્થ બોલી ઉઠયો કે "હવે હિંદુસ્તાનમાં એનાર્કી જેવું કશું રહેશે નહીં."

**ના. શહેનશાહની સમયસૂચકતા.**—કલકત્તા ખાતે જ્યારે ના. શહેનશાહને મ્યુનીસીપાલીટી તરફથી માનપત્ર આપવામાં આવ્યુ અને જ્યારે મી. મેડોકસ, માનપત્ર વાંચતા હતા, ત્યારે ના. શહેનશાહથી થોડે દૂર કોરપોરેશનના કેટલાક સભ્યો હાથમાં ટોપી હોવાથી સૂર્યના તાપથી બળતા હતા. આ વાત ના. શહેનશાહને તેમના એક એ–ડી–કાંપે આવીને કહી. જે ઉપરથી ના. શહેનશાહે અને તેમની સાથેના બીજાઓએ પોતાના માથા ઉપર ટોપીઓ મુકી. એટલુંજ નહીં પણ તે નામદારે પોતાના હાથની ઇશારતથી જણાવ્યું કે સૂર્યના તાપથી રક્ષણ મેળવવા ટોપી પહેરી લેવી એવી તે નામદારની ઇચ્છા છે. ના. શહેનશાહની આવી સમયસૂચકતા તથા પ્રીતિ જોઇ હાજર રહેલાઓ ઉપર બહુ ઉંડી અસર થઇ હતી અને સહેજવાર અજાયબીમાં ગરકાવ થઇ ગયા હતા.

**બંગાળીઓની માગણીનો ઉત્તર.**—ના. વાઇસરોયના ખાનગી સેક્રેટરી સર જેમસ ડુબોલે તરફથી ઓ. મી. ભુપેંદ્રનાથ બાસુને હિંદી કોમ તરફથી જે બાદશાહી આવકારના સંબંધમાં સૂચના કરવામાં આવી હતી, તેના ઉત્તરમાં એવું જણાવવામાં આવ્યું હતું કે ના. શહેનશાહની ગાડી કુલીન બંગાળીઓને હાથે ધસડીને લેઈ જવા દેવી, તેના જવાબમાં મને જણાવવાની ફરમાયશ થઈ છે કે ના. શહેનશાહ આગળ એવી સૂચના માટે ભલામણ કરી શકે નહીં. કારણ

કે તે બાદશાહી રીવાજને અનુસરતું નથી. વધારામાં જણાવવાનું કે એ સૂચનામાં જે વફાદારી ભરી લાગણી અને હેતુઓ સમાયેલાં છે, તેની તારીફ કરવાને હું ચૂકતો નથી.

**ના. શહેનશાહની દયાની લાગણી.**—ના. શહેનશાહ એક દિવસે દિલ્હીમાં પોતાની છાવણીમાંથી કોઈ મેળાવડામાં જતા હતા, તે વખતે એક પોલીસ-સીપાઇ, મોટારના આંચકાથી નીચે પડી ગયેલો તે નામદારના જોવામાં આવ્યો. તુરતજ તેમણે પોતાની ગાડી ઉભી રખાવી સીપાઇને હોસ્પીટાલમાં મોકલી દીધો, અને તેની દરરોજ ખબર-અંતર છાવણીમાં મળતી રહે, એવી ગોઠવણ કરાવી. આવોજ એક બીજો દાખલો એક ભીસ્તીના સંબંધમાં હિંદની, પ્રીન્સ ઓફ વેલ્સ તરીકેની મુસાફરી દરમીયાન મુંબાઈ ખાતે બન્યો હતો.

**ના. શહેનશાહના અગાઉના શબ્દો**—હાલના ના. શહેનશાહ જ્યારે પ્રિન્સ ઓફ વેલ્સ તરીકેની મુલાકાતે હિંદમાં આવ્યા હતા, તે વખતે "અમ્રીત બજાર પત્રિકા"ના અધિપતિ મી. મોતીલાલ ઘોસ તે નામદારની મુલાકાતે ગયા હતા. તે વેળા ના. શહેનશાહે હિંદ પ્રતિ જે ઉંડી લાગણી અને હેત બતાવ્યા હતા, તે પત્રિકાએ નીચે પ્રમાણે જાહેર કર્યા હતાઃ-

મોતીલાલ ઘોસે કહ્યું કે "આપ નામદારના બાદશાહી હાથનાં રક્ષણની હિંદને જરૂર છે. કારણ કે આપ અમારા ભવિષ્યના બાદશાહ છો. હું અરજી કરૂં છું અમોને આપ શ્રી કદી ભૂલી જશો નહીં. હિંદીઓ માત્ર એટલુંજ માગે છે કે તેમના રાજકર્ત્તાઓ તેમને ખરેખરી દીલસોજી દેખાડે. મી. ઘોસના આ શબ્દોથી ના. શહેનશાહને બહુ લાગી આવ્યું હતું અને જણાવ્યું હતું કે "હિંદીઓને હું કદાપિ ભૂલી જઈશ નહીં, એવી ખાત્રી મારી તરફથી તમે મેળવી શકો છો.

હું તમને હંમેશા યાદ કરીશ અને તમે લોકોએ મને જે આવકાર આપ્યો છે, તેથી હું કેવો આભારી થયો છું તે હું મારા પિતાશ્રીને જણાવીશ. વળી, મારા પિતાશ્રીને એવું જણાવવાની મારી આનંદ-દાયક ફરજ વિચારીશ કે હિંદી પ્રજાને બહોળા પ્રમાણની દીલસોજીની જરૂર છે. હિંદુસ્તાનની પ્રસન્ન યાદ હું મારી સાથે લઇ જઉં છું.”

**મુંબઇના લૉર્ડ બિશપના વિચારો**—તા. ૩ જી ડીસેમ્બરને રવિવારે ના. શહેનશાહ અને તેમનો સ્ટાફ મુંબઈના સેંટ થોમ્સના દેવળમાં પ્રાર્થના કરવા પધાર્યા હતા. તે વખતે મુંબઈના લૉર્ડ બીશપે પ્રાર્થના કરતાં કેટલાક જાણવાજોગ વિચારો જાહેર કર્યા હતા. લૉર્ડ બિશપે જણાવ્યું હતું કે સેંટ ફ્રાન્સીસ ઝેવીયર્સનું નામ જો કે આપણા કેલેન્ડરમાં નથી, છતાં હિંદુસ્તાનના દરેક કેથોલીકના હૃદયમાં તે મોટી જગ્યા ધરાવે છે. તેનામાંથી હું આજે બે સાર ગ્રહણ કરવા માંગું છું. પહેલો તેના અંગતપણામાંથી અને બીજો તેની રાજ્યનીતિમાંથી. આ સેંટનો પહેલો જે પાઠ આપણને શિખવે છે તે લાગવગના સાધનોને લગતો છે. એક માણસનો બીજાઓ ઉપરનો લાગવગ ત્રણ સાધનોમાંથી વહે છે. તે કોણ છે? તે શું કરે છે? અને શું કહે છે? તેમાં સૌથી અગત્યની બાબત તે કોણ હતો, તે છે. તે એક ખરેખરો સંત હતો. ગયે વર્ષે જ્યારે તેની લાશ ગોવામાં ખુલ્લી મુકવામાં આવી હતી, ત્યારે હજારો ખ્રીસ્તીઓ ઉપરાંત પારસીઓ, મુસલમાનો અને હિંદુઓ પણ તેને નમન કરવાને ગયા હતા, અને પોતાની બીમારી સાજી થવાની પ્રાર્થના કીધી હતી. આ બનાવ ખરા લાગવગની અસરની સમજણ આપે છે. એક માણસ ઘણું બોલે પણ તેની લાગવગ ફક્ત નામનીજ હોય. એક માણસ ઘણું કરે અને તેની લાગવગ સંગીન હોય, છતાં વધારે વખત ટકી શકે નહીં. એક માણસ ઐશ્વર્યથી ભરપૂર હોય, અને તેની લાગવગ બાહ્ય ચક્ષુએ દેખી શકાય

તેવી ન હોય પણ તે ચિરસ્થાયી હોય છે, અને નહીં નિષ્ફળ જાય તેવી અસર કરી શકે છે. પોર્ટુગીઝની રાજનીતિ હિંદને ખ્રીસ્તી બનાવવાની હતી, જ્યારે બ્રીટીશ રાજનીતિ તેથી તદ્દન ઉલટીજ છે. પોર્ટુગીઝ રાજનીતિ નિષ્ફળ ગઇ તેનાં હું બે કારણો રજુ કરૂં છું. એક તો તેમની ધાર્મિક લાગણી એક તરફ દોરવાઈ ગયેલી હતી. એ વાત ઝેવીઅરે પોતે પોતાના ફરમાનોમાં જણાવી હતી. બીજું કારણ વટલાવવામાં ચલાવેલી સખ્તાઈનું હતું. પ્રભુએ જણાવ્યું છે કે આ રીતિ ખરી નથી. પ્રભુએ એમ પણ કહ્યું છે કે સર્વ શક્તિમાન્ ઇશ્વર જેને મારી તરફ ખેંચે નહીં તે મારી આગળ આવી શક્તો નથી. જબરદસ્તી કે જોર જુલમથી કોઈ પણ માણસને કદાપિ ધર્મના માર્ગમાં લાવી શકાય નહીં. હમણાનું યુરોપ આવું નબળું છે તેનું કારણ પણ એજ હશે કે તેના મોટા ભાગને અસલ જબરદસ્તીથી વટલાવવામાં આવ્યું હતું. રાજ્ય તરફની જબરદસ્તીથી ધર્મને દાખલ કરવાની અને નિભાવવાની રાજનીતિ પોર્ટુગીઝો હિંદુસ્તાનમાં લાવ્યા અને તેથી તેઓ નિષ્ફળ નિવડયા. બ્રીટીશ રાજનીતિ તેથી તદ્દન ઉલટાજ પ્રકારની હતી, અને તેથી તે દરેક પ્રકારની ફત્તેહ પામી. આપણા દેશભાઇઓએ જે કામ કર્યું છે તે પ્રભુની આજ્ઞાને અનુસરીને કર્યું છે, જે વિષે કદાચ તેઓ પોતે પણ અજ્ઞાત હશે.

**મુંબઈના વેપારી મંડળો તરફનું માનપત્ર**–મુંબઇના જુદા જુદા વેપારી મંડળો, ચેમ્બર ઓફ કોમર્સ, મીલ ઓનર્સ એસોસીએશન, કોટનટ્રેડ એસોસીએશન, અને ઇંડીઅન મરચન્ટસ ચેમ્બર એન્ડબ્યુરો તરફથી તેમના પ્રમુખ, ઉપ–પ્રમુખોની ભેગી સહિઓ સાથેનું એક માનપત્ર ના. શહેનશાહ અને શહેનશાહબાનુને મોકલી આપવામાં આવ્યું હતું. તેમાં જણાવવામાં આવ્યું હતું કે—"બ્રીટીશ મુકુટના હિંદના જુના શહેર મુંબઈ અને મહાન હિંદી સલ્તનતમાં થયેલી

આપની પધરામણી પ્રસંગે અમો આપને અંતઃકરણપૂર્વક આવકાર આપીએ છીએ. જુના અને જાણીતા બાદશાહી શહેર દિલ્હીમાં તમારી તાજપોષી જાહેર કરવા આ દેશની મુલાકાતે આપ નામદાર આવનાર છો, એવો આપ નામદારનો ઠરાવ ગાદીએ આવતાંજ જાહેર કર્યો, તેથી હિંદી પ્રજાનાં અંતઃકરણ આનંદથી ગરકાવ થઇ ગયાં. આપ નામદારના સામ્રાજ્યના આ અગત્યના ભાગમાં આપ નામદાર જે મોટો લાભ ધરાવો છો, તેનો અદ્‌ભૂત પુરાવો છે.

માત્ર થોડાં વર્ષો ઉપરની આપ નામદારોની આ શહેરની પધરામણી હજી અમારા અંતઃકરણમાં તાજીજ છે, અને આ અસાધારણ અને યાદગાર પ્રસંગે થયેલી પધરામણી ઉજવવા અને આપ નામદારોને આવકાર આપવા દેવા માટેની યોજનાઓને જે અંતઃકરણપૂર્વક જવાબ મળ્યો છે, તે આપના તાજ તરફની વફાદારી અને ખુદ તમો નામદાર તેમજ કુટુંબ તરફના ભક્તિભાવની સાબીતી રૂપ છે.

છેલ્લા વર્ષોમાં કેનેડા ખાતે અને ઓસ્ટ્રેલીયા તથા હિંદની ચારે બાજુની મુલાકાતથી, દુનીયાના દરેક ભાગમાંની, આપ નામદારની પ્રજાને એકત્ર કરવામાં મદદ કરશે. મુંબઇમાં અમને મોટો સંતોષ લેવાનો છે કે આપ નામદારના રાજ્યારોહણ પછી પહેલી મુલાકાત માટે હિંદને પસંદ કર્યું, અને પધરામણીના બંદર તરીકે મુંબઇને માન આપવામાં આવ્યું. આ શહેરની વેપારી મંડળીઓ—યુરોપીયન તેમજ દેશી આપ નામદારોને દીલોજાનીભર્યો આવકાર આપે છે. અને પોતાની વફાદારી તથા ભક્તિભાવ જાહેર કરવાની આ તક મળવા માટે ગર્વ લે છે.

એલેકઝાંડ્રા ગોદીનો પાયો આપ નામદારે આપની છેલ્લી મુલાકાત દરમીયાન નાખ્યો હતો, તે આ પ્રસંગે વહેવાર રીતે ખુલ્લી મુકવામાં આવતે તો મુંબઇના વેપારી મંડળને ઘણો સંતોષ મળત.

પણ એ મહાન કામ સંપૂર્ણ થતાં હજી એકાદ વર્ષ યા વધુ વખત લાગશે. આ મહાન કામથી મુંબઇને તેના ઝડપથી વધ્યા જતા વેપાર માટે એક વધારાની ગોદી મળવા ઉપરાંત ઈંગ્લીશ મેલ લાવ-લઇજા કરવાના બારા તરીકેના તેના અગત્યના મોભા માટે છેલ્લામાં છેલ્લી જરૂરની હાજત પુરી પડશે.

મુંબઇ તેના ભપકાભર્યા બંદરો સાથ એક મોટું બંદર ગણાય છે. અને વખત જતાં તેની લાગવગ તથા અગત્ય વધતી જશે. ચેમ્બર ઓફ કોમર્સ ના. વીલીયમ ૪ થાના રાજઅમલ દરમીયાન ૧૮૩૬ ના સપ્ટેમ્બરમાં સ્થપાઈ હતી, એટલે તે ૭૫ વર્ષ ઉપરની હૈયાતીમાં છે. ૧૮૭૦ ના માર્ચ માસમાં ના. ડયુક ઓફ એડીનબર્ગને એક માનપત્ર એનાયત કરવાનું માન મળ્યું હતું, અને માત્ર થોડા વર્ષ ઉપર ૧૮૮૬ થી ૧૮૯૦ સુધી મુંબઇના લશ્કરના વડા તરીકેના ઓદ્ધા દરમીયાન ના. ડયુક અને ડચેસ ઓફ કોનોટ અમારી વચ્ચે રહ્યા હતા.

ના. ડયુક ઓફ એડીનબરો મુંબઈમાં આવી ગયા પછી મોટા ફેરફારો થયા છે. વસ્તીમાં ૫૦ ટકાનો વધારો થયો છે, અને હાલ તે **દશ લાખની** સહેજ અંદર છે. બારામાં દાખલ થતાં બારકસોની સંખ્યા ૨૨૦૦ ઉપરથી વધી ૫૨૦૦૦ ઉપર ગઇ છે. અને હાલ મુંબઇના ટાપુમાં ૮૯ રૂની મીલો છે, તેમાં ૧૦૫૦૦૦ કામદારો કામ કરે છે. જ્યારે ૧૮૭૦ માં ૧૦ મીલોમાં નવ હજારથી પણ ઓછા કામ કરતા હતા. વધ્યા જતા મહાન મીલ ઉદ્યોગોના સવાલને હાથ ધરવા ૧૮૭૫ માં મીલઓનર્સ એસોસીએશન સ્થાપવામાં આવી હતી, અને હાલ તેમાં ઘણા આગેવાન નાગરિકો છે.

હિંદમાં રૂના વેપાર માટે મુંબઇનું બજાર મુખ્ય છે. ૧૮૭૦ માં દસ લાખ ગાંસડી આવી હતી, જ્યારે ગઇ સાલ ૩૦ લાખ ગાં-

સડી આયાત થઇ હતી, તેજ તેનો પુરાવો છે. કોટન ટ્રેડ એસોસીએશન ૧૮૭૬ માં સ્થાપવામાં આવી હતી, કે જે એ શાખાના અગત્યના સવાલોને હાથ ધરે છે.

ઇંડીઅન મર્ચન્ટસ ચેંબર અને બરો ૪ વર્ષની વાત પર સ્થાપવામાં આવ્યું હતું, જે દેશ માંહેના વેપારના લાભો જાળવે અને બીજા ઉપયોગી કામો બજાવે છે.

ના. શહેનશાહબાનુની પધરામણી તરફ સઘળી પ્રજા સંતોષથી જુએ છે. કારણ કે તે નામદાર સઘળા સખાવતી કામોમાં ઉત્સાહથી ભાગ લે છે, તેમજ ગરીબો અને દુઃખીઓ તરફ સારી લાગણીથી જુએ છે, અને એ ઉમદા ગુણો આ દેશની પ્રજાને અત્યાર પહેલાં જણાઇ ચૂકયા છે. આપની આબાદી, તંદુરસ્તી, પ્રભુ અખંડ રાખે અને આપનો પ્રવાસ ફત્તેહમંદ થાય એવી આશિષ ગુજારતાં આપનું રાજ્ય વિસ્તૃત અને આબાદીભર્યું નીવડે એવી પ્રાર્થના કરીએ છીએ.

## ૧૧.

# મુંબઈનું પ્રદર્શન.

ના. શહેનશાહ પંચમ જ્યોર્જની પધરામણીના સ્મરણમાં મુંબઇ ખાતે એક ગંજાવર પ્રદર્શન ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આ પ્રદર્શન પાછળ રૂપીયા ૨ થી ૪ લાખ સુધીનો ભોગ આપવામાં આવ્યો હતો. તેમાં મોજશોખ તથા બીજા કેટલાંક ઉપયોગી સાહિત્યો પણ રજુ કરવામાં આવ્યાં હતાં. મુખ્યત્વે કરીને જુદા જુદા દેખાવોની સંખ્યા ૨૮ની થઇ હતી. આ દેખાવોમાં–૧ હિમાલયન રેલવે, ૨ વિજળિક ફુવારો, ૩ ગોળ ફરતી કરોળીઆની જાળ, ૪ જોય વ્હીલ, ૫ હાઉસ

ઓફ નોન્સન્સ, ૬ ભ્રમ કરાવનારા દેખાવો, ૭ ચકડોળ, ૮ કેકવોક, ૯ વિજળિક બળનું મથક, ૧૦ હિંદી રેસ્ટોરાં, ૧૧ પૈસા ફંડનું કાચનું કારખાનું, ૧૨ પશ્ચિમનો દરવાજો, ૧૩ પ્રદર્શનની ઓફીસ, ૧૪ કોન્સર્ટ હોલ, ૧૫ યુરોપીયન રેસ્ટોરાં, ૧૬ સીનેમેટોગ્રાફ, ૧૭ ઉછીના લીધેલા નમુનાઓ, ૧૮ કલબનું મકાન, ૧૯ હુન્નર વિગેરેનાં નમુના, ૨૯ બલુનનો અખાડો, ૨૧ સ્ટેડીયમ, ૨૨ ચર્ચગેટ, ૨૩ એપોલોગેટ, ૨૪ જુના મુંબઇની દુકાનો, ૨૫ લોન ટેનીસ, ૨૬ કોર્નવાલીસ સ્મારક, ૨૭ દીવાદાંડી, અને ૨૮ કેમેરા ઓબસ્કયુરા વિગેરે હતાં. બીજા પ્રદર્શનો કરતાં આ પ્રદર્શનમાં એક ખાસ ખુબી એ હતી કે તેમાં ઉદ્યોગ હુન્નર કરતાં સામાજીક અને શોખના તત્ત્વોનો વધારે બહોળો સમાવેશ કરવામાં આવ્યો હતો. ઉછીની માગવામાં આવેલી વસ્તુઓમાં બે વિભાગોમાં પાડવામાં આવ્યા હતા. (૧) ઐતિહાસિક અગત્ય ધરાવનારા પદાર્થો અને (૨) હુન્નર ઉદ્યોગના નમુના. આ વર્ગમાં મ્હૈસૂરના મહારાજાએ બેંગલોરના સરકારી સંગ્રહસ્થાનમાંથી સુખડકામ વિગેરેના મોકલેલા નમુનાઓ ગોઠવવામાં આવ્યા હતા. આ દાબડાઓ ઝવેરાત રાખવાને માટેજ બનાવવામાં આવ્યા હોય તેમ લાગી આવતું હતું. ચાંદીના ઢાંકણાવાળી હાથીદાંતની દાબડીઓ મ્હૈસૂરની હુન્નરકળાનો ભાસ આપતી હતી. વડોદરાના મહારાજા તરફથી ચિત્રો, મોતીનો ગાલીચો, અંબાડી વિગેરે મુકવામાં આવ્યાં હતાં. કળા અને કારીગીરીવાળા મંડપમાં ૪ ભાગ પાડવામાં આવ્યા હતા. (૧) કાપડ વિભાગ, (૨) લક્કડ, પત્થર, અને ધાતુના બનાવટનો ભાગ, (૩) ભરતકામનો વિભાગ અને (૪) સામાન્ય ચીજોનો વિભાગ. જુના મુંબઇનો દેખાવ દર્શનીય હતો. પ્રાચીન સમયનો કોટ અને કાંગરાનું ભાન કરાવે એવી દિવાલો ઉભી કરવામાં પ્રયોજકોએ સારી ચાતુરી બતાવી હતી. હિમાલયન રેલવે, આ પ્રદર્શનમાં એક બહુ આકર્ષક વસ્તુ થઇ પડી હતી. આ રેલવે ઉભી કરવા માટે

ખાસ ઇંગ્લાંડથી માણસો બોલાવવાં પડયાં હતાં. આ હિમાલયન રેલ-વેમાં બેસનારાઓ પાસેથી જે લવાજમ મળે તેમાંથી પ્રદર્શનની આવકનો મોટો ભાગ એકત્ર થશે, તેવી પ્રદર્શનના આગેવાનોએ આશા રાખી હતી. આ પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયા મુંબઇના ગવર્નર સર જ્યોર્જ ક્લાર્કે પોતાના મુબારક હાથે કરી હતી. તે નામદારે પ્રદર્શન ખુલ્લું મૂકતાં પ્રસંગને અનુસરતું ભાષણ આપ્યું હતું અને પ્રદર્શનના વ્યવસ્થાપકો પૈકી મી. શાપુરજી ભરૂચા તથા મી. વોર્ડલો મીલ્નેએ, પ્રદર્શનનો ઇતિહાસ રજુ કરનારાં ભાષણો આપ્યાં હતાં. ના. ગવર્નરને જુના મુંબઇના ચિત્રોનું એક આલ્બમ ભેટ કરવામાં આવ્યું હતું. મી. શાપુરજી ભરૂચાએ પ્રદર્શનના સહાયક વ્યક્તિઓનો પરિચય આપતાં અને ના. ગવર્નર સર જ્યોર્જ ક્લાર્કને વિનંતિ કરતાં નીચે મુજબ ભાષણ આપ્યું હતું:—

આજે આપ નામદાર અને લેડી ક્લાર્ક અહીં પધારેલાં છો, તે માટે પોતાની ખુશાલી જાહેર કરવાની અને આપ નામદારને પ્રદર્શન ખુલ્લું મુકવાની નમ્રપણે અરજ ગુજારવાની પ્રદર્શનની કારોબારી કમીટી અને સેક્રેટરીઓ તરફથી મને ફરમાસ થયલી છે. મુંબઈ અને મુંબઇ ઇલાકાના ગવર્નર તરીકે આ પ્રદર્શનને ખુલ્લું જાહેર કરવાનો આપ નામદાર ખાસ હક ધરાવો છો, એટલુંજ નહીં પણ મુંબઇ અને મુંબઇ ઇલાકાને સ્થૂલરીતે સુંદર બનાવવાની અને વ્યવહારિક વિજ્ઞાનના માર્ગમાં બુદ્ધિ પુરઃસર તેને મહાન કરવાની અને તે દ્વારા ખેતીવાડીના સંબંધમાં આબાદ કરવાની, આપ નામદારે આપના અમલ દરમ્યાન શ્રમપૂર્વક મહેનત ઉઠાવીને તે માટેનો હક પ્રાપ્ત કરેલો છે. આજે સાંજે આપ નામદારની સમક્ષ જે જ્વલંત દેખાવ ધ્યાન ખેંચી રહ્યો છે, તે જોકે એક જણની મુરબ્બીગીરી હેઠળ છે. તથાપિ તેમાં ઘણા મદદ કરનારા છે. આ જ્વલંત બાલક જે રોમન ધાતુકર્મી દેવના મગજ-

માંથી ઉત્પન્ન થવા પામ્યું છે, તે મી૦ વોર્ડલો મીલ્ને છે. અવયવ અને શરીરમાં આટલા બધા સુંદર બાલકનું માથું બુદ્ધિવિષયક ખીલવણીઓ માટે એટલું બધું મજબુત હતું, કે તે માટે પોતાની સેવા અર્પણ કરવાને ઘણા ઉપપિતા અને ઉપમાતાઓએ ઉલટ દેખાડી હતી. તેને ધવડાવવાનું તથા ધાવણ છોડવવાનું કામ ધાત્રી વીર્ટેટે કરેલું છે. જનરલ સ્વોન અને કેપ્ટન વિન્ટલેએ તેને સંગીત અને કસરતશાળાનું શિક્ષણ આપેલું છે. જોન હુએટે તે માટેનાં સાધનો દુર દેશાવરથી આણેલાં છે. કળા અને કારીગરી સંબંધી કાર્ય મી૦ નરોતમ મોરારજી ગોકુળદાસે ઉઠાવેલું છે.

પરંતુ સૌથી વિશેષ મુસ્કેલીનું કામ સેક્રેટરીઓ હેગ બ્રાઉન તથા ફીરોજ શેઠનાએ કરેલું છે. ગણીતશાસ્ત્રની ચોકસાઈથી તેમણે સર્વ ગણત્રી કરેલી છે. સર્વ કાર્ય ઉપર તેમણે દેખરેખ રાખેલી છે. તથા એક અંગને ભોગે બીજું અંગ વિશેષ ખીલી ન જાય તેની સંભાળ લીધેલી છે. મુંબઇમાં આવા પાયા ઉપર કદી પણ પ્રદર્શનની યોજના થયેલી નથી. અને જો તે સફળ થશે, તો તેનું માન ઉત્સાહશીલ સ્વયં સેવકોનેજ ઘટે છે. તેમણે લશ્કરી નિયમિતપણાથી એક એક સાથે હળીમળીને કાર્ય કરેલું છે. લગભગ ત્રણ માસથી અને ખાસ કરીને બે માસથી તેઓ રાત દિવસ અહીં અવરનવર પડયાપાથર્યા રહેલા છે. જુના મુંબઈના પ્રદર્શનનો વિચાર, યોજના અને વ્યવસ્થામાં જો કે મારા મિત્રો મી. નરોત્તમ, શેઠના અને બીજાઓએ મને મદદ આપેલી છે, તથાપિ તે તદ્દન બ્રિટીશ છે. સઘળાઓએ કર્તવ્યની દષ્ટિથી અને નહિ કે માન કે બદલાની દષ્ટિથી આ કાર્ય ઉઠાવેલું છે. જ્યારે મારા દેશ બાંધવો સમભાવ માટે આતુરતા દર્શાવ્યાં કરે છે, ત્યારે તેમને મારે કહેવું જોઇએ, કે આ મગરૂર, પ્રબળ, શાંત અને શર્માળ યોજના તમારી સમક્ષ સમભાવ માટે આતુરતા દેખાડે છે. તે પછી પ્રદર્શનના સેક્રેટરી મી. વોર્ડલો મીલ્નેએ ભાષણ કરતાં જણાવ્યું, કેઃ-

## મૂળની ફેરવાયલી યોજના.

મી. શાપુરજીએ પ્રદર્શનમાં કામ કરનારાઓ સંબંધી કહેલું છે, અને તેના હેતુઓ તથા ધારણા સંબંધી કહેવાની મને ફરમાશ કરેલી છે, પ્રદર્શન સંબંધી જે માર્ગદર્શક પોથી તૈયાર કરેલી છે, તે ઉપરથી આ પ્રદર્શનની જોવા લાયક બાબતો સંબંધી તપસીલો અહીં આપી જવામાં મારે તમારો સમય લેવો નહીં જોઇએ. અમારો પહેલો ઇરાદો પ્રદર્શનને મહાલક્ષ્મી ખાતે ભરવાનો હતો. તેમાં મુંબઈના સાત ટાપુનો દેખાવ ખારા પાણીની ખાઇઓ સાથે દેખાડવાની અમારી ધારણા હતી, પણ સંજોગોને લીધે મૂળના વિચારમાં ફેરફારો કરવા પડયા છે, મહાલક્ષ્મીની જગ્યા અનુકૂળ પડી નહીં, તેમ પાણી પુષ્કળ જથામાં વાપરી શકાય એવાં બીજાં સ્થળો જાહેર પ્રજાને માટે અગવડભર્યાં અને લોકપ્રિય નહીં થઇ પડે એમ જણાયાથી, આખરે આપ નામદારની તથા લશ્કરી સત્તાધારીઓની માયાળુ સહાયતાથી, તેમજ ડીરેકટરોની રાજીખુશીથી અમને આ સ્થળ મળ્યું; પરંતુ તેના અનેક લાભોનો તેનો પુરેપુરો ઉપયોગ કરવા માટે જુનું મુંબઈ પ્રેક્ષકો સમક્ષ ખડું કરવાના મૂળના વિચારને ઘણી રીતે ફેરવવાની અમને જરૂર પડી. સ્થળ બદલવાથી જેમ પાણીના દેખાવો પડતા મુકવામાં આવ્યા, તેમ બીજી રીતે અગાઉ ધાર્યું ન હતું તેના કરતાં પણ બીજી દિશામાં રમત ગમત અને મોજમજાહના વિભાગને ખીલવી શકાયો છે. મુંબઇનો જુનો કીલ્લો, જુનું કોટન ગ્રીન, ચર્ચગેટ, એપોલોગેટ, વગેરેના દેખાવના અમુક ભાગનેજ બતાવવાને અમે શક્તિવાન થયા છીએ, પણ તે સર્વેની રચનામાં બની શકે તેમ હતું તેટલે દરજ્જે ચોક્કસ થવાનો અમે પ્રયત્ન કરેલો છે અને અમને એવી આશા છે કે ઘટાડેલા પ્રમાણમાં પણ જુના મુંબઇનું પ્રદર્શન પ્રેક્ષકોને વિશેષ રસિક થઇ પડશે.

## પ્રદર્શનનો ઉદ્દેશ.

આ પ્રદર્શન ભરવાનું સુચવવામાં મૂળમાં અમારા મનમાં એવો વિચાર હતો, કે નામદાર કૃપાવંત શહેનશાહ અને શહેનશાહરાણીના આ દેશમાં થતા આગમનને ધ્યાન ખેંચે એવું બનાવવાને કાયમનું સ્વરૂપ લઇ શકે એવી ક્રિયાઓ દર્શાવે એવું પ્રદર્શન ઉભું કરવું. તે સમયે એવી આશા રાખવામાં આવી હતી, કે હિંદમાં અત્યાર સુધી હાથ ધરવામાં નહીં આવેલા એવા વિશેષ મોટા પાયા ઉપર લોકપ્રિય રમતગમત અને રસિક દેખાવો રજુ કરવાથી અમે મુંબાઇના લોકોના મનમાં સાધારણ રીતે એ પ્રસંગ સ્મરણીય કરવામાં સહાય કરીશું. તેમાં કેટલે દરજ્જે અમે સફળ થયા છીએ તેનો તમે આ પ્રદર્શન છોડતાં પહેલાં તોલ કરવાને સમર્થ થશો. પણ હું એટલું તો કહીશ કે અમારા અનેક મિત્રો અને સહાયકોની વિશેષ અંતઃકરણપૂર્વક સહાનુભૂતિથી તથા અમારી સફળતાની જામીનગીરી આપનારી, સર્વ વર્ગોના શહેરીઓની ઉદાર સહાયતાથી અમે આજ આ પ્રદર્શન તૈયાર કરી શક્યા છીએ.

નામદાર ગવર્નરનો આ યોજનામાં તથા અમારી સઘળી સુચનાઓમાં સક્રિય સહાય આપવા માટે મારે ખાસ આભાર માનવાનો છે. ના. શહેનશાહની કીમતી મુરબ્બીગીરી મેળવી આપવા માટે તથા આ પ્રસંગે હાજર રહેવાની મહેરબાનીની રાહે કબુલ કરવા માટે તેમણે અમને આભારી કર્યા છે. આ પ્રસંગના સ્મારક તરીકે 'જુનું અને નવું મુંબઇ' એ નામનું આલ્બમ સ્વીકારવાની આપ નામદાર મહેરબાની કરશો.

## ના. ગવર્નરનું ભાષણ.

તે પછી પ્રદર્શન ખુલ્લું જાહેર કરતાં પહેલાં નામદાર ગવર્નરે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

## પ્રસંગને યોગ્ય સર્વ વ્યવસ્થા.

નામદાર શહેનશાહ અને શહેનશાહ રાણીને આવકાર આપવા માટે જરૂરી કામો ઉપર વિચાર કરવાને ટાઉન હોલમાં ભરાયલી જાહેર મંડળીમાં પ્રમુખ થવાનું મને માન મળ્યાને સાત માસ થયા છે. તે સમયે સરકારે જે પગલાં ક્યારનાંએ લીધાં હતાં, તે વિષે મેં તમને જણાવ્યું હતું તથા કેટલીક સૂચનાઓ કરવાની પણ મેં હિમ્મત કરી હતી અને તમે તેનો તીવ્રપણે સત્કાર પણ કર્યો હતો. આપણા નામદાર શહેનશાહ અને શહેનશાહ રાણીને આપણાં છોકરાં જોઇ શકે તથા તે નામદારો પણ તેમને જોઇ શકે, એવી ગોઠવણ થાય તે માટે હું ખાસ ઇંતેજાર હતો; કારણ કે મને એમ માનવાનું કારણ છે, કે તે નામદારોને એ વ્યવસ્થા વિશેષ પસંદ પડશે. આ વ્યવસ્થા તારીફ લાયક રીતે થયલી છે. શનીવારે છોકરાં બાદશાહી સરઘસ જોઈ શકે તે માટે માંચડા ઉભા કરેલા છે, અને તે ઉપર રક્ષકો દેખરેખ રાખશે. આવતા સોમવારે એક ખાસ મેળાવડો ભરવાની વ્યવસ્થા થયલી છે. તેમાં નામદાર શહેનશાહ અને શહેશાહ રાણી ૨૫૦૦૦ બાળકોનો સત્કાર કરશે અને તેની યાદગીરી તેમનાં જીવન દરમ્યાન જળવાઈ રહેશે. મેં જણાવ્યું હતું, કે આપણા મહોલાઓને શણગારવા માટે વ્યવસ્થા અને સારી રીતે યોજી કાઢેલી યોજનાઓની જરૂર પડશે. હાલમાં થયલા શણગારોથી હું ધારૂં છું, કે મુંબઇના સઘળા શહેરીઓને સંપૂર્ણપણે સંતોષ પામવાનું કારણ મળશે. હાલમાં ધારી શકાય છે, તે પ્રમાણે તેની ભવ્ય અસર થશે અને જ્યારે છેવટની પીછી ફરી જશે, તથા નામદાર રાજવંશી યુગલને અંતઃકરણ પૂર્વક આવકાર આપતાં, રાજ્યનિષ્ઠ લોકોનાં વિશાળ ટોળાંથી મહોલ્લાઓ ચીકાર ઉભરાઇ જશે, ત્યારે શહેરના સર્વ દેખાવો અપ્રતિમ થઇ પડશે.

વળી અસાધારણ પ્રસંગની ક્રિયાના અગત્યના ભાગ તરીકે એમ કબુલ કરવામાં આવ્યું હતું, કે મહાન્ ઐતિહાસિક પ્રસંગ સાથે સદા

સંકળાઇ રહે એવાં જ્વલંત સ્મરણો પુરાં પાડી શકાય એવા દેખાવો પુરા પાડીને આપણે લોકોનાં જીવન આનંદિત કરવાં જોઇએ, તથા આપણે સૌથી વિશેષ ગરીબોને પણ સામાન્ય હર્ષને પ્રસંગે વિસારી દેવા નહીં જોઇએ. અત્યારે જે પ્રદર્શનને ખુલ્લું મુકવાને આપણે મળ્યા છીએ, તે ખરેખર અનેક હજારો લોકોને મોજમજાહ, રમત-ગમત, રસિક દેખાવો અને તે સાથે બોધ પણ પુરા પાડશે; અને દરબારને દિવસે આપણા વિશેષ માનનીય શેરીફે મુંબઈની કોમોના સૌથી વિશેષ ગરીબ લોકોને ખાણું આપવાની ગોઠવણ કરી છે તથા સમગ્ર ઇલાકામાં લોકસમૂહને આનંદ આપવાને તથા રાજવંશી મુલાકાત એ જેનું ચિન્હ છે એવા માયાભર્યા સ્નેહની લાગણી તેમનામાં પ્રસારવાને સઘળી તૈયારીઓ ચાલી રહેલી છે.

## જુનું અને હાલનું મુંબઇ.

ટાઉન હોલમાં મંડળી ભરાયાને ઘણો વખત થઈ ગયો છે અને તે દરમ્યાન અનેક લોકોએ શ્રમ અને આત્મભોગપૂર્વક કાર્ય ઉઠાવેલું છે. આપણા સુંદર શહેરને યોગ્ય થઇ પડે એવો આવકાર નામદાર શહેનશાહ અને શહેનશાહ રાણીને આપવામાં તથા આપણા શેહેરીઓની અંતઃકરણપૂર્વક રાજ્યનિષ્ઠાને યોગ્ય રીતે દર્શાવવામાં જેમણે ઉત્સાહી ભાગ લીધેલો છે, તેમનો હું તીવ્રપણે આભાર માનું છું. આ પ્રદર્શનને ખુલ્લું મુકવાની ક્રિયા સુધીની સ્થિતિએ પહોંચાડવામાં જેમણે પ્રસંશનીય કાર્ય કરેલું છે, તેમના વિષે શેરીફે તમારી સમક્ષ સુચન કરેલું છે. તેમની અંતઃકરણપૂર્વક મહેનતની સફળતા માટે હું તેમને વિશેષ અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપુ છું. જુના મુંબઇનો અમુક ભાગ રજુ કરવાની સુચના મી. વોર્ડલો મીલ્નેએ કરેલી છે, અને જો કે તેણે કહ્યું છે, તેમ મહાલક્ષ્મીની જગા છોડી દેવાથી મૂળની યોજનામાં કેટલાક ફેરફારો કરવામાં આવ્યા છે, તથાપિ હું ધારૂં છું કે આ મેદાનથી આ

પ્રદર્શણની મુલાકાત લેનારાઓને સૌથી વિશેષ લાભ થશે, એવા વિચાર સાથે તમે સઘળા સંમત થશો.

ભૂતકાળના મુંબઇનું તથા હાલમાં તેની થયેલી આશ્ચર્યકારક પ્રગતિનું લોકને ભાન કરાવવું એ સારૂં છે. જુના મુંબઇનો કીલ્લો કે જે હાલમાં માત્ર શબ્દમાંજ હયાતી ધરાવે છે તેનો ચિતાર તથા કોર્ન વોલીસનું સ્મારક આપણને ભૂતકાળનું સ્મરણ કરાવશે. બ્રિટીશ રાજ્ય કુટુંબને હસ્તક મુંબઈ આવ્યું, તેની શરત થયાને અઢી સૈકાઓથી પણ થોડુંક વધુ સમય થઇ ગયો છે. ઘણાં વર્ષો સુધી તેની પ્રગતિ ધીરી હતી. સને ૧૭૬૬ માં મુંબઈ આવનાર જેમ્સ ફોર્બસના આકર્ષણ ગ્રંથોમાં એમ જણાવેલું છે, કે "મુંબઈ, એ માત્ર અઢી માઇલના વિસ્તારવાળું, ખસેડી લેવાય એવા પુલવાળું અને કેટલાંક છીછરાં બંદરોવાળું શેહેર છે." નામદાર શેહેનશાહ જે માર્ગેથી પ્રસાર થશે, તે માર્ગ સાત મૈલ લાંબો છે અને તે ઉપર એશીયામાં સૌથી વિશેષ સુંદર ગણી શકાય એવાં, કેટલાંક મકાનો આવેલાં છે અને ઉંચકી લેવાય એવો પુલ અને બંદરો જે એક વખત બચાવને માટેજ હતા, તે છુટથી હીલચાલ કરવા માટે અટકાવ રૂપ થતાં હતાં, તેથી ખુશીની સાથે તે અદૃસ્ય થઈ ગયા છે, અને સર્વ રીતે મુંબઈ ખીલે છે અને તેનો વિસ્તાર વધતો જાય છે. વળી એક બીજા પરિચ્છેદમાં મી. ફોર્બસ કહે છે, કે મુંબઇમાં તે સમયે કાંઈ પણ કળા, સાયન્સો, સખાવતી કામો કે સંસ્થાઓ જેમ નહતાં તેમ ખાનગી સખાવતો મેળવી શકે એવાં દવાખાનાં અને અશક્તોને મદદ આપવાનાં સ્થળો હતાં પણ નહીં.

### ભવિષ્યની આબાદીના વિચારની અગત્ય.

તે સમય પછી મુંબઇમાં કેટલો બધો અવનવો ફેરફાર થઇ ગયો છે! મને શક છે કે આપણા મુંબઈની પેઠે આટલા બધા વિશાળ

ધોરણે હાલના જેવી સક્રિયપણે લોકની આર્થિક અને કેળવણી સંબંધી જરૂરીયાતો પુરી પાડનારી સર્વ જાતની સંસ્થાઓને ઉભી કરનારૂં અને તેમને નિભાવવાનું કાર્ય કરનારૂં બીજું કોઇ શહેર હોય. ભવિષ્યમાં મુંબઇને જે મહત્તા મેળવવાની હતી, તેનો વિચાર મી. ફોબ્સના સમયની સરકારને તથા શહેરીઓને બીલકુલ સુઝયો નહોતો, અને તે માટે તૈયાર રહેવાની તેમણે તૈયારીઓ પણ કરેલી નહતી. આપણે એવી ભુલ હવે કરવી નહીં જોઇએ, અને તમારા મન ઉપર આ સર્વ ઠસાવવાની મારી ઇચ્છા છે. આપણા શહેરના ભવિષ્યમાં અડગ અને નિસંશય શ્રદ્ધા રાખો. પૂર્વમાં સૌથી વિશેષ સુંદર બંદર તરીકે તેની પ્રતિષ્ઠા અપ્રતિમ છે, અને ઔદ્યોગિક તથા ખેતીવાડી સંબંધી કરેલી સર્વ પ્રગતિઓ મુંબઈની શ્રેષ્ઠતા જાળવી રાખશે. સને ૧૮૯૧થી અત્યાર સુધીમાં મુંબઈની જે પ્રગતિ થયલી છે. તેના કરમાં આવતાં વીશ વર્ષમાં તે ઘણીજ ઝડપે વધતી જશે. આ વાત યાદ રાખીને તમારે ભવિષ્યની ચોક્કસ જરૂરીઆતોને પહોંચી વળવા માટે તથા આપણા લાભો માટે આપણા પૂર્વજો થોડાં વર્ષ ઉપર જેટલા કાળજીવાળા નહતા તેના કરતાં આપણે આપણા અનુયાયીઓ માટે વિશેષ કાળજીવાળા થવું જોઇએ.

આ પ્રદર્શનનું પુસ્તક તેના વિસ્તારનો ખુલાસો રજુ કરે છે, અને રમતગમત સાથે બોધને કેવી રીતે સંમિશ્ર કરેલો છે, એ બતાવે છે. તેમાં કંઈપણ બાબતને વિસારી દીધેલી જણાતી નથી, અને કંઇ નહીં તો ડુંગરી દેખાવ રજુ કરનારી રેલવે, જવલંત વિજળીક ફુવારો, જોયવ્હીલ, એ ત્રણ બાબતો હિંદને માટે નવીન છે. જનરલ સ્વાને યોજેલા લશ્કરી દેખાવો મોહક ધોરણે તૈયાર થશે અને પુરાં પાડવામાં આવેલાં ઇનામો માટે હિંદના ઘણા ભાગના કસરતબાજો હરીફાઈ કરશે. ઉછીના પદાર્થોનું પ્રદર્શન રસદાયી થઇ પડશે અને જેમણે પોતાના

ભંડોળો જાહેર પ્રજા જોઈ શકે તે માટે ઉછીના આપેલા છે, તેમનો હું આભાર માનું છું.

પ્રદર્શનમાં જમશેદજી આર્ટ સ્કુલના પદાર્થો સારી રીતે દેખાડવામાં આવશે, અને હું જાણીને ખુશી થાઉં છું કે મારૂં નામ ધારણ કરનારી હુન્નર ઉદ્યોગની પ્રયોગશાળા હિંદમાં પૂર્વે તૈયાર નહીં કરેલી એવી જાતનાં માટીનાં સ્વદેશી કામો રજુ કરશે; તેમ બાંધકામ વિભાગે કરેલી મોટી પ્રગતી પણ અહીં નજરે પડશે.

## કળા અને કારીગીરીનો વિભાગ.

પ્રદર્શનના કળા અને કારીગરીના વિભાગમાં આપણા કારીગરો અને વેપારી પેઢીઓએ જુદી જુદી જાતના પદાર્થો રજુ કરાવેલા છે, અને તે હિંદમાં અત્યાર સુધી કેટલું કરી શકાયું છે અને ભવિષ્યમાં તેના વિષે કેવી સારી આશાઓ બાંધી શકાય એમ છે, તેની સાબીતી પુરી પાડે છે. ઉનાળામાં અમે જેની મુલાકાત લીધેલી એ તલેગામનું કાચનું કારખાનું કાચની કારીગરી બનાવાની સુંદર કળા રજુ કરશે. જુના મુંબઇનું પ્રદર્શન રમત ગમતની સાથે બોધ પણ આપે છે, એમ જે ઉપર મેં કહ્યું હતું, તે આથી હવે સ્પષ્ટ થશે અને હું આશા રાખું છું, કે આથી ઉછરતા હિંદના ઉદ્યોગોને ઉત્તેજન મળશે તથા આપણે સઘળા ઇચ્છીએ છીએ, એવી પ્રગતિમાં આ પ્રમાણે સહાયભૂત થશે. અને આ પ્રદર્શનથી જેઓ આટલી બધી વખત જે એમ કહ્યાં કરે છે, કે હિંદ ધીરે ધીરે હેઠળ ઉતરતું જાય છે, તેઓ ખચીતજ અહીં તેમના નિરાધાર સિદ્ધાંતોનું વ્યવહારિક ખંડન થએલું જોઇ શકશે અને આપણા મહાન દેશના ભવિષ્ય માટે વિશેષ આશાવંત અને વિશેષ શાણા વિચાર ધરાવનારા થઇને તેઓ અહીંથી પાછા ફરશે.

## પ્રદર્શનની સફળતા.

હું મુંબઇ આવ્યો ત્યારથી પ્રદર્શન ખુલ્લું મુકવાનું મને આ બીજુ માન મળેલું છે. ઓવલના મેદાનમાં વૈદકિય પરિષદ્‌ના સંબંધમાં મેં એક પ્રદર્શન ખુલ્લું મુકયું હતું. આની સાથે સરખાવતાં તે પ્રદર્શન કાંઇક લુખ્ખું હતું અને નિદાનશાસ્ત્રોના પદાર્થોને લીધે તે સુકકુ જણાતું હતું. તેમ છતાં આવકની દૃષ્ટિથી જોતાં તે સફળ ઉતર્યું હતું અને તે બંધ કર્યું ત્યારે સંગીન પુરાંત પડી રહી હતી. હું ધારૂં છું કે ઉદાર અને જાહેર જુસ્સો ધરાવનારા શહેરીઓ જુના મુંબઇના આ પ્રદર્શન ની વિશેષ મોટી સફળતા બતાવી આપશે. પ્રદર્શનમાં દાખલ થવાની ફીના સંબંધમાં થોડા સમયથી થતી ટીકાઓ મેં સાંભળેલી છે, અને હું ધારૂં છું કે અસાધારણ ઋતુને લીધે તેમનાં મગજ ખળભળી ઉઠયાં હશે. હું ધારૂં છું કે આ કામ સહીસલામતરીતે વ્યવસ્થાપક કમીટીના હાથમાં છોડી દેવું જોઇએ; કારણકે હું સારી રીતે જાણું છું તેમ તેઓ પૈસાની દૃષ્ટિથી તેને સફળ કરવાને જેમ આવશ્યક રીતે આતુર છે તેમ તે સાથે આટલી બધી વિચારવંત રીતે અહીં પુરાં પાડેલાં અનેક ખેંચાણો જોવાને અને માનવાને ગરીબો સમર્થ થાય એ જોવાને તેઓ વિશેષ ઈન્તેજાર છે. સુંદર શહેરના સ્મરણ તરીકે મને અર્પણ કરેલી આ ચોપડીને હું હમેશાં કીંમતી ગણીશ, અને તે જે શહેરને કાંઇક લાભ કરી આપવાની મેં કોશીશ કરેલી છે, તેની સાથેના મારા સંબંધની યાદ મારા મનમાં હમેશાં તાજી રાખશે.

મારે છેવટે માત્ર એટલુંજ કહેવાનું છે, કે અહીંનાં સર્વે સ્થળોની વ્યવસ્થા કરનારાઓએ શિલ્પકળાને નમુનેદાર બતાવવાને જે મહેનત લીધેલી છે તે પ્રસંશાને પાત્ર છે. જે પ્રદર્શનને નામદાર શહેનશાહે કૃપાવંત થઇને પોતાની મુરબ્બીગીરીથી નવાજેલું છે, તે હજારો લોકોને આનંદ આપો. આપણી પ્રગતિમાં તે મદદગાર થાઓ અને ભવિષ્યને માટે વિશ્વાસ અને આશા ઉત્પન્ન કરો. હું આ પ્રદર્શનને ખુલ્લું જાહેર કરૂં છું.



# રાજગીત.

( રાગ કલ્યાણ. )

રક્ષભૂપ જ્યોર્જને તું હે જગત્પતિ,
પ્રતાપ સૂર્યસમ અને છે ઉચ્ચતમ મતિ. રક્ષ. ૧

શાન્તિદા છે હિમ રશ્મિ સમ મુખાકૃતિ,
શૌર્યને ક્ષમા ધ્રુતિથી અધિક દીપતી. રક્ષ. ૨

કીર્તિ તું પ્રસાર અખિલ વિશ્વમાં અતિ,
જેમ ફુલની સુવાસ વાથી પ્રસરતી. રક્ષ. ૩

દુશ્મનો વિખેરી તેની ધૂળ કર કૃતિ,
અરિ તમામ નાશ કરતું કોપ અનલથી. રક્ષ. ૪

વેલી સમ વધાર પરિવાર ભૂપતિ,
કુટુંબમાં રખાવજે પરસ્પરે પ્રીતિ. રક્ષ. ૫

સંપ જંપની હેતની તું નાંખ જડ ઉંડી,
ઝેર વેર વિઘ્ન સર્વ કાપ મૂળથી. રક્ષ. ૬

આધિ વ્યાધિ ને ઉપાધિ નાશ કર થતી,
નૃપ શિરે કૃપાની વૃષ્ટિ રાખ વરસતી. રક્ષ. ૭

રાખ તંદુરસ્ત નિત્ય હે દયાનિધિ,
દીર્ઘ આયુ આપ એ અમારી વિનતી. રક્ષ ૮

# રાજ્યાભિષેક ગીત.

જય જય જય જય જય જય જ્યોર્જરાજની જય. ટેક.
જગ આંગલેશની જય, જય ભારતેશની જય. જય૦

પ્રૌઢ પ્રતાપી જ્યોર્જ પંચમ, આંગ્લ દેશ નરેશ,
સાર્વભૌમ સિંહાસન આજે, શોભાવે ભૂપેશ;
જય દિલ્લીશ્વરની જય, જય નૃપપ્રવરની જય. જય૦

જય ચક્રવર્તીની જય, જય શૌર્યશાલીની જય,
જય સલતનતની જય, જય કૃપાવંતની જય;
જય વિજયવંતની જય, જય નીતિનીપુણની જય. જય૦

પરમ પવિત્ર દિલ્લીની એ, ગાદી જગ વિખ્યાત,
અવનિપતિ ત્યાં બેસે આજે, જ્યોર્જ સાગરનાથ;
જય પૃથ્વીપતિની જય, જય સમુદ્રેશની જય. જય૦

પ્રસિદ્ધ આ ગાદીપર રહેજો, સ્થિર જ્યોર્જનું તાજ,
ભારતજનને સંતોષો, કરી લોકહિતનાં કાજ;
જય મુકુટધારીની જય, જય પ્રજાપાળની જય. જય૦

જ્યોર્જરાજ મહારાણી મેરીનાં, યશોગાન સઉ ગાય,
જય વિજયરંગ, જય વિજયરંગ, જય વિજયરંગ બોલાય;
જય મહારાજાની જય, જય મહારાણીની જય,
જય જય જય જય જય જય જ્યોર્જરાજની જય.

# પૂર્વવાણી.

## આગલા બે દિલ્હી દરબાર.

**પ્રસ્તાવ.** અગાઊ આવાજ પ્રસંગોમાં દિલ્હી ખાતે પ્રથમ ભરાયેલા દરબારોનું ટૂંક વર્ણન વાચકોની જિજ્ઞાસાને સંતોષ આપનારૂં થઈ પડશે ખરૂં; તેથી અત્રે તેનું સિંહાવલોકન કરવું ઉચિત ધાર્યું છે. અત્ર મર્હુમ મહારાણી શ્રી **વિક્ટોરીઆ**એ હિન્દના **કૈસરેહિંદ**નું પદ ધારણ કર્યું તેનો મહોત્સવ ઉજવવાને ઇ. સ. ૧૮૭૭ માં દિલ્હી ખાતે તે સમયના વાઈસરૉય લૉર્ડ **લીટને** ભરેલા દરબારનું વર્ણન તથા તત્પ્રસંગે થએલા ભાષણોનો સાર આપવાનો યત્ન કર્યો છે. મર્હુમ મહારાણીના સ્વર્ગગમન પશ્ચાત્ મર્હુમ શહેનશાહ એડવર્ડ સપ્તમ રાજ્યારૂઢ થયા, જે વખતે લૉર્ડ **કર્ઝન** વાઈસરૉયના પદ ઉપર હતો. તે પ્રસંગ વ્યતીત થયાને લગભગ નવ વર્ષજ થયા છે અને તે પ્રસંગની અત્ર ફક્ત આવશ્યક બીનાજ આપવામાં આવી છે. હિંદુસ્તાનની પ્રજા અનન્ય રાજભક્ત છે. તેની રાજભક્તિની સર્વોત્કૃષ્ટતાને માટે એટલુંજ કહી શકાશે કે પરાપૂર્વકાળથી તે રાજાને મનુષ્યનો ઇશ્વર માનતી આવી છે કે જે માનીનતા અદ્યાપિ પર્યંત જેવી ને તેવી ટકી રહી છે. પશ્ચિમના દેશોમાં ઘણા રાજાઓ પોતાને ઇશ્વિરની પાસેથી ઉતરી આવેલા અથવા ઇશ્વિરના અંશાવતારી લેખવાનો ભગીરથ પ્રયત્ન કરતા હતા, તદપિ તેમનો પ્રયત્ન યથાર્થ રીતે સફળ થયો નહોતો; અર્થાત્ પશ્ચિમની પ્રજા રાજામાં મનુષ્યત્વ કરતાં વિશેષ

તત્ત્વ છે એમ માનવાને તૈયાર થઈ નહોતી. પૂર્વ અને પશ્ચિમની પ્રજામાં એ ભિન્નત્વ છે. તેવુંજ ભિન્નત્વ તેમના રાજાઓના રાજ્યાભિષેક પ્રસંગે એક બીજાના હૃદયમાં ઉત્પન્ન થતી લાગણીઓના સંબંધમાં પણ રહે છે. પૂર્વની પ્રજા પોતાના રાજાના મસ્તિષ્ક ઉપર મુકુટારોપણ થતાં તેનામાં દિવ્ય સત્તા અને તેજનો આવિર્ભાવ થએલો માને છે. તે પ્રસંગના મહોત્સવમાં પણ ઉચ્ચતર અને પવિત્ર ભાવનું દિગ્દર્શન કરે છે. પશ્ચિમની પ્રજાનો આનંદ અને સંતોષ તે મહોત્સવના સ્થૂળ સ્વરૂપમાંજ સમાઈ જાય છે. હિન્દની પ્રજાની પવિત્ર ભાવનાજ મર્હુમ મહારાણીએ કરેલા પદધારણ સમયે ભરવામાં આવેલા દરબારનું કારણ થઈ હતી અને તેજ ભાવનાએ ના. શહેનશાહ જ્યોર્જ પંચમ અને શહેનશાહબાનુ મેરીને અત્રે આવવા આકર્ષણ કર્યું છે. એ ભાવના અમરત્વને પામો એવી અમારી ઉત્કટ ઇચ્છા છે. અસ્તુ!

**“કૈસરે હિન્દ”નું પદ.**

લેડી બેટી બાલ્ફરે, પોતે ‘લોર્ડ લીટનનો હિન્દનો કાર્યભાર (Lord Lytton's Indian Administation)’ સંબંધી લખેલા ઇતિહાસમાં દિલ્હી ખાતે ઇ. સ. ૧૮૭૭માં પહેલો ઢંઢેરાનો દરબાર ભરાયો તેના ઉદ્દેશ અને કારણના સંબંધમાં કેટલુંક વિવેચન કરેલું છે. ઢંઢેરાના દરબારનું કારણ દર્શાવતાં તે જણાવે છે કે જ્યારે હિંદનો રાજ્યકાર્યભાર ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ બ્રિટિશ રાજ્યને સુપ્રત કર્યો ત્યારે હિન્દી પ્રજાના હૃદયમાં એવી ઇચ્છાનો ઉદ્ભવ થયો કે આ ક્રિયા કરવાને માટે ખાસ ઉત્સવ કરવો જોઇએ કે જેમાં ના. મહારાણીનો પ્રતિનિધિ હાજર રહે. પરંતુ તે ક્રિયાના મહત્ત્વને માટે ના. મહારાણીને કોઈ ખાસ પદ આપવાની આવશ્યકતા જણાઈ. તે માટે ‘મલિકા’ શબ્દ હતો, પરંતુ એ તો હિન્દુસ્તાનના એક સામાન્ય રાજાની સ્ત્રીને માટેજ વાજબી હતો અને તે શબ્દમાં હિન્દ સાથે

બ્રિટિશ સાર્વભૌમના સંબંધનો ખરો ભાવ આવી શકતો નથી. શહેન-શાહબાનુ ( Empress ) કે "પાદશાહ"નું પદ ના. મહારાણીનો હિન્દનાં સ્ટેટો કે રાજ્યો સાથેના સંબંધનો ભાવ ફલિત કરી શકે છે, અને વળી તે આ દેશના વતની રાજાને માટેજ વિશેષ યોગ્ય છે. દિલ્હી ખાતે દરબાર ભરવાના વિચારની શરૂઆત ઇ. સ. ૧૮૫૮ થી થઈ હતી. ઇ. સ. ૧૮૭૫–૭૬ માં મર્હુમ શહેનશાહ એડવર્ડ સપ્તમે પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે આ દેશની મુલાકાત લીધી હતી. તે સમયે લોર્ડ નોર્થબ્રૂક જે વાઇસિરોયના પદ ઉપર હતો તેની ભલામણથી ના. મહારાણીને 'The Sovereign of India'નું પદ આરોપવાનું યોગ્ય ધારવામાં આવ્યું. તેનો હિન્દની દેશી ભાષામાં "કૈસરે હિન્દ" એવો અર્થ કરવામાં આવ્યો. અગાઉ રોમન પાદશાહોને "કૈસરે રૂમ" કહેવામાં આવતા હતા. "કૈસરે હિન્દ" શબ્દ ટૂંકો હોવા સાથે તેનાથી જેમ સાર્વભૌમ સત્તાને ધ્વનિત કરી શકાય છે, તેવુંજ તેનામાં શબ્દ માધુર્ય પણ છે. એવો નિશ્ચય કરવામાં આવ્યો કે આ પદ ઇ. સ. ૧૮૭૭ના જાન્યુઆરીની તા. ૧ લીના રોજ દિલ્હી પાસેના ઐતિહાસિક સ્થળ ઉપર મહાન્ દરબાર ભરી તે પ્રસંગે અર્પણ કરવું.

**પહેલો દિલ્હી દરબાર.**

એ પ્રમાણે ઇ. સ. ૧૮૭૭ના જાન્યુઆરીની પહેલી તારીખે પહેલો દિલ્હી દરબાર ભરાયો હતો. તેમાં હિન્દુસ્તાનના દરેક વિભાગના મુખ્ય પુરૂષો, ૧૨૦૦ સીવીલ સર્વન્ટો, બ્રિટિશ અને દેશી લશ્કરના ૧૪૦૦૦ માણસો, ૭૭ હિંદુસ્તાનના જુદા જુદા રાજ્યકર્ત્તા, અને તે ઉપરાંત ૩૦૦ દેશી અમીર ઉમરાવ અને પ્રજાના આગેવાનોને આમંત્રણ કરવામાં આવ્યું હતું. કુલ્લે ૬૮૦૦૦ માણસોને આમંત્ર્યા હતા, જેઓ ત્યાં ૧૪ દિવસ પર્યંત રહ્યા હતા. તે સમય સુધીમાં જેમની સેવાનો પુરતો બદલો આપવામાં આવ્યો ન હતો, તેમને ઈનામ

અકરામથી નવાજ્યા. પ્રાચીન દેશી કુટુંબોમાં કે જેઓ બ્રિટિશ રાજ્ય પ્રત્યે વફાદાર રહ્યા હતા, તેમનાં વર્ષાસન વધારી આપવામાં આવ્યાં. દરેક રાજ્યકર્ત્તાને તેની યોગ્યતા પ્રમાણે તોપોની સલામીનું માન આપવામાં આવ્યું તથા એક તરફ બાદશાહી નિશાન તથા બીજી બાજુએ તે રાજાના રાજ્ય ચિન્હવાળો રેશમી વાવટો આપવામાં આવ્યો. તે વાવટા દરેક રાજ્યકર્ત્તાને તેમની યોગ્યતા મુજબ જુદા જુદા રંગના આપવામાં આવ્યા હતા, જે ત્યાર પછીથી દરેક રાજ્ય તરફથી જ્યારે જ્યારે સ્વારીઓ ચઢે છે ત્યારે ત્યારે સ્વારીને મોખરે રાખવામાં આવે છે. વળી રાજ્યકર્ત્તાઓ તેમજ બીજા સરકારી અમલદારો અને ગૃહસ્થોને ના. મહારાણી તરફથી સોના તથા રૂપાના ચાંદો આપવાનું પણ ભૂલી જવામાં આવ્યું ન હતું. લગભગ ૨૦૦ દેશી ઉમરાવો અને ગૃહસ્થોને માનપ્રદ ખેતાબો આપવામાં આવ્યા હતા, કે જે ખેતાબને માટે હિન્દીઓ ઓછા મગરૂર હોતા નથી. સરકારી મ્હોટા અમલદારો અને સાધારણ નોકરોના પગારો તથા ભથ્થામાં વધારો કરી તેમને પણ આ આનંદનો ખરો અનુભવ કરાવવામાં આવ્યો હતો. 'ધી ઓર્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડિયા' વાળો ખેતાબ તેજ વખતે પહેલવહેલો સ્થાપિત કરવામાં આવ્યો હતો.

**દરબારની રચના.**

હવે આપણે તે દિલ્હી દરબાર સમયે કરવામાં આવેલી રચના નીહાળી મર્હુમ મહારાણીશ્રી પ્રત્યેના આપણા હૃદયમાંથી સતત વહેતા પ્રેમપ્રવાહને સાર્થક કરીએ.

દિલ્હી શહેરની બહાર ઉત્તર દિશાએ થોડે દૂર એક વિશાળ મેદાન ઉપર આ પ્રસંગને માટે ત્રણ મોટા શમીયાના ઉભા કરવામાં આવ્યા હતા. તેમાંનો એક જે અર્ધ ચંદ્રકાર હતો તે લગભગ ૮૦૦ ફુટ લાંબો હતો અને જે ના. વાઇસરોયના સિંહાસનની સામે આવેલો હતો, તેમાં મદ્રાસ અને મુંબઈના ગવર્નરો તથા દરબા-

રમાં હાજર થએલા રાજ્યકર્ત્તાઓ પોતાના માણસો સાથે બેઠા હતા. બીજા બે વિભાગ જે ના. વાઇસરોયના સિંહાસનની ડાબી અને જમણી બાજુએ હતા તેમાં બીજા આમંત્રિત પરોણાઓને માટે ગોઠવણ કરવામાં આવી હતી. ના. વાઇસરોય બપોર પછી થોડી વારે દરબારમાં હાજર થયા હતા. શરૂઆતમાં ના. મહારાણીનો ઢંઢેરો પ્રથમ અંગ્રેજીમાં તથા તે પછી ઉર્દુમાં વાંચવામાં આવ્યો. તે પૂરો થતાં તેમના માનમાં ૧૦૧ તોપોની સલામી આપવામાં આવી.

**લોર્ડ લીટનનું ભાષણ.**

ત્યાર પછી ના. વાઇસરોય લોર્ડ લીટને તે પ્રસંગને અનુસરતું ભાષણ આપતાં પ્રથમ ઇ. સ. ૧૮૫૮ના નવેમ્બરની તા. ૧ લીએ ના. મહારાણી તરફથી બહાર પાડવામાં આવેલા ઢંઢેરા વિષે કેટલુંક વિવેચન કરી જણાવ્યું કે ના. મહારાણીનાં વચનોનો ભંગ કદી પણ થવા પામશે નહિ. આ વિશાળ મેળાવડો તે વચનોના સાફલ્યનું જ પરિણામ છે. આજે આપણે અત્રે ના. મહારાણીશ્રીને હિન્દના શહેનશાહબાનું પદ ધારણ કરાવવાને એકઠા થયા છીએ, અને તે નામદારના પ્રતિનિધિ તરીકે મારી ફરજ છે કે તેમના તરફની હિન્દ પ્રત્યેની માયાળુ લાગણી પ્રદર્શિત કરવી જોઇએ. આખી દુનિયાનો સાતમો ભાગ ના. મહારાણીના અધિકાર નીચે છે અને તેમાં ૩૦ કરોડ માણસોની કુલ્લ વસતી છે. તેમાંનો એક પણ એવો નથી કે જેને માટે ના. મહારાણી આ હિન્દ દેશ કરતાં વિશેષ લાગણી દર્શાવતાં હોય. ત્યારબાદ આગળ વધતા તેમણે હિન્દના રક્ષણને માટે જે અંગ્રેજ અને દેશીઓએ એકનિષ્ઠાપૂર્વક રાજસેવા બજાવી હતી તથા રાજ્યભક્તિને સંપૂર્ણ રીતે વળગી રહ્યા હતા, તેમને અભિનંદન આપી ના. મહારાણી તરફથી તેમની સેવાની યોગ્ય કદર પીછાનવાનું જાહેર કર્યું હતું. તે પછી તેમણે જણાવ્યું કે ના. મહારાણીએ પોતાની પ્રજાના

રક્ષણને માટે જે સોગંદ લીધેલા છે તે તેમને યાદ છે અને પ્રજાનું રક્ષણ એજ રાજાની મહત્તા છે. પરંતુ ઈ. સ. ૧૮૫૭ માં કેટલાક સ્વાર્થી લોકોની શીખવણીના પરિણામે એનાર્કીઝમ ફેલાયું અને બળવો ઉઠવા પામ્યો હતો. પરંતુ બ્રિટિશ સત્તા તેને હઠાવવાને શક્તિમાન્ નીવડી શકી છે. ના. મહારાણીના રાજ્યમાં દરેક પ્રજાને કાયદાને અનુસરીને સલાહ શાન્તિથી યોગ્ય સ્વતંત્રતાને અખત્યાર કરવાની છૂટ મૂકવામાં આવી છે. બ્રિટિશના મજબુત હાથ પ્રજાને દાબી દેવા માટે નથી, પરંતુ તેનું રક્ષણ અને બચાવ કરવા માટે છે. આવા સલાહ-શાન્તિભરેલા બ્રિટિશ રાજ્યનું પરિણામે એ આવ્યું છે કે દરેક પ્રજા ધીમે ધીમે પોતાની પ્રગતિ કરતી જાય છે.

**રાજ્યભક્તોને અભિનંદન.**

લોર્ડ લીટને ના. મહારાણીના કાર્યભારીઓ અને અમલદારોને ઉદ્દેશીને જણાવ્યું કે તમારા સતત શ્રમથી જ આ લાભદાયી પરિણામ આવ્યું છે તેથી ના. મહારાણીનો સંતોષ તથા તમારા ઉપરનો સંપૂર્ણ વિશ્વાસ જાહેર કરવાની હું આ તક લઉં છું. તેજ પ્રમાણે તેમણે હિંદુસ્તાનના બ્રિટિશ અને દેશી લશ્કરના અમલદારો અને સિપાહીઓએ દરેક પ્રસંગે બ્રિટિશ ગવર્મેન્ટને વફાદાર રહીને તેના તરફથી લડત ચલાવી તેના શત્રુઓનો પરાજય કરવા માટે અભિનંદન આપ્યું હતું અને ભવિષ્યમાં પણ હિન્દુસ્તાનમાં સુલેહ જાળવી રાખવામાં તેઓ પાછળ પડશે નહિ એવી આશા દર્શાવી હતી. હિંદુસ્તાનના રાજ્યકર્તાઓએ ના. મહારાણી સાથે જાળવી રાખેલા સ્નેહભર્યા સંબંધ માટે તથા બ્રિટિશ ગવર્મેન્ટને પ્રસંગોપાત આપેલી મદદ માટે તેમનો આભાર માનતાં તે સંબંધ સદૈવ ચાલુ રહે એવી આશા દર્શાવી હતી. છેવટે બ્રિટિશ સત્તા નીચેની હિંદુસ્તાનની પ્રજાના સંબંધમાં બોલતાં તેણે જણાવ્યું કે તમે ગમે તે જાત કિંવા કોમના હો તો પણ

આ દેશના રાજ્યકાર્યભારમાં તમારો અંગ્રેજ પ્રજાના જેટલો જ હક છે અને તે હકને સંપૂર્ણ ઇન્સાફ આપવામાં આવશે. આ દેશની આસપાસનાં રાજ્યો બ્રિટિશ સરકાર સાથે સારો સંબંધ જાળવી રહ્યા છે તે પણ ના. મહારાણીને વિસ્મૃત નથી અને એટલી તો ખાત્રી જ છે કે હવે બીજી કોઇ પણ પ્રજા હિન્દુસ્તાન ઉપર ચઢી આવી તેને કોઈ પણ જાતનું નુકશાન પહોંચાડે તેમ નથી. આ દરબારમાં પૂર્વ તરફનાં રાજ્યોના પ્રતિનિધિઓએ હાજરી આપી ના. મહારાણીને આપેલી મુબારકબાદી માટે તેમનો આભાર માનું છું અને તેમાં ખાસ કરીને ના. ખીલાતના નવાબ, એશીયાના ના. મહારાણીના સ્નેહી રાજ્યોના એલચીઓ તથા ગોવાના ગવર્નર જનરલ વગેરેએ આ મેળાવડામાં હાજરી આપી છે તેમનો સત્કાર કરવાની તથા તેમને અભિનંદન આપવાની રજા લઉં છું.

**ના. મહારાણીનો સંદેશો.**

હિંદુસ્તાનના રાજ્યકર્ત્તાઓ તથા પ્રજાજનો ! આજે મને ઘણો જ આનંદ ઉપજે છે કે ના. મહારાણી તરફથી આજે સ્હવારે મને મળેલો તારનો સંદેશો તમારી સન્મુખ જાહેર કરવાની તક મળી છે. "યુનાઇટેડ કીંગડમનાં મહારાણી અને એમ્પ્રેસ ઓફ ઇંડિયા, અમો વીકટોરીઆ પરમેશ્વરની કૃપાથી અમારા વાઇસિરોયની મારફતે અમારા સઘળા અમલદારો, સઘળા રાજાઓ, સરદારો અને લોકો જેઓ દીલ્હી ખાતે હાલ ભેગા થયલા છે, તેઓને અમારી બાદશાહી મુબારકબાદી આપીએ છીએ, અને અમારા હિંદી રાજ્યની પ્રજા તરફ અમો જે લાગણી અને જે પ્રેમ રાખીએ છીએ તેની ખાત્રી આપીએ છીએ. અમોએ અમારા વહાલા પુત્રને જે દીલોજાનીભર્યો આવકાર આપવામાં આવ્યો હતો તે મોટા સંતોષની લાગણીથી જોયું છે, અને અમારા રાજકુટુંબ અને તાજ તરફ જે વફાદારી અને રાજ-

ભક્તી બતાવી છે, તેથી અમારાપર મોટી અસર થઈ છે. અમો ખાત્રી રાખીએ છીએ કે હાલના પ્રસંગથી અમારી અને અમારી પ્રજા વચ્ચેનો ગાંઠ વધુ ગાઢ સ્નેહથી બંધાય અને ઉંચામાં ઉંચાથી હલકામ હલકી પ્રજા એવી લાગણી રાખે કે અમારા રાજ્ય હેઠળ સ્વતંત્રતા, સમાનભાવ અને ન્યાયનાં મહાન સિદ્ધાંતોથી તેઓને રક્ષણ મળશે. અને તેઓનું સુખ અને આબાદી વધારવા, અને તેઓનું ભલું કરવાની અમારા રાજ્યનાં હમેશની નેમ અને હેતુ છે."

લોર્ડ લીટનના ભાષણની સમાપ્તિ થતાં સર્વ જણે ઉભા થઇને ના. મહારાણીને માટે ખુશાલીના પોકારો કર્યા હતા.

**ઢંઢેરાની અસર.** ત્યારપછી તે સ્થળે હાજર થએલા ઘણા રાજ્યકર્તાઓએ પોતાના તરફનું અભિનંદન આપવાના પ્રયત્નો કર્યા હતા, પરંતુ ચોતરફ ફેલાઈ રહેલા ઉત્સાહને લીધે તેમનું કથન કોઈનાથી પણ સાંભળી શકાતું નહોતું. આ બનાવથી રાજકીય બાબતમાં બહુ અગત્યનું પરિણામ આવ્યું છે. એટલું તો સર્વને લાગ્યું હતું કે આ મેળાવડો કરવામાં રાજ્યદ્વારી ડહાપણ તથા દીર્ઘદર્શિતા સમાયેલી છે, અને માત્ર હિન્દુસ્તાનમાંજ ના. મહારાણીની સર્વોપરિ સત્તા સિદ્ધ થઈ ચૂકી છે એટલુંજ નહિ પરંતુ હિન્દુસ્તાનની સીમા ઉપરના પ્રદેશોમાં પણ તેની સારી અસર થયા સિવાય રહી નથી.

× × × × ×

મર્હુમ મહારાણી શ્રી વિકટોરીઆ ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરીની તા. ૨૨ મીએ સ્વર્ગવાસ પામ્યાં અને તેમના

**બીજો દિલ્હી દરબાર.** પછી શાન્તિપ્રદાતા મર્હુમ શહેનશાહ એડવર્ડ સપ્તમે રાજ્યસત્તાને અખ્તીયાર કરી. તે બનાવ વ્યતીત થયાને બહુ લાંબો સમય થયો નથી. ૧૯૦૨ માં તે નામદારનો ઇંગ્લાંડ ખાતે રાજ્યાભિષેક થયો હતો અને તેનો ઉત્સવ

ઉજવવાને હિન્દુસ્તાન ખાતે રાજ્યાભિષેકની ક્રિયા ઇ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરીની તા. ૧ લી ના રોજ કરવામાં આવી હતી. આ બનાવ વીત્યાને લગભગ નવ વર્ષ થવા આવ્યા છે તેથી સર્વને તેની સ્મૃતિ તાજી જ હશે. વળી આ પત્રે પણ તેના વાંચકોને પ્રસંગના વર્ણનથી વાકેફ કરવાની સેવા બજાવી છે. તેથી તેની અત્ર પુનરૂક્તિ નહિ કરતાં માત્ર આવશ્યક બાબતોનોજ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે સમયે પ્રથમ ના. શહેનશાહ એડવર્ડ સપ્તમનો ઢંઢેરો પ્રસિદ્ધ થયો હતો, તેમાં તે નામદારે સેંટ જેઈમ્સ ખાતેથી ૧૯૦૨ ના ઓકટોમ્બ-રની તા. ૧ લીએ જાહેર કર્યું હતું કે અમારાં સ્મરણીય માતા મહા-રાણી શ્રી વિકટોરીઆ ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરીની તા. ૨૨ મીના રોજ સ્વર્ગવાસ પામ્યાં તેથી અમે પ્રભુની કૃપાથી ‘ એડવર્ડ સપ્તમ ’ નામ ધારણ કરી ગ્રેટબ્રિટન અને આયર્લેંન્ડના સંયુક્ત પ્રાંતના રાજા અને હિન્દુસ્તાનના શહેનશાહનું પદ ધારણ કર્યું, અને તદનુસાર ઇ. સ. ૧૯૦૧ ના જુનની તા. ૨૬ મી તથા ડિસેમ્બરની તા. ૧૦ મીના રોજ એક ઢંઢેરાદ્વારા અમે અમારો ઇરાદો જાહેર કર્યો કે ઇ. સ. ૧૯૦૨ ના જુન માસની તા. ૨૬ મીના રોજ ઈંગ્લાંડ ખાતે અમારા રાજ્યા ભિષેકની ક્રિયાનો મહોત્સવ ઉજવવો, અને પ્રભુકૃપાએ તે સાલના ઓગસ્ટ માસની તા. ૯ મીના રોજ અમે તે મહોત્સવ ઉજવવાને શક્તિમાન્ થઈ શક્યા. તે પ્રસંગનો ઉત્સવ હિન્દુસ્તાન ખાતે ઉજવવાને પણ અમે અમારી ઇચ્છા પ્રકટ કરી હતી, જેને અનુસરીને તે પ્રસંગે તે ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. હવે અમે બાદશાહી ઢંઢેરાદ્વારા અમારા વ્હાલા અને વિશ્વાસુ વાઇસિરોય જ્યોર્જ નેથેનીઅલ લોર્ડ કર્ઝન ઓફ કેલ્સ્ટનને ઇ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરીની તા. ૧ લીના રોજ આ મહોત્સવ હિન્દ ખાતે ઉજવવા માટે દિલ્હી ખાતે દરબાર ભરવાની આજ્ઞા કરીએ છીએ, અને સૂચવીએ છીએ કે આ ઢંઢેરો

તે દરબાર વખતે પણ મેળાવડા સમક્ષ જાહેર કરવો. આ દરબારમાં પણ પ્રજાવર્ગે સારી સંખ્યામાં ભાગ લીધો હતો. હાથીના સરઘસથી તેને વિશેષ અગત્ય મળી હતી. વળી તે દરબારમાં ના. ડયુક ઓફ કોનોટે પણ હાજરી આપી હતી.

**ઢંઢેરો.**

પ્રથમ ના. શહેનશાહનો નીચે પ્રમાણે ઢંઢેરો વાંચવામાં આવ્યો હતોઃ—" મારા રાજ્યારોહણનો ઉત્સવ કરવાને મારી હિન્દની પ્રજા એકઠી થઇ છે તે શુભ પ્રસંગે આ પેગામ મોકલતાં મને ઘણો આનંદ થાય છે. મારા રાજ્યારોહણની ક્રિયા લંડનમાં કરવામાં આવી તે પ્રસંગે ફક્ત થોડા રાજાઓ અને પ્રતિનિધિઓ આવી શકયા હતા, તેથી આ શુભ અવસરના સંભારણાના ઉત્સવમાં ભાગ લેવાની હિન્દના સઘળા રાજાઓને, સરદારોને, લોકોને અને સરકારી અધિકારિઓને, તક આપવાને દિલ્હીમાં દરબાર ભરવાની મેં મારા વાઇસરોય અને ગવર્નર જનરલને સૂચના આપી છે. મેં ઇ. સ. ૧૮૭૫ માં હિન્દની મુલાકાત લીધી ત્યારથી હિન્દ અને ત્યાંના લોકો પ્રત્યે હું અતિ પ્રેમની લાગણી ધરાવું છું. અને મારા વંશ તથા ગાદી પ્રત્યે તેઓ ખરા દિલથી વફાદાર છે તે હું જાણું છું. પાછલાં થોડાં વર્ષોમાં તેમની રાજ્યભક્તિના કેટલાક દાખલા મને મળ્યા છે અને મારા હિન્દના લશ્કરે મારા શહેનશાહતની ચઢાઇઓ તથા ફતેહમાં ઘણી સારી સેવા બજાવી છે."

" મારા પ્રિય પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સ અને તેમનાં પત્ની હિન્દનો મુલક જુવે એવી મારી સતત ધારણા છે. તેઓ પણ હિન્દની મુલાકાત લેવાને તેટલાજ આતુર છે અને મને સંપૂર્ણ આશા છે કે થોડા વખતમાં તેઓ જાતે હિન્દથી વાકેફ થવાને શક્તિમાન થશે. આ અગત્યના પ્રસંગે બની શકતું હોત તો મારી આવવાની ઘણી ખુશી હતી. તોપણ મેં મારા બ્હાલા ભાઈ ડયુક ઓફ કોનેટ જે હિન્દમાં

ઘણા પ્રસિદ્ધ છે તેમને મારા રાજ્યારોહણના ઉત્સવને પ્રસંગે મારા કુટુંબના પ્રતિનિધિ તરીકે મોકલ્યા છે.”

“મારાં પૂજ્ય માતુશ્રી, હિન્દનાં પહેલાં શહેનશાહ રાણી મર્હુમ મહારાણીશ્રી વિકટોરીઆની ગાદી મને મળી ત્યારથી જે દયાળુ અને ન્યાયી રાજ્યનીતિથી તેમણે પોતાની હિન્દની પ્રજાની આટલી બધી આશ્ચર્યજનક ભક્તિ અને પ્રીતિ મેળવી હતી એવીજ રાજનીતિ ચાલુ રાખવાની મારી ધારણા છે. હિન્દના મારા સઘળા રક્ષિત રાજાઓને તથા સઘળી પ્રજાને હું એકવાર ફરીથી ખાત્રી આપું છું કે હું તેમની સ્વતંત્રતા જાળવીશ, તેમના હકો અને દરજ્જાને માન આપીશ, તેમની જે પ્રકારે ચઢતી થાય તે બાબતોમાં હું ઉલટથી લક્ષ આપીશ અને તેમના ભલાને માટે કાળજી રાખીશ. આ સઘળી લાગણીઓમાં મારા અમલની ઉમેદો સમાયલી છે, અને તે સર્વ શક્તિમાન પરમેશ્વરની કૃપાથી અમલમાં મૂકયાથી મારી હિન્દની શહેનશાહતની આબાદી વધતી જશે, અને હિન્દની પ્રજાના સુખમાં વધારો થશે.”

**લૉર્ડ કર્ઝનનું ભાષણ.**

જે પછી ૧૦૧ તોપોની સલામી આપવામાં આવી હતી. તે પછી તે વખતના વાઇસરોય લૉર્ડ કર્ઝને ભાષણ કરતાં જણાવ્યું હતું કેઃ—“આજથી પાંચ માહના પહેલાં, શ્રીમાન્ રાજરાજેશ્વર સપ્તમ એડવર્ડ લંડનમાં સિંહાસનારૂઢ થયા, તે સમય ઉપર આ દેશના થોડા રહેવાશીઓ ત્યાં હાજર થઇ શક્યા હતા. તેથીજ નામદાર શેહેનશાહે કૃપા કરીને આ દેશના સમસ્ત લોકોને આ પ્રમાણે ઉત્સવ કરવાનો આજે સમય આપ્યો છે. તે કારણથીજ આજે અહીં અને સમસ્ત ભારતવર્ષમાં આ આનંદમય અવસરે, દેશી રાજાઓ જેઓ રાજ્યના સ્તંભ છે, યુરોપિયન અને દેશી અધિકારીઓ જેઓ અસાધારણ

સાવધાની અને ભક્તિ સહિત રાજ રાજેશ્વરની સેવા કરે છે, દેશી અને ગોરી સેના જેઓ વીરતાથી રાજ રાજેશ્વરની રાજ્ય સીમાની રક્ષા અને શત્રુઓ સાથે યુદ્ધ કરે છે. અને ભારતવર્ષની સર્વ સાધારણ પ્રજા જેઓ કેટલાક સમયે બ્રિટિશ રાજ્યપર અતુલ ભક્તિ પ્રદર્શિત કરી ચુકી છે તે સર્વ આજે અહીં એકત્ર થયા છે. આ ઉત્સવ ઉજ-વવાના મુખ્ય ઉદ્દેશથી શેહેનશાહ સપ્તમ એડવર્ડે મને "પોતાના પ્રતિનિધિ" ને એક ભવ્ય દરબાર ભરવાની આજ્ઞા આપી છે. આ દરબારને નામદાર શેહેનશાહ જેવી રીતે મુખ્ય સમજે છે તે પ્રકટ કરવાને માટે તેમણે પોતાના પ્રિય ભ્રાત ડ્યુક ઑફ કોનાટને અત્રે દરબારમાં દર્શન આપવા મોકલી આપ્યા છે.

આજથી ૨૬ વર્ષ પહેલાં, આ મહિનાની આજની તારીખે (એટલે ૧૮૭૭ ના જાનેવારી માસની તારીખ પહેલીને દીવસે) આજ પ્રાચીન નગરમાં અને વળી આજ સ્થાન ઉપર શ્રીમતી મહારાણી વિક્ટોરીયા પ્રથમ ભારતેશ્વરી થયાં તે વખતે ઢંઢેરો વાંચવામાં આવ્યો હતો. પ્રજાની તરફ મહારાણીશ્રીનું વિશેષ લક્ષ અને ભારત સામ્રાજ્ય એક રાજાને આધિન થયું છે તે બતાવવાનું તે કાર્ય હતું. આજ સુધી ચોથી શતાબ્ધિ પછી ભારત રાજ્ય પહેલાંથી વિશેષ મુક્ત થઇ ગયું છે. અને જે રાજ રાજેશ્વરના સન્માન તથા ભક્તિ પ્રદર્શિત કરવા આજે આપણે એકઠા થયા છીયે તે પ્રજાને ઓછું પ્રિય નથી. પરંતુ તેમનાં નેત્રો વડે જોવાથી અને તેમના શબ્દો સાંભળવાથી વિશેષ પ્રિય જણાય છે. તેઓ આજે એવા રાજ્યાસન ઉપર સુશોભિત થયા છે કે જે કેવળ ઉત્તમજ નહીં પરંતુ તે સમસ્ત સંસારમાં વિશેષ દૃઢ છે. અને તેની સ્થિરતાનો મુખ્ય આધારજ નહીં પરંતુ મારી સમજ પ્રમાણે તેની દૃઢતાનો મુખ્ય સાધન ભારત રાજ્યપર અધિકાર અને તેમની પ્રજાની પ્રિતિ અને સેવા છે.

હિંદુસ્તાનમાં જેમ પ્રાચીન નિયમો અને રૂઢીઓ દૃઢ છે, તેજ પ્રમાણે અહીંની ભક્તિ પણ દૃઢ છે અને તે પશ્ચિમ પ્રદેશના સંસર્ગથી વિશેષ પ્રબળ થઇ ગઇ છે. ભારતવાશીઓએ પોતાનો નિર્દ્વંદ્વ અધિકાર, સંસારના હજારો અભિલાષિઓમાંથી તેમનેજ આપ્યો છે અને તેઓએ ભારતવાશીઓનો વિશ્વાસ સંપાદન કર્યો છે. આજે અમે જે દર્શન કરીએ છીએ તેવું સંસારના કોઇ પણ ભાગમાં નહીં હોય! મારૂં તાત્પર્ય આ ભારે સમારંભને માટેજ માત્ર નથી પણ જેનું આ ચિન્હ છે, અમે જેના હૃદયના ભાવ આ સમારોહ પ્રકટ કરે છે તેજ છે.

આ સ્થળે બિરાજેલા, સૌથી અધિક રાજ્યના રાજાઓ, જેમની પ્રજા સંખ્યા ૭ કરોડથી પણ ઉપર છે અને જેમનું રાજ્ય ભારત-ખંડમાં વિસ્તૃત છે તેઓ પોતાના એક રાજેશ્વરની સાથે નિકટની મૈત્રિ ભાવના અને સંબંધ બતાવવા માટે અત્રે પધાર્યા છે. જે રાજ ભક્તિભાવથી તેઓ આટલે બધે વેગળેથી, કષ્ટ અને ખર્ચ કરી દિલ્લિ આવ્યા છે તેમનો અમે આદરસત્કાર કરીએ છીએ, અને થોડી વારમાંજ, તેમને મુખ્યેથી રાજ રાજેશ્વરને મુબારકબાદી પહોંચાડવાનો શુભ અવસર પ્રાપ્ત થશે.

જે સૈનિકો અને તેમના ઓફીસરોને બે લાખ ત્રીશ હજાર સેનામાંથી ચુંટી કહાડી અત્રે બોલાવ્યા છે, તે સર્વે રાજ રાજેશ્વરના સૈનિક થવાનું અભિમાન ધરાવે છે. ભારત વર્ષની સર્વ સમાજના સરકારી અને બીનસરકારી, આગેવાનો જેઓ અત્રે એકત્ર થયા છે, તેઓ આશરે ૨૩ કરોડ મનુષ્યોના પ્રતિનીધીઓ છે, તે માટેનો યોગ્ય રીતે વિચાર કરવામાં આવે તો તેમના અધિપતિ અને સરકારીઓના રૂપે, સંસારના પંચમાંસ મનુષ્યોના પ્રતિનિધી આ દરબારમાં ઉપસ્થિત છે, આ સર્વના ચિત્તના એકજ ભાવ છે, અને સર્વ એકજ સિંહાસન સ્હામું માથું નમાવી રહ્યા છે.

જો પ્રશ્ન કરવામાં આવે કે આટલા વિશાળ અને વેગળે સુધી વિખરાયલા મનુષ્યોનો સમુહ અત્રે આવી શી રીતે એકઠો થયો ? તો તેનો ઉત્તર એજ છે કે જ્યારે સર્વને પોતાના રાજ રાજેશ્વરના શાસનની ઉત્તમતા અને દૃઢતાનો વિશ્વાસ થઈ જાય છે, ત્યારે સર્વના હૃદયમાં રાજ્યભક્તિ ઉત્તન્ન થઈ જાય છે, અને તેજ રાજભક્તિ આ મહાન સમારંભનું મુળ કારણ છે.

આ માત્ર હૃદયના ભાવ અને ઉત્સાહ બતાવવાનુંજ સ્થાન નથી, પરંતુ લાંબો અનુભવ કર્યા પછી વિશ્વાસ પ્રકટ કરવો તેજ છે, કારણ કે કરોડો મનુષ્યોમાંથી અધિક સંખ્યાને શેહેનશાહની ગવર્નમેંટે બાહ્ય શત્રુઓના આક્રમણથી અને દેશની અશાંન્તિથી નિર્ભય કર્યા છે. ઘણાઓના ધનસત્વો અને અધિકારોનું રક્ષણ કરવાને વિશ્વાસ આપ્યો છે. ઘણાઓને માટે પોતાની પ્રતિષ્ઠાપૂર્વક કાર્ય કરવા માટે વિશાળ માર્ગો ઉઘાડ્યા છે, અને સર્વ સાધારણ મનુષ્યોને પણ, કષ્ટ સમયે ગવર્નમેંટ દયા કરી સ્હાયતા કરે છે. વળી સર્વ સાથે નિષ્પક્ષ ન્યાય કરવા, અત્યાચારથી બચાવવા, શિક્ષા અને શાન્તિ ફેલાવવાનો પ્રયત્ન કરે છે, એક એવા દેશને જીતવો એ પણ એક મ્હોટું કામ છે, વળી તે ઉપર ન્યાય અને ધર્મપૂર્વક આધકાર કરવો એ પણ તેનાથી વિશેષ કામ છે, પરંતુ એટલા મોટા દેશને પોતાની સાવધાની અને નીતિનિપુણતાથી એક કરી દેવો એ સૌથી વિશેષ ચઢીયાતું કામ છે. એવા ઉદ્દેશો અને વિચારોથીજ આ વિશાળ દરબાર કરવામાં આવ્યો છે. આ સમયે **શ્રી મહારાજાધીરાજે** જે એક પત્ર પોતાની **ભા**રતીય પ્રજાને માટેજ મોકલ્યો છે તે વાંચી સંભળાવવું ઉચિત સમજું છું.

## નામદાર સમ્રાટ એડવર્ડનો પત્ર.

મ્હારી ભારતીય પ્રજા, જ્યારે મ્હારો તિલકોત્સવ, ભારતમાં

કરી રહી છે ત્યારે એવા સમયે તેમને આનંદવર્ધક પત્ર મોકલતાં મ્હને ઘણો હર્ષ થાય છે.

જ્યારે મ્હારો રાજ્યાભિષેક અહીં લંડનમાં થયો હતો ત્યારે હિંદુસ્તાનના થોડાક વતનીઓજ અત્રે આવ્યા હતા. એટલા માટેજ મેં, મ્હારા પ્રતિનિધી ભારતના ગવર્નર જનરલને આજ્ઞા આપી છે, કે ભારતના દેશી રાજા, અને મારા રાજ્યના પદાધિકારીઓ મ્હારા રાજ્યાભિષેકનો ઉત્સવ કરે એવો અવસર આપવા માટે દિલ્હીમાં એક મ્હોટો દરબાર કરવો.

સન ૧૮૭૭ માં જ્યારે હું હિંદુસ્તાનની સફરે આવ્યો હતો ત્યારે ભારત અને ત્યાંના નિવાશીઓ ઉપર મ્હારો વિશેષ અનુરાગ થયો છે, તેઓ કેવી રાજભક્તિ અને પ્રીતિથી મ્હારા કુટુંબ અને રાજ્યાસનને ચ્હાયે છે તે હું સારી રીતે જાણું છું. પાછલાં વર્ષોમાં તેમની પ્રીતિનાં કેટલાંક ઉદાહરણો પણ મને મળ્યાં છે, વળી મારી ભારતિય સેનાએ, મ્હારા રાજ્યમાં, શત્રુઓ સાથે યુદ્ધ કરીને મ્હને મ્હોટી સ્હાયતા કરી છે.

મ્હારી આંતરિક ઇચ્છા છે કે મ્હારા યુવરાજ અને તેમનાં પત્નિ, સત્વર ભારતવર્ષની યાત્રા કરી આવે તેઓની પણ તેવી ઇચ્છા છે.

આવા અમૂલ્ય સમયે જો મ્હારાથી બની શકત તો ઘણી ખુશીથી હું ત્યાં આવી શકત પણ મારૂં આવવું થયું નહીં તેથી મેં મ્હારાં બંધુ ડયુક ઓફ કોનાટને કે જેને ભારતવાશીઓ પ્રથમથી ઓળખે છે તેમને આ ઉત્સવપર, અમારા કુટુંબના પ્રતિનિધી તરીકે મોકલ્યા છે.

જ્યારથી હું મ્હારાં પૂજ્ય માતુશ્રી વિકટોરીયાના રાજ્યાસનપર બેઠો છું, ત્યારથી મ્હારી એજ ઇચ્છા છે કે જેવી દયા અને જેવા

ઉત્તમ પ્રબંધના ગુણોથી મ્હારી માતાપર ભારતવાસીઓની ભક્તિ હતી, તેવા સિદ્ધાંતો પર હું પૂર્ણ રીતે સ્થિર ચિત્ત છું. હું ભારતના સર્વ રાજા અને પ્રજાને પુનઃ વિશ્વાસ પૂર્વક કહું છું કે તેમની સ્વતંત્રતા, પ્રતિષ્ઠા, ઉચ્ચપદ અને સ્વત્વનો પુરો વિચાર રાખીશ. અને તેમની ઉન્નતિ અને પ્રશંસાનાં યત્નો કરીશ. મારા રાજ્ય પ્રબંધનો એજ મુખ્ય ઉદ્દેશ રહેશે. એ શાસનમાં, ઈશ્વર કૃપાથી મારા ભારતિય રાજ્યની સંપત્તિ વૃદ્ધિ અને પ્રજાનું સુખ અધિકાધિક થતું રહેશે.

## નામદાર શહેનશાહનો પત્ર વાંચ્યા પછી થયેલું વ્યાખ્યાન.

રાજાધિરાજ સપ્તમ એડવર્ડનો પત્ર વાંચી રહ્યા પછી લૉર્ડ કર્ઝને ભાષણ કર્યું હતું. તેઓ બોલ્યા હતા કેઃ—

ભારતવર્ષના રાજ્યોના અધિશ્વર અને સર્વ સાધારણ જન, જેઓનાં રાજ્યારોહણનો ઉત્સવ આજે આપણે પાળીયે છીયે, તે રાજરાજેશ્વરનાજ એ શબ્દો છે, તે શબ્દો, પોતાના રાજકર્મચારિયોને ઉત્સાહ, ઉત્તેજન આપે છે, અને સર્વ સાધારણ મનુષ્યોને પણ પોતાની ઉદારતા અને અનુગ્રહ પ્રદર્શિત કરે છે.

અમને જેઓ મારા અને મ્હારા સહકારિઓ પેઠે, તે રાજાધિરાજના રાજ્યના મુખ્ય કર્તાઓ છે તેઓને, એ શબ્દો એવું શિખવે છે કે તે પ્રમાણે અમારૂં વર્તન અને અમારો પ્રબંધ રહેવો જોઇએ. આજના જેવો સમય કોઈ દિવસ આવ્યો નથી. જ્યારે અમારી વિશેષ ઇચ્છા થાય કે આ પ્રબંધ ઉદારતા અને નમ્રતાપૂર્વક થાય. જેમણે બહુ કષ્ટ સહન કર્યું છે તેમને માટે બહુ સ્હાયતાની આવશ્યકતા છે, વળી જેઓએ ઘણું કામ કર્યું છે તેઓને સારૂં ઇનામ પણ મળવું જોઇયે.

ભારતીય રાજાઓએ પાછલા યુદ્ધોમાં પોતાની સેના અને પોતાના શસ્ત્રોની સહાયતા આપી છે, દુર્ભિક્ષ સમયે તેમણે બહુ યોગ્યતા સાથે દઢતાથી કર્યું છે, આ સમયે જે કાંઈ તેમના અધિકારમાં છે, તેથી અધિક શું આપવામાં આવે? અને તેમના રાજ્યની સ્થિરતામાં શું વૃદ્ધિ થઈ શકે? તે તો પહેલેથીજ અચલ છે! પરંતુ તોપણ હું પ્રસન્નતાપૂર્વક પ્રકાશ કરૂં છું કે દેશી રાજ્યો પાસે, પાછલા દુર્ભિક્ષના સમયે, સરકારી અથવા સરકારની જામીનગીરીના ઉધાર રૂપિયા છે, તેનું ત્રણ વર્ષ સુધી વ્યાજ લેવામાં આવશે નહીં. જે રાજ્યની ઈચ્છા હોય તેનો લાભ લઇ શકે છે, એ શિવાય ભારતની પ્રજાને પણ અમે સહાયતા આપવામાં ખુશી છીયે. અને આશા છે કે તે થોડા વખતમાં પ્રકટ કરીશું. સરકારી આવકજાવકનું વર્ષ પુરૂં થયા વિના અમે અત્યારથી વિચાર બાંધી શકતા નથી, જો હિંદી ત્રીજોરીમાં આ વરસે નાણું વધશે તો રાજાધિરાજ સાહેબના પ્રથમ શાસન વર્ષમાં હિંદી પ્રજાને કાંઈ પણ સહાયતા અવશ્ય મળશે. એ લોકોએ દુષ્ટ કાળના સમયમાં ધૈર્ય રાખ્યું છે, અને રાજ્યભક્ત બન્યા છે, એ સુવ્યવહાર જોઈ તમારા તરફ મારૂં ચિત્ત વિશેષ દોરાયું છે, એ શિવાય બીજું જે કૃપા અને મેહેરબાનીનાં કામ થશે તેનું વર્ણન અત્રે કરવાની જરૂર નથી. તે જુદીજ રીતે જણાઇજ આવશે. માત્ર એટલુંજ કહું છું કે "ઇંડીયન સ્ટાફ કોર" જેઓ કહેવાય છે તેનું નામ હવેથી "શેહેનશાહની ભારતિય સેના" કહેવામાં આવશે.

"ભારતના રાજાઓ, નિવાસીજનો! અગર જો અમે ભવિષ્ય તરફ દૃષ્ટિ કરીયે તો મ્હોટી મ્હોટી ભયંકર વાતો જણાય છે. ભારતનો કોઈ પણ વિષય, ગમે તો આબાદી, શિક્ષા, પરિશ્રમ, અથવા નિર્વાહ માટેનો હોય તોપણ રાજનીતિ નિપુણ પુરૂષો માટે તે સમજી

સેવું કઠિન નથી, અને ઘણા વિષયનો નિશ્ચય તો હમણાંજ મ્હારાં નેત્રો સ્હામે થઇ રહ્યો છે.

જો ઇંગ્લંડ અને હિંદુસ્તાનની સમ્મિલિત શક્તિ ભારતની સિમાપર શાંતિથી સ્થિર રહે, દેશી રાજા અને પ્રજામાં, યુરોપિયન અને હિંદુસ્તાન વાસીઓમાં, ગવર્નમેંટ તથા પ્રજામાં ઐક્યતા રહે અને અનાવૃષ્ટિ ન હોય તો ઉન્નતિની ગતિને કોઇ રોકી શકે નહીં.

જો ઇશ્વરની કૃપા થશે તો હિંદુસ્તાન ભવિષ્યમાં સમ્મતિહીન રહેશે નહીં, ભવિષ્યને માટે સારી આશા નથી, અપ્રસન્નતા અને અસંતોષ ફેલાઈ રહ્યો છે, પરંતુ અહીંજ ઉદ્યોગ વધશે! લોકોની યોગ્યતા અને સમ્પતિ વધશે! ધન તથા સુખનો વિશેષ વિસ્તાર થશે. મને અમારા દેશના સત્ય વ્યવહાર અને અભિલાષા ઉપર વિશ્વાસ છે, વળી ભારતવર્ષની અસિમ યોગ્યતાપર પણ વિશ્વાસ છે, પરંતુ આ સર્વ વિષયો સામ્રાજ્યની પ્રભુતા, નિર્વિવાદ માન્યા વિના ચાલશે નહીં, અને બ્રિટિશ સામ્રાજ્ય વિના બીજા કોઇ રાજ્યમાં એ નિર્વિવાદ પ્રભુતા રહી શકશે નહીં.

હવે હું મ્હારૂં ભાષણ બંધ કરવા ચાહું છું. અને આશા છે કે ભારતવાસીઓ આ સમારોહને સદા સ્મરણ રાખશે, અને મ્હને આશા છે કે પ્રજા, એનું હર્ષપૂર્વક સ્મરણ કરશે. મહારાજા સપ્તમ એડવર્ડનું રાજ્ય, જેટલી ધામધુમથી પ્રારંભ થયું છે, તે ભારતના ઇતિહાસોમાં અને પ્રજાના હૃદયોમાં અંકિત રહેશે.

ઇશ્વરને મ્હારી પ્રાર્થના છે કે રાજ રાજેશ્વર ચિરકાળ સુધી રાજ્ય કરે, તેમની પ્રજા દિનપ્રતિદિન સુખ વૃદ્ધિ થાઓ, રાજ કર્મચારિયોનો પ્રબંધ અને વ્યવહાર, બુદ્ધિ માન્યતા અને ભલાઇ સાથે થાઓ, અને મહારાજાશ્રીના રાજ્યમાં શાન્તિ અને સ્થિરતા સદા વિદ્યમાન રહે.

**ભારતેશ્વર મહારાજ ચિરંજીવ રહો!**

લૉર્ડ કર્ઝન સાહેબનું ભાષણ પુરૂં થયું. ત્યાર પછી તુરાઈ વાગવા માંડી, હેરલ્ડે ટોપી ઉતારી અને બેઠેલા બધા માણસોને "**શેહેનશાહ**" ના નામની જયધ્વનિ કરવા ત્રણ વાર કહ્યું. દરબાર અને સેનામાં તેજ સમયે વિજયધ્વનિ થઇ રહી, બેંડ વાગવા માંડયું. લશ્કરની બંદુકો ફૂટવા લાગી.

એકાએક સઘળું શાંત થયા પછી દરબારીઓની મુલાકાત લેવામાં આવી.

દિલ્હીનો બીજો દરબાર ખતમ થઇ ગયો. ના. શહેનશાહ એડવર્ડ સપ્તમ ટૂંક સમયમાંજ તેમની સમગ્ર પ્રજાને શોકસમુદ્રમાં ડૂબાડી સ્વર્ગવાસી થઇ ગયા અને ના. શહેનશાહ જ્યોર્જ ૫ માને હિન્દ ખાતે રાજ્યાભિષેકની ક્રિયા કરવાને ત્રીજો દરબાર ભરવાનો સમય પણ પસાર થયો છે. પરંતુ આગલા બન્ને દરબારોના ભણકારા હજી હિન્દની પ્રજાના હૃદયમાંથી દૂર થયા નથી. પાછલા પંદરસોથી બે હજાર વર્ષના રાજ્યકાળની બ્રિટિશ રાજ્ય સમય સાથે સરખામણી કરતાં આપણને સહજ જ જણાશે કે જે શાન્તિ, જે સુખ અને જે માનનો અનુભવ આપણે આ સમયે કરીએ છીએ તેનો સહસ્ત્રાંશ મેહોમેડનોના અધિકાર નીચે હિન્દ પ્રાપ્ત કરી શક્યો નહોતો; તેથી આપણે આપણા સુખને માટે બ્રિટિશ રાજ્યના અનેકધા ઋણી છીએ, આપણું તે ઋણ ચૂકવવાને માટે આપણા હૃદયમાં અખંડિતપણે રાજભક્તિ ધારણ કરીને બ્રિટિશ રાજ્યના હિતમાં આપણાથી બનતી સહાય આપવી તે આપણું મુખ્ય કર્ત્તવ્ય છે. અસ્તુ.



# રાજ્યાભિષેક પ્રકરણ.

## રાજ્યાભિષેકની ક્રિયાનો જૂનો ઇતિહાસ.

### ઇંગ્લાંડમાં રાજ્યાભિષેક.

**નવાજૂની.** બ્રિટિશ સામ્રાજ્ય આખી દુનિયામાં સૌથી મોટું અને અગત્યનું ગણાય છે, તેના શહેનશાહ તરીકે ના. જ્યોર્જ પાંચમાનો રાજ્યાભિષેક તા. ૨૨ મી જૂન અને ગુરૂવારના માંગલિક દિવસે કરવામાં આવી હતી. આ ક્રિયા વેસ્ટમીન્સ્ટર એબીના પુરાતન દેવળના વિશાળ દિવાનખાનામાં થઈ હતી. મર્હુમ શહેનશાહ એડવર્ડ સાતમાના સ્વર્ગવાસની સાથેજ નવા શહેનશાહ તરીકે જ્યોર્જ પાંચમા જાહેર થઈ ચૂક્યા છે. પરન્તુ બ્રિટિશ સમ્રાટને તાજ પહેરાવવાની ક્રિયા રાજ્યાભિષેકને લગતી એક અગત્યની ક્રિયા હોવાથી તે વિના ચલાવી લેઈ શકાતું નથી. જુન માસ આ ક્રિયાને માટે પસંદ કરવામાં આવ્યો છે, તેનું કારણ એ છે કે મર્હુમ મહારાણી વિક્ટોરિઆને તાજ પહેરાવવાની ક્રિયા તેજ માસમાં કરવામાં આવી હતી અને મર્હુમ શહેનશાહ એડવર્ડ સાતમાએ પણ પોતાના રાજ્યાભિષેકને માટે જુન માસજ પસંદ કર્યો હતો. આગળના એ દાખલાઓને અનુસરીને નવા શહેનશાહના રાજ્યાભિષેકની ક્રિયાને માટે પણ જુન માસ પસંદ કરવામાં આવ્યો છે.

**રાજ્યાભિષેકનું સરઘસ.** વેસ્ટમીન્સ્ટર એબીમાં તાજ પહેરવા માટે જવાની ક્રિયામાં એક ભભકાદાર સરઘસ કાઢવું તે પણ તેનો એક ભાગ છે. ઇંગ્લાંડના રાજા ચાર્લ્સ બીજાના રાજ્યાભિષેક વખતે આવું ભભકાદાર સરઘસ કાઢવાનો રીવાજ બંધ પડયો હતો અને ત્યાર પછી ૨૧૭ વર્ષે શહે-

નશાહ એડવર્ડના રાજ્યાભિષેકની ક્રિયા વખતે તે રીવાજને પુનઃ સજીવન કરવામાં આવ્યો હતો. ચાર્લ્સ બીજા પછી જેમ્સ રાજા ગાદીએ બેઠો, તે વખતે સરઘસ કાઢવાનો આ રીવાજ ચાલુ કરવાની તજવીજ થઈ હતી, પણ જેમ્સના હુકમથી એ ભભકાદાર બાદશાહી સરઘસના ખર્ચનો અડસટો કાઢવામાં આવતાં તે આંકડો જેમ્સે ધારેલા તમામ ખર્ચની રકમ કરતાં બમણો માલૂમ પડયો ! આથી તેણે તે ખાલી ઠઠેરો કરવાનું બંધ રખાવ્યું અને પોતાની રાણીને ભભકો દેખાડવાની બહુજ હોંશ હતી માટે તેને ખુશ રાખવા તેને મનગમતો પોશાક અને ઝવેરાત માટે એક લાખ પાઉંડ કરતાં વધારે દ્રવ્ય આપીને સંતુષ્ટ કરી. વેસ્ટમીન્સ્ટરમાં તાજ પહેરવા જતાં તેણે ઘણીજ નાની સ્વારી કાઢી હતી અને તેથી કેટલાક ભભકાના જિજ્ઞાસુઓ નાખુશ થયા હતા. આ પ્રમાણે સને ૧૬૮૫ થી શહેનશાહ એડવર્ડના રાજ્યાભિષેક સુધી અસલી રીવાજ મુજબનું ઠઠેરાબંધ સરઘસ નીકળ્યું નહોતું. મહારાણી વિકટોરિઆના રાજ્યાભિષેક વખતે એક નાનું સરઘસ નીકળ્યું હતું અને જો કે તે મોટા ભભકાવાળું નહોતું તોપણ પ્રેક્ષકો તેથી ખુશ થયા હતા. અસલી રીવાજ મુજબનું ખરેખરૂં દેખાવડું સરઘસ તો ફક્ત શહેનશાહ એડવર્ડના વખતનું જ હતું. શહેનશાહ જ્યોર્જ પાંચમાના રાજ્યાભિષેકનું સરઘસ કેવા ભભકા સાથે નીકળે છે તે આપણે હવે પછી જાણી શકીશું, પરન્તુ એટલું તો ચોક્કસ છે કે સરઘસ કાઢવાનો સજીવન કરવામાં આવેલો રીવાજ પુનઃ બંધ પાડવામાં આવનાર નથી.

રાજાને માથે તાજ અથવા મુકુટ પહેરાવવાની શું અગત્ય હોવી જોઇએ તે વિચારવાની આ સ્થળે આવશ્યકતા છે.

**તાજ પહેરાવવાની પ્રાચીન ક્રિયા.** આજે આપણે ત્યાં એક રાજા મરણ પામ્યા પછી તેનો પુત્ર ગાદીએ બેસે છે અને તેને તાજ પહેરાવવાની ક્રિયા કરવામાં આવે છે.

પરન્તુ તે ક્રિયાનું મહત્ત્વ તેટલા માટેજ નથી. પ્રાચીન સમયમાં બનેલા બનાવો ઉપરથી જાણી શકાય છે કે પૂર્વે રાજાઓ પોતાની હયાતીમાંજ પોતાના યુવરાજને ગાદી સોંપી તાજ પહેરાવતા અને પોતે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરતા. પિતા જીવતો હોવા છતાં પુત્ર ગાદી-પર બેસે તે ક્રિયા મહત્ત્વની–અગત્યની છે અને તેથી પોતાનું તાજ પુત્રને પહેરાવતાં પવિત્રતા અને ગંભિરતા સાચવવામાં આવવી જોઇએ. તેટલા માટે તાજ પહેરાવવાની ખાસ ક્રિયાનો રીવાજ કે જેનું મહત્વ આપણે કોઇ પણ રીતે ઓછું આંકી શકીએ નહિ, તે હમેશને માટે ચાલુ થઈ ગયો છે. ઇતિહાસમાંથી આવા ઘણા દાખલા મળી શકે તેમ છે. દશરથ રાજાએ પોતાના જીવનકાળમાંજ રામનો રાજ્યાભિષેક કરવાની ઈચ્છા દર્શાવી હતી, પરન્તુ કૈકેયીના કંકાસથી ભરતનો રાજ્યાભિષેક થયો તે વાત જાણીતી છે. ભગીરથ રાજાએ પોતાના પુત્રને રાજ્ય સોંપી પોતે તપશ્ચર્યા કરવા નીકળી ગયો હતો. ભર્તૃ-હરિએ પોતાના ભાઈ વિક્રમને તાજ સોંપી વૈરાગ્ય ગ્રહણ કર્યું હતું. ઉગ્રસેન રાજાએ પોતાના જીવનકાળમાંજ કંસને રાજ્ય સોંપ્યું હતું. રણવીર મહારાણા પ્રતાપના પુત્ર અમરસિંહે પોતાના જીવનકા-ળમાંજ પોતાના પુત્રને તાજ પહેરાવ્યું હતું. શાહજીએ પોતે તાજ નહિ પહેરતાં શિવાજીનેજ રાજા બનાવ્યો હતો. આવા બનાવોમાં તાજ પહેરાવવાની ક્રિયા ઘણીજ અગત્યની લેખાય છે અને પિતા મરણ પામતાં પુત્રને તાજ પહેરાવવામાં આવે તે ક્રિયા એટલી મહત્ત્વની નહિ લેખાતી હોવા છતાં એક રીવાજ દાખલ તે ક્રિયાને આબાદ રીતે સાચવી રાખવામાં આવે છે. ઈરાનમાં હખામની અને સાસાની જમા-નાના પારસી બાદશાહો તાજ પહેરતા હતા. યાહુદીઓ પછી ખ્રિસ્તી ધર્મનો વિકાસ થયા બાદ યુરોપના બાદશાહો તાજ પહેરતા હતા. યાહુદીઓ પછી ખ્રિસ્તી ધર્મનો વિકાસ થયા બાદ યુરોપના બાદશા-

હોમાં તાજ પહેરવાનો રીવાજ ઘણો સાધારણ જણાય છે. એમની શહેનશાહતનો નાશ થયા પછી તે જૂદા જૂદા રાજાઓ અને સરદારોમાં વહેંચાઈ ગઈ અને એ દરેક બાદશાહે તાજ ધારણ કર્યું હતું. શાર્લમેન શહેનશાહ થયો ત્યારે તેણે તાજ પહેરાવવાની ક્રિયાને જોઇતી ગંભીરતા આપવા માટે એ કામ રોમના પોપ પાસે કરાવ્યું. તે રીવાજ તેના વારસોએ ૩૦૦ વર્ષ સુધી ચાલુ રાખ્યો હતો. થોડા અપવાદ સિવાય બાકીના સર્વ બાદશાહો ખાસ રોમ જઇને તાજ પહેરી આવતા હતા અને તેમાંજ મોટાઈ મનાતી હતી, કારણ કે તે સમયે રોમનો પોપ ધર્મનો સૌથી મોટો અધ્યક્ષ લેખાતો હતો, તેમજ પોતાનો દોર રાજાઓ ઉપર સારી પેઠે ચલાવતો હતો. તાજની ક્રિયાની પહેલાં એક દિવસ તે બાદશાહ રોમ ખાતે જતો. શહેરના પાધરમાં તેને પાદરીઓ અને અમીર ઉમરાવો ભારે ઠાઠમાઠ સાથે મળતા અને તેની પાસેથી પોતાના હકોનો પરવાનો મેળવતા, તેમજ અસલી રીવાજો અને કાનૂનો જાળવી રાખવાના કસમ લેતા. બીજે દિવસે શહેનશાહ સેંટપીટરના દેવળમાં જતો અને ત્યાં રોમનો પોપ તથા તેના મદદગાર મોટા ધર્મગુરૂઓ ગંભીર ક્રિયા કરીને આશીષ આપતા અને તાજ પહેરાવતા. આ સઘળી ક્રિયા રોમના લોકોને પસંદ નહોતી એટલે પાછળથી તે બંધ પડી હતી. તાજ પોપ તરફથી આપવામાં આવતું પણ તે શહેનશાહ રોમ જઇને નહિ પહેરતાં ઓલોના ખાતે જઈ પોપને હાથે પહેરતો. એ વખતે એક નવો રીવાજ એવો દાખલ થયો હતો કે શહેનશાહ પોતાના પિતા અથવા પિતામહનુંજ તાજ મેળવતો અને પહેરતો નહિ, પણ જેટલા મુલકો લડાઇ પછી પોતાના રાજ્યને તાબે થયા હોય તે સઘળા મુલકનાં જૂદાં જૂદાં તાજ પહેરતો.

તાજનો ખરો સંસ્કૃત શબ્દ '**मुकुट**' છે અથવા તો સામાન્ય

**તાજ અથવા મુ-કુટની રચના.** જનસમાજની ભાષામાં બોલીએ તો તાજ એટલે એક રાજાએ પોતાના મસ્તિકપર ધારણ કરવાનો સુશોભિત અલંકાર. માણસનું ઉત્તમમાં ઉત્તમ અંગ મસ્તિક કહેવાય છે અને તેવા મસ્તિક ઉપર ધારણ કરવાનો અલંકાર મૂલ્યવાન્ તેમજ સુશોભિત હોવાનો રીવાજ લાંબા વખતથી ચાલતો આવેલો છે. પૂર્વે શ્રીકૃષ્ણ અને રામ જેવા રાજાઓ કેવા મુકુટો પહેરતા તેનો કાંઈ નમૂનો આજ સુધી ટકી રહ્યો નથી, પરન્તુ કેટલાંક વર્ણનો ઉપરથી એમ માનવામાં આવે છે કે તે સમયના મુકુટ મોરના પાંછાના ચકતાના આકાર જેવા હતા અને તે ચકતું મુકુટના અગ્ર ભાગમાં અથવા તો મસ્તકપરની રત્નજડિત્ર પાઘડી ઉપર ખોસવામાં આવતું. આ મુકુટ સુશોભિત તેમજ મૂલ્યવાન્ હતા અને અત્યારે તેવા આકારના નહિ પણ તેવા મૂલ્યવાન્ મુકુટો અથવા પાઘડીઓ આપણા દેશી રાજાઓ પહેરે છે. ઇતિહાસમાંથી કેટલાક દેશના રાજાઓ ઘણાં સાદાં તાજ પહેરતા હતા. તે તાજ માથાની આસપાસ એક પટ્ટાની પેઠે પહેરાતાં અને માથાના વાળ તેની નીચે ઝુલતા રહેતા નહિ પરન્તુ ઉપર રહેતા હતા. વળી ફુલપાનનાં બનાવેલાં તાજ પણ વપરાતા હતા અને તે મોટા ઉત્સવને દિવસે પહેરવામાં આવતાં હતાં. આવાં તાજ જ્યારે લોકો વાપરવા લાગ્યા ત્યારે રાજાઓ પોતાનો ચડતો અધિકાર બતાવવાને સોનાની પહોળી પટ્ટીવાળું તાજ પહેરતા. આ સોનાની પટ્ટીમાં ધીમે ધીમે ફેરફાર થતો ચાલ્યો અને તેમાંનું નકસી કામ પણ વધવા લાગ્યું. સોનાની જોડે હીરા, માણેક અને મોતી મઢાવા લાગ્યાં અને તેની કીંમત પણ ધીમે ધીમે વધવા લાગી.

યાહુદી ધર્મગુરૂઓ કપડાની પટી મસ્તિકપર વીંટાળતા અને તેના

**જુદા જુદા દેશો-નાં તાજ.**

આગલા ભાગ ઉપર સોનાની પટી ચોડીને આકર્ષક કરતા. આ પહેરવેશ તાજને નામે ઓળખાતો. સોનાની આ પટી ઉપરજ ધીમે ધીમે ટાપટીપ વધવા લાગી હતી. યુનાન અને રોમના રાજ્યોની શરૂઆતમાં તાજ ઘણાં સાદાં હતાં. ઇલીયડના મહાકાવ્યનો લખનાર પ્રસિદ્ધ કવિ હોમર બાદશાહી નિશાની દાખલ તાજ વપરાતાં હોય એવો કશો ઇશારો કરી ગયો નથી. યુનાનમાં થતા કસરતના મોટા મેલાવડાઓ અને અખાડાઓ વખતે ફત્તેહમંદ લડવૈયાઓને જે ફુલોના હારનું ઇનામ મળતું તેજ કીમતી તાજ ગણાતાં. પરન્તુ પાછલી યુનાની તવારીખ ઉપરથી જણાય છે કે જે દેશહિતસ્વી પુરૂષો મહાભારત સેવા બજાવતા તેમને સોનાના તાજનું ઇનામ મળતું. મહાન્ સીકંદર અને તેના વારસોએ યુનાનમાં બાદશાહ દાખલ તાજ પહેરવાનો રીવાજ કાઢયો હોય એમ માલૂમ પડે છે. આ તાજ પણ સોનાનો એક પટ્ટો માત્ર હતો. અસલી રોમના રાજાઓ પણ સોનાનાં એવાં સાદાં તાજ પહેરતા. રોમના લોકો ખુશાલી તેમજ દીલગીરીને વખતે ફુલપાનનાં બનાવેલાં તાજ માથે વીંટાળતા પણ જાહેર સેવા બજાવનારાઓને અનેક પ્રકારનાં તાજની ભેટ કરતા હતા. આ તાજમાંનું એક સોનાનું હતું અને તેની પટ્ટી ઉપર બુરજ જેવો આકાર બનાવવામાં આવતો અને એ તાજ જે માણસે દુશ્મનના ઘેરો ઘાલેલા શહેરની દિવાલ કુદાવવામાં ફત્તેહ મેળવી હોય તેને આપતા. એવુંજ એક બીજુ તાજ જેણે શત્રુના શહેરની આસપાસની ખાઇ પસાર કરવામાં ફત્તેહ મેળવી હોય તેને મળતું. દુશ્મન ઉપર જેણે દરિયાઈ લડાઇમાં જીત મેળવી હોય તેને વહાણની આકૃતિ પાડેલું તાજ આપવામાં આવતું. શત્રુનો ઘેરો પોતાના શહેર ઉપરથી ઉઠાવવામાં જેણે ફત્તેહ મેળવી હોય તેને ઘાસનું બનાવેલું તાજ આપવામાં આવતું.

રોમના શહેનશાહોનાં તાજ આથી જૂદાંજ હતાં- પહેરનાર શહેનશાહની મરજી મુજબનું સ્વરૂપ તેને આપવામાં આવતું. કોઇ સાદી પટ્ટીનાં બનાવતા તો કોઈ કીરણુની આકૃતિવાળા બનાવતા. યુરોપની બીજી પ્રજાઓમાં શહેનશાહોજ નહિ પણ અમીરો પણ તાજ પહેરતા આવ્યા છે. તેઓમાંથી સૌથી મોટા દરજ્જાનાં તાજ પોપનાં અને શહેનશાહોનાં ગણાય છે. પોપનું તાજ બીજા કોઇ પણ શહેનશાહી તાજ કરતાં જુદી જાતનું અને ઉંચા આકારનું હોય છે.

**બ્રિટિશ તાજ.** બ્રિટિશ તાજ અસલ ઘણું જ સાદું હતું પણ આજે તેની બનાવટમ ભભકો, નકસીકામ અને ખર્ચ બહુ વધી ગયાં છે. નોર્મન લોકોએ ઇંગ્લંડ જીત્યું તે પહેલાંના ઇંગ્લાંડના સેક્સન શાહજાદાઓ મોતીની સેરવડે માથાને શોભાવતા હતા, તેમ જ તેઓ આજના જમાનાને અનુસરતાં તાજ પણ પહેરતા હતા. ઇંગ્લાંડ જીતનાર વિલિયમ ધી કોંકરરનું તાજ સોનાની પટીનું હતું પણ ચાર બાજુએ બૂરજ જેવા કાંગરાઓથી સુશોભિત બનાવેલું હતું. મહારાણી વિક્ટોરિઆનું તાજ સૌથી વધારે કારીગરીથી ભરપૂર હતું. કેટલાંક તાજ વિલિયમનાં જેવાં જ સાદાં હોવા છતાં સોનાની પટ્ટી ઉપર ફરતા હીરામોતી વગેરે ઝવેરાત મઢી લેવામાં આવતાં. ચોથા હેનરીનું તાજ અત્યંત કારીગરીથી ભરેલું હતું. સ્ટુઅર્ટ વંશના રાજાઓનાં તાજના ભભકામાં ચાર બાજુએ ચાર કમાનો વાળીને વધારો કરવામાં આવ્યો હતો. પાછળથી એ કમાનોને વધારે નકસીદાર બનાવવામાં આવી અને તેમને માથે વળી કલગીઓનો શણગાર કરવામાં આવ્યો. મહારાણી વિક્ટોરિઆનું તાજ કે જે આજ સુધી હયાત છે તે અતિ મૂલ્યવાન્ અને શોભીતું છે જે ઉપર પ્રથમ એક ગોળ દડો બનાવી તેની ઉપર ક્રોસ અને કલગી ગોઠવવામાં આવ્યાં છે.

**પવિત્ર તેલનું મર્દન.**

ઈંગ્લાંડ દેશ નોર્મનોએ ફ્રાન્સથી આવીને જીતી લીધો તેના પહેલાંથીજ ત્યાં તાજપોશીનો રીવાજ હતો. પરંતુ સેકસન વગેરે રાજાઓના સમયમાં તાજને લગતી નોંધ કરતાં પણ તેમને રાજ્યાભિષેક પ્રસંગે પવિત્ર તેલનું મર્દન કરવામાં આવતું હતું તેની વિશેષ નોંધ થયેલી જણાય છે. તે વખતે આપવામાં આવતા ચાંદો ઉપર પણ તાજની આકૃતિઓ પાડેલી મળી આવે છે. પવિત્ર તેલનું મર્દન કરવાની ક્રિયાનું મૂળ માલૂમ પડતું નથી. પરંતુ યાહુદીઓમાં તે રીવાજ પ્રચલિત હતો. ઇ. સ. ૪૯૬ માં ફ્રાન્સના ક્લોવીસના મહારાજાના મસ્તિક ઉપર મુકુટ ધારણ કરાવવાની ક્રિયા વખતે જે તેલનું મર્દન કરવામાં આવ્યું હતું તેના સંબંધમાં એવી દંતકથા ચાલે છે કે તે વખતે એક શ્વેતરંગી કબુતર પોતાની ચાંચમાં એક શીશી લેઇને આવી ચડયું હતું, જે શીશી તેણે તાજ પહેરાવનારા ધર્મગુરૂને આપી હતી. તેની સુવાસથી સર્વ લોકો ખુશ થઈ ગયા હતા. યાહુદીઓના માનવા પ્રમાણે હજરતમુસાએ એ પવિત્ર તેલ બનાવ્યું હતું અને તે ૯૦૦ વર્ષ સુધી કાયમ રહ્યું હતું. ઈંગ્લાંડના રાજાઓ પોતે આકાશી તેલથી પવિત્ર થએલા હોવાને લીધે પોતાને માટે "પરમાત્માની કૃપાથી ( Dei gratia–by the grace of God )" એવા શબ્દો વાપરે છે. ઈંગ્લાંડમાં હેનરી ૪ થાના સમયમાં એવી દંતકથા ચાલે છે કે ધર્મ કાજે પ્રાણ આપનાર પણ કેન્ટરબરીના આર્ચબિશપ ટોમ્સને પવિત્ર મેરીએ આ પવિત્ર તેલ આપી એવું જણાવ્યું હતું કે તેનું ઈંગ્લાંડમાં જે જે રાજાના મસ્તિક ઉપર મર્દન કરવામાં આવશે તેઓ ભલા શહેનશાહ અને ધર્મ રક્ષક થશે. એમ કહેવામાં આવે છે કે એ તેલ ઈંગ્લાંડના મિનારામાં બે સૈકાથી પડયું રહ્યું હતું અને જ્યારે રીચર્ડ બીજાને તે માલુમ પડયું ત્યારે ગરૂડની આકૃતિના એક સુવર્ણ-

પાત્રમાં તે ભરેલું હતું. તેની પાસે એક પત્થરનો ચમચો પણ હતો. તે તેલથી સહુથી પહેલા હેનરી ૪ થાને પવિત્ર બનાવવામાં આવ્યો હતો. વળી એમ પણ કહેવામાં આવે છે કે તે રાજાએ રીચર્ડનું તખ્ત લઈ લીધલું હોવાથી તેના કાચા હકને મજબુત કરવાને માટેજ આ તેલની કથા જોડી કાઢવામાં આવી હતી. પ્રથમ તો એ તેલનું કેન્ટરબરીના ધર્માધ્યક્ષો પોતે રાજાને મર્દન કરતા, પરંતુ જ્યારથી ઈંગ્લાંડમાં પ્રોટેસ્ટંટ મત પ્રચારમાં આવ્યો ત્યારથી તેમનો એ લાભ ઓછો થઇ ગયો અને પછી તે કાર્ય વેસ્ટમિન્સ્ટરનો ડીન કરતો હતો. આ પવિત્ર તેલ મસ્તિક છાતી ઉપર ચોળવાનો રીવાજ હતો પરંતુ સ્વ. મહારાણી વિકટોરીયા અને તેમની કાકી રાણી એડીલેડના સંબંધમાં એમ જણાવવામાં આવે છે કે સ્ત્રીજાતિની મર્યાદાના માનને ખાતર ફક્ત તેમના મસ્તિક અને હાથ ઉપરજ તે તેલનું મર્દન કરવામાં આવ્યું હતું. રાજા એડવર્ડ ૧લાની સાથે તેના યુવરાજ અને બીજા યોદ્ધાઓએ સ્નાનમાં તથા તેલ ચોળવાની ક્રિયામાં ભાગ લીધો હતો અને તેથી તેમને "Knights of the Bath"ની પદવિ આપવામાં આવી હતી. ઈંગ્લાંડની માફક આપણા દેશમાં પણ પ્રાચીન કાળમાં અભ્યંગ સ્નાનનો રીવાજ હતો અને તેમાં દરેક પવિત્ર તીર્થનું જળ લાવી સમગ્ર જળથી રાજ્યાસન ઉપર બેસનારને મંત્રોચ્ચારથી સ્નાન કરવાની ક્રિયા કરવામાં આવતી હતી.

**તાજ વિષેની જાણવાજોગ હકીકત.**

વીલીયમ ૧ લાના વખતમાં તેને તાજ ધારણ કરાવવાની ક્રિયા વખતે ધર્માધ્યક્ષે રાજાને પ્રજા સન્મુખ રજુ કરી તેના મસ્તિક ઉપર મુકુટારોપણ કરવાની રજા માગતાં લોકોએ રીવાજ મુજબ ખુશાલીના પોકારો કર્યા હતા. બહાર ઉભેલા નોર્મન લશ્કરે સેકસન ભાષાના અજ્ઞાનથી તેનો ઉંધો અર્થ લીધો અને

દેવળને આગ લગાડી તેથી એકદમ ગભરાટ ફેલાઈ ગયો. પરંતુ ખરૂં કારણ જણાયા બાદ જલ્દીથી તે ક્રિયા સંપૂર્ણ કરવામાં આવી. રાજા જ્હોને પોતાની તાજપોશીની ક્રિયા વખતે પાદરીઓ સિવાયના દેશના તમામ લોકોને રાજભક્તિની નિશાની દાખલ ચોક્કસ વસ્તુ તેમના હાથે એક માસ સુધી બાંધી રાખવા આજ્ઞા કરી હતી. એડવર્ડ ૨ જાએ સ્કોટલાંડથી આણેલા "ભવિષ્યસૂચક પત્થર (Stone of Destiny)" ઉપર બેસી રાજ્યાભિષેકની ક્રિયા કરાવી હતી. તે પત્થરના સંબંધમાં એવી દંતકથા છે કે તે ઘણા પ્રાચીન કાળનો છે. હજરત યાકુબ તેના ઉપર પોતાનું માથું રાખી સૂતો હતો, પછી તેને સ્પેન લઈ જવામાં આવ્યો હતો. હજરત મુસાના સમયમાં તે પત્થર ઉપર બેસી ન્યાય ચૂકવામાં આવતો હતો. એ કારણોથી આ પત્થરને પવિત્ર માનવામાં આવે છે. તે રંગે રાતો, ૨૬ ઈંચ લાંબો, ૧૭ાા ઈંચ પહોળો તથા ૧૦ાા ઈંચ જાડો છે. તેને ઓકના લાકડાની ખુરશી બનાવી તેમાં જડી લેવામાં આવ્યો છે. આપણામાં પણ બત્રીશ પુતળીના સિંહાસનને લગતી દંતકથાએ ચાલે છે, જે વિક્રમ રાજાને પ્રાપ્ત થયું હતું અને તેના પછી જમીનમાં દટાઈ રહ્યું હતું, તે ભોજરાજાને ફરી મળ્યું હતું. એમ કહેવામાં આવે છે કે એક ભરવાડ જંગલમાં બકરાં ચરાવવા જતો ત્યારે એક ટેકરા ઉપર બેસતો કે જેની નીચે આ બત્રીશ પુતળીનું સિંહાસન હતું. તેમાં એવો ચમત્કાર જણાવવામાં આવે છે કે જ્યારે તે ટેકરા ઉપર બેસીને ભરવાડ કોઈની તકરારની પતાવટ કરતો ત્યારે તેના ઈન્સાફ વિરૂદ્ધ કોઈને બોલવાનું કાંઈ પણ કારણ રહેતું નહિ. આ વાત જાણવામાં આવ્યાથી ભોજ રાજાએ તે ટેકરા નીચેથી સિંહાસન ખોદી કઢાવ્યું હતું. પરંતુ તેના નસીબમાં તે સિંહાસન ઉપર બેસવાનું નહોતું કારણ કે તેમાંની દરેક પુતળી તેને વિક્રમના પરાક્રમની એકેક વાત કરી ઉડી જતી હતી અને જ્યારે બત્રીશમી

પુતળી ચાલી ગઈ ત્યારે પાછળ સિંહાસનનો કાંઇ પણ ભાગ બાકી રહ્યો નહિ!!

**રીચર્ડ ૧ લો.** આ રાજા ૧૧૮૯ માં ગાદી ઉપર આવ્યો હતો. ઈંગ્લાંડના ઇતિહાસમાં રીચર્ડ ૧ લાના પૂર્વના રાજાઓના રાજ્યાભિષેકની ક્રિયાને લગતો વિગતવાર હેવાલ મળી શકતો નથી. કેન્ટરબરીના આર્ચબિશપે રૂવાં, ટ્રીવ અને ડબ્લીનના આર્ચબિશપોની સહાયતાથી રીચર્ડ ૧ લા-ના મસ્તિક ઉપર તાજ મુકવાની ક્રિયા કરી હતી. રીચર્ડ એક મોટી સવારી સાથે આ ક્રિયાને માટે વેસ્ટમીન્સ્ટર એબી તરફ ગયો હતો, જે વખતે ચેસ્ટરના અર્લે રાજાને પહેરવાનું તાજ ઉપાડયું હતું. દેવળમાં તાજને પવિત્ર સ્થાન ઉપર મૂકી સોગન લેવાયા બાદ રાજાને તેલનું મર્દન કર્યા પછી તેની પવિત્ર ટોપી કાઢી કેન્ટરબરીના આર્ચ-બિશપે તેના મસ્તિક ઉપર તાજ મૂક્યું. તેને તેલ ચોળતી વખતે તેના સિંહાસન ઉપર એક વાગળું ગોળ ઉડયા કર્યું હતું, જેને દૂર કરવા છતાં તે દૂર થયું નહોતું. તે સમયે ઈંગ્લાંડમાંથી વહેમ દૂર થયો નહોતો અને તેથી તે ક્રિયા કરતાં દેવળમાં કોઇ પણ યાહુદી કે 'ડાકણે' દાખલ ન થવું એવું ફરમાન કાઢવામાં આવ્યું હતું. કોઈ' ડાકણ' તો મળી ન આવી, પરંતુ યાહુદીઓ બિચારા પકડાયા અને તે કોમના ઘણા માણસોની નાહક કતલ ચલાવવામાં આવી.

**ચૌદમો અને પંદરમો સૈકો.** રીચર્ડ ૨ જાને રાજ્યાસનપરથી ઉઠાડી તેના પીતરાઇ અમીર લેંકેસ્ટરે તેને ટાવરના કીલામાં કેદ કર્યો હતો તથા પોતે તાજ ધારણ કરવાની ક્રિયા એ વખત કરી હતી. એ લેંકેસ્ટર ઇતિહાસમાં હેનરી ૪ થા તરીકે જાહેર થયો છે. જ્યારે તેના રાજ્યાભિષેકની ક્રિયા કરવાની હતી તે વખતે રીચર્ડને કેદખાનામાંથી તેના રાજ્યાભિ-

ષેકના વખતના પોશાકમાં મસ્તિક ઉપર તાજ અને રાજદંડ સહિત દેવળમાં હાજર કર્યો હતો. વળી રીચર્ડને જબરાઇથી ઉઠાડી મેલવામાં આવેલો હતો તથા તેના પક્ષમાં કેટલાક લોકો હતા, આર્ચબિશપે પાછળથી વાંધો ન ઉઠે તે માટે પ્રજાની હેનરીના મસ્તિક ઉપર તાજ મુકવાને અનુમતિ માગી હતી, જેનો જવાબ હકારમાંજ આપવામાં આવ્યો હતો ત્યારે તે ફક્ત ૯ માસનો હતો. તેનો બાપ હેનરી ૫ મો ફ્રાન્સના રાજા ચાર્લ્સ ૬ ઠ્ઠાની કુમારી કેથેરાઇન સાથે પરણ્યો હતો તે તથા ફ્રાન્સનો રાજા બન્ને બે માસને અંતરે મરણ પામવાથી તે બાળ રાજા બન્ને દેશનો અધિપતિ થયો અને તેના રાજ્યાભિષેકની ક્રિયા વેસ્ટમીન્સ્ટર તથા પારિસ પાસે સેંટ ડેસિન ખાતે કરવામાં આવી હતી.

**સોળમો સૈકો.**

સોળમા સૈકાનો ઇંગ્લાંડનો પહેલો રાજા હેનરી ૮ મો એક પછી એક છ રાણીઓ સાથે પરણ્યો હતો. તેને તાજ ધારણ કરાવવાની ક્રિયા પ્રથમ તે રાજ્યાસન ઉપર આવ્યો ત્યારે તથા બીજી વાર તેણે પોતાની પહેલી રાણીની સાથે છૂટા છેડા કરી તેની ખુબસુરત સખી એન. બોલીન સાથે લગ્ન કર્યું ત્યારે કરવામાં આવી હતી. હેનરીના સમય સુધી પોપની સર્વોપરિ સત્તા ઇંગ્લાંડમાં ચાલુ હતી, પરંતુ પોપે હેનરીને તેની પહેલી રાણીથી છૂટા થવાની અનુજ્ઞા આપી નહિ. તેથી હેનરી ગુસ્સે થઇ ગયો અને કેથોલિક મતની જગ્યા પ્રોટેસ્ટંટે લીધી. તે વખતે ઇંગ્લાંડમાં પ્રજાસત્તા પણ એટલી બધી બળવતી હતી નહિ કે રાજાના કોઇ અયોગ્ય કાર્યની સામે થવાની લોકો હિમ્મત ધરે. ત્રણ વર્ષ વિત્યા બાદ હેનરીએ બીજી રાણીને પણ ગર્દન મરાવી અને જેનસેમોર સાથે લગ્ન કર્યું અને ત્રીજી વાર તાજ ધારણની ક્રિયા કરવાનું નક્કી કર્યું. પણ તે વેળા ઇંગ્લાંડમાં પ્લેગ શરૂ થવાથી એ વિચાર પડતો મૂકવામાં

આવ્યો હતો. હેનરી પછી યુવરાજ એડવર્ડ ૬ ઠાને રાજ્યાભિષેક કરવાની ક્રિયા પ્રોટેસ્ટંટ મતની સુધરેલી રીત મુજબ કરવામાં આવી હતી. તે તો ફક્ત થોડા વર્ષજ રાજ ભોગવવા પામ્યો હતો. તેની પાછળ હેનરીને બીજો કુમાર ન હોવાથી તેની મોટી કુમારી ગાદી ઉપર આવી. તે કેથોલિક પંથની અનુયાયિની હોવાથી તેને તાજ ધારણ કરાવવાની ક્રિયા તે મતને અનુસરીને કરવામાં આવી હતી. તેણે જે પવિત્ર વસ્તુઓને પોતાના ભાઇનો સ્પર્શ થયો હતો તેનાથી દૂર રહેવાનું યોગ્ય ધાર્યું અને તેથી તેના માટે પોપે રોમથી એક ખુરશી તથા પવિત્ર તેલ મોકલાવ્યાં હતાં. મેરીના મૃત્યુ પશ્ચાત્ તેની બ્હેન ઇલીઝાબેથ ઇંગ્લાંડની મહારાણી થવા ભાગ્યશાળી નીવડી. તે જીવનપર્યંત કુમારી જ રહી હતી. તે જો કે પ્રોટેસ્ટંટ હતી, તોપણ તાજ ધારણ કરવાની ક્રિયા તેણે ચાલુ રિવાજ મુજબ થવા દેવા સામે વાંધો લીધો હતો નહિ. તોપણ તે ક્રિયા જે લાટીન ભાષામાં થતી હતી, તેમાંનો થોડોક ભાગ અંગ્રેજી ભાષામાં કરવામાં આવ્યો હતો.

**સતરમો સૈકો.**

જેમ્સ ૧ લો સ્કોટલાંડનો રાજા હતો અને ઇલીઝાબેથ પરણેલી ન હોવાથી ઇંગ્લાંડની ગાદી તેને મળી. આથી સ્કોટલાંડના લોકોનો વહેમ ખરો પડયો. એડવર્ડ ૧ લો સ્કોટલાંડથી "ભવિષ્યસૂચક પત્થર" ઇંગ્લાંડ ખાતે લઇ આવ્યો હતો, તેના સંબંધમાં સ્કોટલાંડવાસીઓ એમ માનતા હતા કે તે પત્થર જે દેશમાં હોય તે દેશનો અધિપતિ સ્કોટલાંડનો રાજા થવાનોજ. આ બનાવથી સ્કોટલાંડ ઇંગ્લાંડ સાથે મળી ગયું. જેમ્સનાં બીજા કુમાર ચાર્લ્સ ૧ ના રાજ્યાભિષેકની ક્રિયા લોકોના વહેમને વધારનારી હતી. તે સ્વારી કે સરઘસ જેવું કાંઇ ન કરતાં પોતાના મહેલમાંથી હોડીમાં બેસી દેવળમાં ગયો હતો. વચમાં હોડી રેતીમાં પેસી ગઈ હતી. બાદ રાજદંડના સોનાના કબુતરની એક પાંખ પણ

ભાગી ગઇ હતી. વળી રાજાએ તે વખતે લાલ પોશાક નહિ પહેરતાં સ્વેત સાટીનનો ઝભો ધારણ કર્યો હતો. આ સર્વ બાબતને લોકો અપશુકન માનવા લાગ્યા અને જ્યારે તે રાજાને પ્રજા તરફથી મરણ શરણ કરવામાં આવ્યો ત્યારે વહેમીઓ તેને અગાઉના અપશકુનોનું પરિણામ માનવા લાગ્યા. જેમ્સ રજાએ રાજ્યાભિષેકની ક્રિયાનું ખર્ચ ઓછું કરવાને સરઘસ વગેરે કાંઈ પણ કર્યું નહોતું, પરંતુ પોતાની રાણીનો શોખ અને ભપકો પૂરો કરવા તેના ઝવેરાતના દાગીના પાછળ રૂ. ૧૫ લાખનું ખર્ચ કર્યું હતું. ખાળે ડુચા ને બારણાં ઉઘાડાં! તે રોમન કેથોલિક હતો, છતાં તેણે સોગન લેતા વેળા પ્રોટેસ્ટંટનું રક્ષણ કરવા કબુલત આપી હતી. જેમ્સને કુમાર ન હતો તેથી તેની કુમારી મેરીને રાજ્યાસન ઉપર બેસવા નક્કી થયું. મેરીનાં લગ્ન હોલાંડ અને નેધર્લાંડના યુવરાજ વિલીયમ સાથે થયાં હતાં. તેણે રાજ્યમાં પોતાનો અર્ધો ભાગ માગવાથી પાર્લામેન્ટે ઠરાવ કરી બંનેને રાજ્યાભિષેક કરવાનું નક્કી કર્યું. આ વખતથી રાજા અને રાણી બંનેને માટે બે જુદાં સિંહાસનો તથા તાજ રાખવામાં આવ્યાં. પ્રજાકીય સભાના સભાસદો માટે દેવળમાં ખાસ ગોઠવણ કરવામાં આવી તથા રાજાને બાઈબલની ભેટ અપાવા લાગી. મેરી પાંચ વર્ષ બાદ શીળીથી મૃત્યુ પામ્યા પછી બીજાં આઠ વર્ષ સુધી વીલીયમ એકલો રાજ્ય કરીને મૃત્યુવશ થયો. તેથી મેરીની બ્હેન એન રાજગાદી ઉપર આવી. તે વખતે તે સંધિવાથી પીડાતી હોવાથી તેને ઉપાડીને દેવળમાં લઈ જઈ સર્વ ક્રિયા કરવામાં આવી હતી.

**જ્યોર્જ પહેલો.** જ્યોર્જ જર્મનીના હેનોવરના રાજાનો યુવરાજ અને જેમ્સ ૧ લાની ભાણેજનો પુત્ર થતો હતો. તે ઇંગ્લાંડની ગાદી ઉપર આવ્યો ત્યારે ૫૪ વર્ષની ઉમરનો હતો. તેને અંગ્રેજી ભાષાનું બીલકૂલ જ્ઞાન ન હોવાથી

રાજ્યાભિષેકની ક્રિયાનું કામ જર્મન ભાષામાં ચલાવવામાં આવ્યું. પરંતુ ધર્મગુરૂઓ જર્મન ભાષાથી અજ્ઞાત હોવાથી સાથે સાથે લાટીન ભાષાની પણ મદદ લેવામાં આવી. તે વખતે દેવળમાં એટલું બધું લોક ભેગું થયું હતું કે 'આ તે ખુદાની ઇન્સાફનો દરબાર છે કે શું?' એવા શબ્દો ક્રિયાના અન્તે અકળાએલા જ્યોર્જના મુખમાંથી નીકળી ગયા! રાજ્યાભિષેકની ક્રિયા પૂર્ણ થયા બાદ ઘણાં કીંમતી વાસણો અને જર ઝવેરાતની ચોરી થઈ હતી. તે વખતે આપવામાં આવેલી મીજબાની વેળાએ રીવાજ મુજબ રાજાના એક રક્ષકે પોતાના હાથનું મોજું જમીન ઉપર મૂકી એવી શરત કરી કે જેને જ્યોર્જના રાજ્યાભિષેકની ક્રિયા સામે વાંધો હોય તેણે યુદ્ધ કરવા તૈયાર થવું. તેથી એક સ્ત્રીએ ઉભા થઈ તેની સામે વાંધો ઉઠાવી તે રાજ્ય જેમ્સ ૨ જાના કુમાર જેમ્સ ૩ જાને મળવું જોઇએ એમ જણાવ્યું. તે સ્ત્રી કોણ હતી એ જણાવવામાં આવ્યું નથી.

**જ્યોર્જ બીજો.** જ્યોર્જ બીજાને ભપકો બહુ પસંદ હતો, તેથી તેણે પોતાના રાજ્યાભિષેકની ક્રિયાને સહુથી વિશેષ દમામદાર બનાવવાની ખાસ કાળજી રાખી હતી. તેની રાણીનો પોતાનો પોષાક અને દાગીના પણ તેટલાંજ કીંમતી હતાં, તોપણ તેને એટલાથી સંતોષ નહિ થવાથી પોતાની સાહેલીઓના દાગીના માગી લેઇને તથા યાહુદીઓનું ઝવેરાત ભાડે લેઇને ઠાંસી ઠાંસીને તેણે અંગ ઉપર ધારણ કર્યાં હતાં. તેની સવારીનું સરઘસ એટલું લાંબું હતું કે એક સ્થળેથી પસાર થતાં ઓછામાં ઓછા બે કલાક જોઇએ. સરઘસમાં કેટલીક ઉમરાવજાદીઓ પણ રાણીની માફક ભાડાનાં જરઝવેરાત પહેરીને આવી હતી. ઇંગ્લાંડમાં ઝવેરાત ખુટી પડવાથી ઝવેરીઓને પારીસ અને હોલાંડથી મંગાવવું પડયું હતું. દેવળને પણ ગુલાબી મલમલથી ગુલાબી રંગનું બનાવી દેવામાં આવ્યું હતું તથા

પીળી મલમલની ગાદીવાળા સિંહાસનને ઝવેરાતથી સોનેરી બનાવી દેવામાં આવ્યું હતું. તે વખતે ઇંગ્લાંડના પ્રધાન સર રોબર્ટ વોલ્પોલે એક બાજુ રાજા રાણીની છબી અને બીજી તરફ તાજની આકૃતિ-વાળા ચાર ગીનીની કીંમતવાળા સોનાના સીક્કા યાદગીરી દાખલ અમીર ઉમરાવો અને તેમનાં બાનુને આપ્યા હતા. ક્રિયા ખલાસ થયા બાદ સઘરસ પ્રથમની માફકનાજ ભપકા સાથે પાછું ફર્યું. તે પછી વેસ્ટમીન્સ્ટરના દીવાનખાનામાં રાજા તરફની મીજબાની આપવામાં આવી હતી. તે દીવાનખાનાને પણ ઘણી ઉત્તમ રીતે શણગારવામાં આવ્યું હતું. મીજલસ વખતે સ્હાંજ પડી જવાથી તાજના આકારના ૪૦ ઝુમરો કે જે દરેકમાં ૩૬ મીણબત્તી હતી તે પ્રકટાવવામાં આવ્યાં હતાં. ઝરૂખા ઉપર બેઠેલા પ્રેક્ષકોને કાંઈ મીજબાનીમાં ભાગ લેવા દેવામાં આવ્યો નહોતો અને તેથી તેઓ સ્હવારના ભૂખ્યા ડાંસ જેવા ડોકાયા કરતા હતા. તેઓ પોતાનાં ગાર્ટરોનાં દોરડાં બનાવી નીચે નાખતા એટલે તેમના ઓળખીતા અમીર ઉમરાવો તથા તેમની બાનુઓ પોતાના ઓળખીતાને માટે તે દોરડા સાથે મીષ્ટાનનાં પડીકાં બાંધી દેતાં જે ઉપરનાઓ ખેંચી લેતા હતા. ભોજનક્રિયા સમાપ્ત થયા બાદ રાજા તરફના એક યોદ્ધાએ રાજાના હક્ક સામે વાંધો લેનારાઓને હાથોહાથની લડાઈમાં ઉતરવાની રીવાજ મુજબ શરત કરી, પરંતુ કોઈ તેની સામે થયું નહિ. બાદ રાજાએ પોતાના તે યોદ્ધાની સલામતી ઈચ્છી એક સોનાના પ્યાલામાં મદ્ય ભરી તેનું પાન કર્યું. તેવીજ રીતે તે યોદ્ધો પણ તેજ પ્યાલામાં દારૂ ભરી ગટગટાવી ગયો અને પોતાની ફી દાખલ તે પ્યાલો પણ સાથે લઈ ચાલ્યો ગયો. રાજા, રાણી અને તેમની ત્રણ શાહજાદીઓ પુષ્કળ થાક લાગ્યો હોવાથી આરામ લેવાને ઉઠયાં, જે પછી દીવાનખાનાના સઘળા દરવાજા ખૂલ્લા મેલવામાં આવ્યા. એટલે બહાર રાહ જોઇને ઉભેલા લોકો અંદર ધુટી પડ્યા

તથા ટેબલ ઉપર જે મિષ્ટાનો, વાસણો તથા કપડાં વગેરે હતાં તેની લુંટ ચલાવવા લાગ્યા. એ વેળા બહુ મારામારી થઈ હતી, જેમાં ઘણાંનાં માથાં ફુટયાં હતાં. આ બધો બનાવ અડધા કલાક પછી શાન્ત થઈ ગયો, જે વેળા દીવાનખાનામાં ટેબલ, ખુરશી કે તેનાં પાટીઆં સુદ્ધાંત રહ્યાં નહોતાં. બધુ ઉપાડી જવામાં આવ્યું હતું. આવી મીજબાની આપવાનો રીવાજ હવે બંધ કરી દેવામાં આવ્યો છે.

**જ્યોર્જ ચોથો અને વિલિયમ ચોથો.**

ઈ. સ. ૧૮૨૧માં જ્યોર્જ ચોથાનો રાજ્યાભિષેક થયો હતો અને તે વખતનો ઠાઠમાઠ પણ અપૂર્વ હતો. જ્યોર્જ પોતે જ પોતાના અભિષેકની ક્રિયાના ભભકાને માટે લગભગ ઘેલા સરખો બની ગયો હતો, તે હમેશાં પોતાના મિત્રો અને ખુશામતીઓની સલાહ લેતો અને પોતાના પોશાકોની તૈયારી કરતો. તેના રાજ્યાભિષેકની ક્રિયા પાછળ અઢી લાખ પાઉંડનો ખર્ચ થયો હતો અને રાજાના પોશાકનીજ પાછળ ૨૫ હજાર પાઉન્ડ ખર્ચાયા હતા. થોડા વખતના આ ભભકાથી જ્યોર્જ એટલો આનંદમાં આવી ગયો હતો કે આ ભભકાથી પોતે કેવો દેખાશે અને પોતાને લોકો કેવો વખાણશે તેનો અગાઉથી ખ્યાલ બાંધવા માટે તેણે પોતાના એક ખાસ હજુરીયાને પોતાનો બાદશાહી પોશાક પહેરાવી આખા મહેલમાં ફેરવ્યો હતો અને એ રીતે પોતે આનંદ મેળવ્યો હતો. આ પોશાકમાં તેણે પોતાનો જે ફોટો લેવરાવ્યો હતો તેની નકલો યુરોપની સઘળી દરબારો અને સઘળાં બ્રિટિશ એલચી ખાતાંઓ ઉપર મોકલી આપી હતી. પરન્તુ જ્યોર્જે પોતાની રાણી કેરોલીનને આ ક્રિયામાં જરા પણ ભાગ લેવા દીધો નહોતો. તેની સાથે જ્યોર્જને બનતું નહોતું અને રાજ્યાભિષેક વખતે કેરોલીન જોકે ઈટાલીથી ઇંગ્લાંડ આવી પહોંચી હતી, તોપણ તે તે ક્રિયામાં ભાગ લેઈ શકી નહોતી. પ્રથમ તો રા-

જાએ તેને પોતાની સ્ત્રી તરીકે જ નાકબુલ કરી હતી, પરન્તુ લોર્ડ હેનરી બ્રોહામની લડતથી તે નાકબુલત તેને પાછી ખેંચી લેવાની જરૂર પડી હતી. તોપણ રાણી ક્રિયામાં ભાગ લેઇ શકી નહોતી. ક્રિયાને વખતે તે ૭ ઘોડાની ગાડીમાં બેસીને વેસ્ટમીન્સ્ટર દેવળમાં ગઇ હતી પણ રાજાના હુકમથી તેને કોઈએ અંદર પેસવા દીધી નહોતી. આ નિરાશાના મનોદુઃખથી રાણી કેરોલીન તે પછી ઓગણીસમે દીવસે મરણ પામી હતી. જ્યોર્જ ચોથાની પછી તેનો નાનો ભાઇ વિલિયમ ચોથો ગાદી ઉપર આવ્યો હતો અને તે વખતે તેની ઉમર ૬૫ વર્ષની હતી. પોતાના ભાઈના રાજ્યાભિષેક વખતે રૂપિયાનો જે ધુમાડો થયો હતો, તેથી તે એટલો બધો કંટાળી ગયો હતો કે તેણે પોતાની ક્રિયા વખતે બહુજ થોડો ખર્ચ કર્યો હતો જે ૩૦૦૦૦ પાઉંડ જેટલો હતો.

**મહારાણી વિક્ટોરિઆ.**

મર્હુમ મહારાણી વિક્ટોરિઆના રાજ્યાભિષેકની ક્રિયા તા. ૨૮મી જુન સને ૧૮૩૮ને ગુરૂવારને દિવસે થઈ હતી. તે વખતે સરઘસ કાઢવામાં આવ્યું નહોતું. રાજ્યાભિષેક વખતે તેની ઉમ્મર ૧૯ વર્ષની હતી. રાણીના કાકા વિલિયમ ચોથાની પુત્રીઓ હતી, પણ તેઓ પોતાના પિતાની પહેલાં મરણ પામી હોવાથી અને રાણીના પિતા ડ્યુક ઓફ કેંટ પોતાના ભાઈની પહેલાં મરણ પામ્યા હોવાથી રાણી વિક્ટોરિઆ રાજગાદીનાં વારસ ઠર્યાં હતાં. તેમના રાજ્યાભિષેકની ક્રિયામાં બીજા રાજાઓની ક્રિયા કરતાં કાંઇ પણ વિશેષ નહોતું. ધર્માધ્યક્ષે અભિષેકને લગતા મંત્રો ઉચ્ચાર્યા પછી રાણીની નજીક જઇ મોટે સાદે પૂછ્યું કે "તમો નામદાર બાનુ સોગંદ લેવાને રાજી છો કે?" રાણીએ હા પાડ્યાથી તેણે તેમને ફરીથી પૂછ્યું કે "પાર્લામેંટે બાંધેલા કાયદા કાનુન મુજબ ઇંગ્લાંડ અને તેના તાબાના સર્વે મુલકો

ઉપર રાજ્યકાર્યભાર ચલાવવાની ગંભીર કબુલત તમે આપો છો કે?" રાણીએ તેનો ઉત્તર પણ હકારમાં આપ્યાથી છેવટે ધર્માધ્યક્ષે ત્રીજીવાર પૂછેલા સવાલના જવાબમાં રાણીએ જણાવ્યું હતું કે મારા સઘળા ચુકાદાઓમાં હું ધારા, ઇન્સાફ અને દયાના કાનુન મુજબ અમલ કરીશ." વળી તેમણે એમ પણ કબુલ કર્યું હતું કે ઇંગ્લાંડનાં પ્રોટેસ્ટંટ અને સુધરેલા ધર્મમતને હું બનતે પ્રયત્ને ટેકાવી રાખીશ અને ધર્મગુરૂઓને ધારાથી જે છૂટ તથા હક મળ્યાં છે તથા જે દેવળો તેમના તાબામાં છે તે સર્વનો ભોગવટો હું તેમને કરવા દઇશ. 'બાઇબલ' ઉપર હાથ મેલીને તેમણે એવા સોગંદ લીધા હતા કે "જે જે કામો કરવા બાબત મેં કબુલતો આપી છે તે મુજબ હું ચાલીશ અને અમલ કરીશ અને તે બજાવવામાં ખુદા મને મદદગાર થજો!" આમ કહી રાણીએ બાઇબલને ચુંબન કર્યું હતું અને સોગંદના ઉપર સહી કરી હતી. ત્યારબાદ પવિત્ર તેલ ચોળવામાં આવ્યું. પ્રાર્થના થઇ, રાણીને બાદશાહી તલવાર આપવામાં આવી, પુનઃ પ્રાર્થના થઇ, તલવાર પવિત્ર સ્થાનને ભેટ અપાઈ, તેને પૈસા આપીને પાછી મેળવવામાં આવી, રાણીને શહેનશાહી ઝબ્બો પહેરાવવામાં આવ્યો તથા તેમના હસ્તમાં બીજાં રાજચિહ્નોની સાથે સોનેરી ગોળો આપવામાં આવ્યો, આશીર્વાદ દેવામાં આવ્યો, નવી મુદ્રિકા પહેરાવવામાં આવી, રાજદંડ આપવામાં આવ્યો, તેની સાથે વળી એક સોનાનું કબુતર પણ તેમના હાથમાં મૂકવામાં આવ્યું અને કેટલીક શીખામણના શબ્દો ઉચરાયા પછી તેમને માથે મુકુટ પહેરાવવામાં આવ્યો. મસ્તિકપર મુકુટ મૂકાતાંની સાથેજ લંડનના ટાવરપરથી તોપોની સલામતી અપાઈ અને બ્રિટિશ સામ્રાજ્યમાં જાહેર કરવામાં આવ્યું કે તેમના નવા શહેનશાહને માથે તાજ મૂકવામાં આવ્યું છે. બાદ પુનઃ પુનઃ પ્રાર્થના થઈ અને રાણીને ધર્મગુરૂઓએ બાઇબલની ભેટ આપી. તે ભેટ કબુલ રાખ્યા

પછી રાણીને મળેલાં રાજચિહ્નો માટે વડા ધર્માધ્યક્ષે આશીર્વાદ આપ્યો અને વાદિત્રો સાથે પ્રાર્થના થઈ. ત્યારબાદ વડા ધર્માધ્યક્ષે બીજાઓની મદદથી બહુ માન અને ઈજ્જત સાથે રાણીને ઉંચકીને ઈંગ્લાંડના ઐતિહાસિક તખ્ત ઉપર બેસાડ્યાં અને તે વખતે પુનઃ ધર્મ-ગુરૂઓએ તેમને થોડી શિખામણો સંભળાવી. ત્યાર બાદ પ્રાચીન અને અર્વાચીન હિંદુસ્તાનમાં અમીર ઉમરાવો જેવી રીતે રાજાને કુનિશ બજાવે છે તેવી રીતે વફાદારી અને ભક્તિ દેખાડવા માટે અમીર ઉમરાવોના નમનનો પ્રારંભ થયો. એજ વખતે રાણીના ખાનગી ખજાનચીએ રૂપાના સીક્કાઓ ઉરાડવા માંડ્યા, જે યાદગીરીની ચીજ લેવાને સર્વત્ર તૂટાતૂટ પડી રહી હતી. છેવટે ખુશાલીના ગાયનની સાથે મહારાણીના રાજ્યાભિષેકની ક્રિયા પરિપૂર્ણ થઈ હતી. આ રાજ્યા-ભિષેકની ક્રિયા પાછળ ૭૦ હજાર પાઉંડનો ખર્ચ થયો હતો જે તેના પ્રમાણમાં કોઈ પણ રીતે વધુ નહોતો. મહારાણી વિક્ટોરિઆનો શાંતિ-મય અમલ ૬૩ વર્ષ સુધી ચાલ્યા બાદ તેમનું સને ૧૯૦૧ માં મરણ થયું હતું.

**શહેનશાહ સાતમા એડવર્ડ.**

શહેનશાહ એડવર્ડના રાજ્યાભિષેક વખતે વેસ્ટમીન્સ્ટર એબીમાં જવા માટે જે સરઘસ નીકળ્યું હતું તે લંડનના ટાવરમાંથી નહિ નીકળતાં "બકીંગહામ પેલેસ" માંથી નીકળ્યું હતું. તે વખતે વડા ધર્મગુરૂ તરીકે કેન્ટરબરીનો ધર્માધ્યક્ષ હાજર થયો હતો. પહેલાં તેણે સૌને એમ કહ્યું કે "આજે હું શહેનશાહ એડવર્ડને તમારી સમક્ષ હાજર કરૂં છું જે આ દેશનો રાજા છે. તમે જેઓ આજે તેના તરફ તમારો ભક્તિભાવ બતાવવાને હાજર થયા છો તેઓ તેમ કરવાને રાજી છો કે?" આ પ્રશ્નના ઉત્તરમાં "ખુદા એડવર્ડને સલા-મત રાખો" એવા ધ્વનિથી આખું દિવાનખાનું ગાજી રહ્યું હતું.

ત્યારબાદ રાજા અને રાણી દેવળમાંની પવિત્ર જગ્યા આગળ ગયાં હતાં જ્યાં ભજનો ગવાયા બાદ રાજાએ રાજ્યાભિષેકને લગતા સોગંદ લીધા હતા, જેનું પૂર્વે વર્ણન કરવામાં આવ્યું છે. તે વખતે રાજાએ પોતાનાં લાલ કપડાં કાઢીને સિંહાસનપર બેઠક લીધી હતી, જે વખતે "નાઇટ ઓફ ધી ગાર્ટર" નો ખીતાબ ધરાવનાર ચાર લડવૈયાઓ તેમના માથા ઉપર એક ચાદર પકડીને ઊભા રહ્યા હતા. વેસ્ટમીન્સ્ટરના ડીને પોતાના હાથમાં ગરૂડપક્ષીના આકારનું એક સોનાનું વાસણ તથા પત્થરનો ચમચો પકડી તે પક્ષીની ચાંચમાંથી વાસણમાંનું પવિત્ર તેલ ચમચામાં રેડી એડવર્ડના માથા, છાતી અને હાથ ઉપર મસળ્યું હતું. ત્યારબાદ પોશાક પહેરાવીને હથિયારો લટકાવવામાં આવ્યાં હતાં. આ ક્રિયામાં ચાર તલવારો રજુ કરવામાં આવી હતી. જેમાંની બે ન્યાયની, એક રાજ્યની અને એક દયાની તલવારને નામે ઓળખાય છે. દયાની તલવારની અણી બુઠ્ઠી હોય છે, ઇશ્વિરી ન્યાયની તલવારની અણી પહોળી હોય છે અને આ દુનિયાના ન્યાયની તલવાર લાંબી અને તીક્ષ્ણ અણીવાળી હોય છે. આ તલવારો લટકાવ્યા પછી એડવર્ડના ખભા ઉપર શહેનશાહી ડગલો ગોઠવવામાં આવ્યો હતો અને હાથમાં એક ગોળો આપવામાં આવ્યો હતો. જમણા હાથના ચોથા આંગળામાં વીંટી પહેરાવવામાં આવી હતી અને ત્યાર પછી તેમને રાજદંડ આપવામાં આવ્યો હતો. શહેનશાહી ડગલો જરી અને કસબથી ભરેલો હોય છે અને તેને ગરૂડપક્ષીની આકૃતિઓથી શણગારેલો હોય છે. જે વીંટી પહેરાવવામાં આવે છે તે રીચર્ડ બીજાએ વારસામાં આપી હતી પણ પાછળથી તે વીંટી કોઇને ઢીલી તો કોઇને સાંકડી પડવાથી દરેક રાજાને માટે નવી બનાવવામાં આવતી. મહારાણી વિકટોરિઆને માટે બનાવેલી વીંટી આંગળીનું માપ લેઇને નહિ બનાવવામાં આવેલી હોવાથી તે પાછી કાઢતી વખતે બહુ વેદના ખમવી પડી હતી. શહેન-

શાહ એડવર્ડને માથે તાજ મૂકવાની ક્રિયા પણ કેન્ટરબરીના ધર્માધ્યક્ષેજ કરી હતી. આ તાજ મૂકાતાં ને વાર "રાજા ચિરંજીવી રહો" નો ધ્વનિ ઉડયો હતો અને તાજ પહેરવાના અધિકારવાળા ઉમરાવોએ પોતપોતાના માથાપર તાજ પહેરી લીધાં હતાં જે વખતે વાદિત્રના ઘોષ અને તોપના ધડાકાની સલામી ચાલુ થઈ હતી.

**શહેનશાહબાનુનો અભિષેક.**

શહેનશાહને માથે તાજ મૂકવાની ક્રિયા થઈ રહ્યા બાદ શહેનશાહબાનુ અલેકઝાંડ્રાને માથે તાજ પહેરાવવાનું કામ યોર્કના ધર્માધ્યક્ષે કર્યું હતું અને તે કાર્ય સમાપ્ત થતાં રાજા–રાણીએ પ્રભુનો પ્રસાદ આરોગ્યો હતો. પ્રભુનો પ્રસાદ લેતી વખતે મસ્તિક ઉપરથી તાજ ઉતારવું કે નહિ એ સવાલ જ્યોર્જ ત્રીજાના વખતમાં જરા ગુંચવણીભર્યો થઇ પડયો હતો. તુરત વેળા માથે મુકેલું તાજ ઉતારી શકાય કે નહિ તેનો ખુલાસો કોઇ પણ ધર્માધ્યક્ષ કરી શકયો નહિ, પરન્તુ જ્યોર્જે જણાવ્યું કે "પ્રભુની આગળ દેશના રાજાએ પણ પોતાનું તાજ ઉતારીને તાબેદારી બતાવવી જોઇએ" અને એમ કહેતાંની સાથે તેણે પોતાનું તાજ ઉતારી નાંખ્યું હતું. ત્યાર પછીથી પ્રસાદ લેતી વખતે તાજ ઉતારી નાંખવાનો રીવાજ સાધારણ થઈ પડયો છે. આ સઘળી ક્રિયા થઈ રહ્યા બાદ રાજા રાણી સેંટ એડવર્ડના ખાસ દેવળમાં ગયાં હતાં, જ્યાં શનેહશાહી ડગલો ઉતારી નાંખીને પીળી મખમલનો પોશાક તેમણે ધારણ કર્યો હતો. ત્યારબાદ શહેનશાહી જોડું હર્ષનાદ વચ્ચે મહેલ તરફ પાછું ફર્યું હતું.

**નવા શહેનશાહ.**

છેવટે આપણી સમક્ષ નવા શહેનશાહ તરીકે મર્હુમ શહેનશાહ એડવર્ડના વડા પુત્ર જ્યોર્જ 'જ્યોર્જ પાંચમા'ના નામથી રાજ્યાસનપર બીરાજશે કે જેમના રાજ્યાભિષેકની ક્રિયા વિગેરેનો અહેવાલ હવે પછી આ-

પણ મેળવી શકીશું. આ ક્રિયા પણ ઉપર જણાવેલા ઇતિહાસને અનુસરીને યોગ્ય સુધારા વધારા સાથે કરવામાં આવનાર છે. નવી આશા અને નવી અભિલાષા સાથે નવા શહેનશાહ રાજ્યાસનપર બિરાજશેઃ આપણે ઇચ્છીશું કે—**ના૦ શહેનશાહ અને શહેનશાહબાનુ ઘણું જીવો !**

# ભારતવર્ષમાં રાજ્યાભિષેક.

ભારતવર્ષમાં રાજ્યાભિષેકની ક્રિયા શતપથ બ્રાહ્મણો, રામાયણ તથા મહાભારતમાં વર્ણવી છે તેના સંબંધમાં એક લેખ **મૉડર્ન રીવ્યુ** ( કલકત્તા ) ના ડીસેંબર માસના અંકમાં એચ. જી. પી. નિગમ અને ગિરધર શર્માના સંયુક્ત હસ્તાક્ષર હેઠળ લખાયો છે. રાજા દશરથે પ્રજાની ઇચ્છા અને અનુમતિથીજ યુવરાજ રામચંદ્રનો તિલકાભિષેક કર્યો હતો તે કહીને નીચલો શ્લોક લેખકો રામાયણમાંથી ટાંકે છે, જે વિચારણીય હોઇ ભારતવર્ષની કીર્તિને હમેશને માટે ઉજ્વળ કરે છે.

**औरसानपि पुत्रान्हि त्यजन्त्यहितकारिणः ।**
**समार्थान्संप्रगृह्णन्ति जनानपि नराधिपाः ॥**

**અર્થઃ**—જો તેઓ અહિતકારી હોય તો રાજાઓ પોતાના ઔરસપુત્રોને પણ રાજ્યગાદિ માટે અયોગ્ય ઠરાવે છે અને જો સાધારણ મનુષ્યો પણ સમર્થ હોય તો તેમને ગ્રહણ કરે છે. દશરથે બ્રાહ્મણ, વણિકો આદિની સભા ભરી તેમની સમ્મતિથી રામનો અભિષેક કર્યો તેના શ્લોકો તથા અર્થ આપીને રાજ્યાભિષેકની ક્રિયાનું વર્ણન આપતાં લેખકો કહે છે કે નવા તિલ અને સરસવનાં તેલ જે વેદમંત્રોથી

"શુદ્ધ" કર્યાં હોય તે વડે ભાવિ રાજાનાં સમસ્ત શરીરનું મર્દન, સ્નાન પૂર્વે કરવામાં આવતું. સ્નાન પછી તે મનુષ્યો તથા પશુઓને અભય વચન આપતો ! હોમ પછી પુનઃ સ્નાન કરતો, અને સુગંધીમાં તૈ-લોથી પુનઃ મર્દન થતું. પર્વતનાં શિખરપરના કાદવથી તેના મસ્તકનું મર્દન થતું, મુખ મંદિરની રજથી, હાથોનું હાથીઓએ પોતાના દંતથી ખોદી કાઢેલી માટીથી, ગર્દનનું ઇંદ્રધનુષ્યની નીચેની માટીથી, છાતીનું બે નદીનાં સંગમનાં જળથી, પીઠનું તલાવના જળથી, પાંસળીનું નદીના તટના જળથી, જાંગનું હાથીના તએલાની ધુળથી, પગના ગોટલાનું ઘોડાના તએલામાંના કાદવથી, અને પગનું રથનાં ચક્ર નીચેના કાદવથી મર્દન થતું ! (મૂળ કદાચ રૂપક હોઈ અંતે આ વહેમી ક્રિયા થઈ પડી હશે કે શું?) તે પછી અનેક જાતની માટીઓનાં મિશ્રણથી સમસ્ત શરીરનું મર્દન થતું. બાદ, પંચામૃત (દુધ, ઘી, દહીં, ખાંડ તથા મધ)થી સ્નાન થતું, ફરીથી સુગંધી જળથી અને અંતે (દેખીતી રીતે થાક ઉતારવા અને આટલાં બધાં સ્નાનોની ઠંડી ન લાગુ પડી જાય તે સારૂ) સર્વે ઔષધિનું સ્નાન થતું. તે સ્નાન સારૂં જે કળશ વપરાતો તે સુવર્ણનો હતો, ને તેમાં એક હજાર છિદ્ર પાડવામાં આ-વતાં. વળી આ સ્નાન માટે જે જળ વપરાતું તે સર્વે સમુદ્રો, તીર્થો તથા પ્રખ્યાત નદીઓના જળનું મિશ્રણ હતું. સ્નાન પ્રસંગે **इमा आपः शिवतमा । इमा राष्ट्रस्य भिषजी** ઇત્યાદિ (અર્થાત્ આ જળ અ-ત્યંત શિવ–ઉત્તમ છે, રાષ્ટ્રનું ઔષધ છે, રાષ્ટ્ર વર્દ્ધક છે, રાષ્ટ્રનું અમૃત છે; જે વડે પ્રજાપત્તિ બ્રહ્માએ સોમ, વરૂણ, યમ અને મનુને રાજા થવા પૂર્વે સ્નાન કરાવ્યું હતું તેજ જળ વડે હું તમને કરાવું છું. તમે રાજાના અધિરાજ થાઓ !) મંત્રોચ્ચારણ થતું, આ પછી તે બહાર આવી યોગ્ય વસ્ત્રાભૂષણ ધારણ કરતા, અને તે વખતે સંબંધીઓ છત્ર આદિ રાજચિન્હો ધારણ કરતા. ઘી અને તેલનાં પાત્રમાં તે પોતાનું

મુખ જોતા અને બાદ તે બ્રાહ્મણને, ધારી શકાય તેમ* દાનમાં જતું. બાદ હાથી પર ઠાઠમાઠથી સરઘસ સહિત સ્વારી થતી. ઘેર ઘેર દીવા થતા, અગરૂ આદિનો હોમ થતો, અને નગરમાં આનંદોત્સવ મનાતો.

## ઔરંગઝેબનો રાજ્યાભિષેક-મુહુર્તની માન્યતા.

"ઇંડીયન રીવ્યુમાં" પ્રોફેસર જાદુનાથ સરકાર એમ. એ. ઔરંગઝેબના રાજ્યાભિષેકનું સુંદર વીગતવાર વર્ણન આપે છે. એ પ્રોફેસર ઔરંગઝેબના ઇતિહાસ વિષે એક સત્તા છે. તે મહાન્ મોગલના ઇતિહાસનાં પ્રકરણો તેની કલમથી મૉડર્ન રીવ્યુમાં ચાલુ લખાય છે. પ્રસ્તુત લેખમાં તે કહે છે કે, મુસલમાન રાજ્યાભિષેકમાં મુખ્ય તત્વ **ગાદીપર બેસવાની ક્રિયા** છે. મસજીદના ખુતબા (pulpit) પરથી નવા બાદશાહના નામની તેની ઉપાધિઓ સહિત નેકી ન પોકારાય તથા તેના નામના સીક્કા ન પડે ત્યાં સુધી મુસલમાન રાજ્યાભિષેક અપૂર્ણ ગણાય છે. મુસલમાનો પણ હિંદુઓ તથા મધ્યકાલના યુરોપ જેવાજ ફલિત જ્યોતિષની માન્યતાના ભોગ થઈ પડયા હતા. કોઈ પણ કામ તેઓ જોષીઓને મુહુર્ત પૂછ્યા વગર આરંભતા નહીં. મોગલ દરબારમાં ઈરાની તથા હીંદુ જોષીઓનો નિયમિત 'સ્ટાફ' હતો, ને તેમના પર વળી તેમનો એક (દારોગો સુપરીન્ટેન્ડંટ) હતો. હુમાયુન જેસલમીરના રણમાંથી ભાગતો ભાગતો પણ કને જોષીરાજ તો હતાજ, ને અકબરનો જન્મ થતાં તેની ઘડી તથા પળ વિપળ તેને તરતજ ખબર કરવામાં આવી કે જેથી ગૃહસ્થિતિ નિર્માણ થાય તથા જન્મોત્તરી રચાય. પોતાના પિતાની માંદગી દરમીયાન જ્યારે મુરાદબક્ષ ભાઇઓ સાથે ગાદી માટે જંગ કરતો ત્યારે તેને જોષીઓએ ખબર આપી કે તા. ૨૦ મી નવેંબર ૧૬૫૭ જેવો મંગલ રાજ્યાભિષેકના મુહુર્તનો બીજો ગ્રહસંયોગ નથી, ત્યારે

તેણે **ગુપ્ત રીતે** તે ગાદીએ આવવા પુર્વે મહુર્તમાં રાજ્યાભિષેક કર્યો; જાહેર રીતે રાજ્યાભિષેક કરવાનો તેને પ્રસંગ જ ન આવ્યો! પ્રો. જાદુનાથ કટાક્ષ કરે છે કે "જ્યોતિષ તથા તેને માનનારાઓ માટે આ બહુ કમનસીબીની બીના છે" આજ પ્રમાણે રાજ્યના જ્યોતિષીઓએ મત આપ્યો કે ઔરંગજેબના રાજ્યાભિષેક સારૂ ૧૬૫૯ ની તા. ૫ મી જૂનનો દિનમંગલ હતો. તા. ૧૨ મી મેએ તેઓ દીલ્હીમાં જાહેર રીતે દાખલ થયા. સરઘસમાં નગારાં, ઢોલ, તાસાં ઉપરાંત, છેડે હાથીણી તથા ઉંટડીઓ હતી. અને બાદ દરબારીઓ હતા. અંતે હાથીપર ઔરંગજેબ બેઠો હતો. આ વખતે તેનું વય ૪૦ થી અધિક હતું. રણક્ષેત્રના જીવનથી તે ગોળમટોળ થતો બચી ગયો હતો, અને મુખ મ્લાન હતું, પણ શરીર સુડોલ હતું. નગરના મહોલ્લાઓમાંથી સરઘસ જતું ત્યારે હાથીઓ પરથી સોના રૂપાના સિક્કાના મુઠ્ઠે મુઠ્ઠા ઉરાડવામાં આવતા. દીવાને–આમ તથા ખાસમાં દરબાર ભર્યા તથા સખાવત સારૂ દરબારીઓ પાસેથી ભેટ લીધા પછી તેઓ જનાનખાનામાં સીધાવ્યા. દીવાને આમ આ પ્રસંગે ગુજરાત અને ઈરાનના કીનખાબથી મઢી લેવામાં આવ્યો હતો. મધ્યમાં હીરાજડિત શાહાજહાનનું મોરતખ્ત પણ ઝળકતું હતું. સૂર્યોદય પછી બરોબર ૩ા કલાકે અભિષેકનું મુહુર્ત હતું, તે સારૂ સભા આતુર હતી. જ્યોતિષીઓ પણ જળ યંત્રથી તેનીજ વાટ જોતા. તત્ક્ષણે રાજા ઔરંગજેબ પરદામાંથી બહાર નીકળી આસને બિરાજમાન થયો. ગાયકો ગાવા લાગ્યા, કંચનીઓએ નૃત્ય આરંભ્યું. તેમનાં નામની નેકી પોકારાઇ. તેમના પુર્વજ રાજાઓનાં નામ લેવામાં ને દર નામે તેને ઝભા ઓરાડવામાં આવતા. પોતાનું નામ આવતાં સોનેરી ઝભ્ભો પહેરાવવામાં આવ્યો. તેજ દીને નવા સીક્કા પડયા. શાહજહાંએ તો સીક્કાપર કલમો પડાવ્યો હતો. પરંતુ હદ બહાર ધર્મચુસ્ત ઔરંગજેબે તેમાં કાફરોના સ્પર્શથી કલમો

અપવિત્ર થવાનો ભય જોયો; તેથી તે કઢાવીને "પૃથ્વીના જીતનાર શાહ ઔરંગજેબે પૃથ્વી ઉપર, પૂર્ણિમાના ચંદ્ર જેવો આ સીક્કો મુદ્રિત કરાવ્યો છે" એ અર્થની ફારસી બેત પડાવી! પછી પ્રાંતોના સુબાઓ ઉપર ગાદીએ આવવાના સત્તાવાર પત્રો લખાયા. આ ક્રિયા દીવાને આમમાં બરોબર ૨ કલાક ૪૮ મીનીટ ચાલી. જનાનખાનામાં જઈ ત્યાં બીજી દરબાર ભરી, જ્યાં શાહજાદીઓ, અને ઉમરાવજાદીઓ, હાજર હતી. તેઓએ તેમના પર સોના રૂપા તથા ઝવેરાત અને જવાહીરનો વર્ષાદ કર્યો. તેમણે પોતાની બહેન રોશનરાય બેગમ જેણે લડાઈ દરમ્યાન તેનોજ પક્ષ કીધો હતો અને તેનેજ મદદ કરી હતી અને દારા શીકોહનીનો પક્ષ લેનારી મોટી બ્હેન જહાનારાની વિરૂદ્ધ શહાજહાનના જનાનખાનામાં કાર્ય કરતી, તેને રોકડ વગેરે મળી રૂ. ૫ લાખ આપ્યા તથા પોતાની ૪ પુત્રીઓને અનુક્રમે ૪, ૨, ૧૦૬, તથા ૧ાા લાખ રૂપીયા બક્ષીસ કીધા તે પછી દીવાને–ખાસમાં જઇ પોતાના ચાર પુત્રોને અનુક્રમે ૩, ૨, ૨, ને ૧ લાખ રૂ. આપ્યા. ત્યાં ૪૮ મીનીટ થઇ. ભાટ આદિ અન્યોને પણ ઘટતાં ઇનામ મળ્યાં. ઔરંગજેબે પોતાના રાજ્યાભિષેકના સ્મારક તરીકે, ઇરાનીઓનો નવરોઝના સંવત્સર જે અકબરે પ્રવર્તાવ્યો હતો તેને સ્થળે હીજરી સંવત પ્રવર્તાવ્યો, દારૂની બદી આદિ અનીતિ અટકાવવા એક અમલદાર નીમ્યો તથા અનેક ટોલો, તથા અનાજ પરની પોલીસ ફી માફ કરી. રાત્રે યમુનાના બન્ને તટ પર દીપોત્સવ થયો. વહાણ સાથે પાટીઆંઓની હાર લગાવી. તે પર દીવાબત્તીઓની માલાઓ લગાવી દીધી, જેથી નદીમાં તરતા દીવાઓથી નદી જાણે ચકચૈકિત થઇ રહી હતી. પાટીયાં તરતાં જાય અને વહાણપર ગાનારા ગાતા જાય! તા. ૨૪ મી જુનને દીને તોપખાતાં તરફથી દારૂખાનુ પણ ફોડવામાં આવ્યું હતું.

## જહાંગીરનો રાજ્યાભિષેક.

મી. હયવદનરાવ બી. એ. ના લખેલા ઉપરોક્ત નામના લેખપરથી જણાય છે કે જહાંગીરે રાજ્યાભિષેકની ખુશાલીમાં ન્યાયની સાંકળ ટંગાડી હતી. પોતાની 'ડાયરી' માં જહાંગીર કહે છે કે, અમલદારો ન્યાય આપવામાં નિષ્ફળ નીવડે અને લોકો તેની પોતાની પાસથી દાદ માંગી શકે તે સારૂ આ નરદમ સોનાની સાંકળની યોજના કરી હતી. તે આશરે ૩૦ હાથ (૧॥ ફુટનો એક હાથ) અથવા ૪૫ ફુટ લાંબી હતી. તેનું વજન ૩૨ મણ હતું! તેનો એક છેડો આગ્રાને કીલ્લે ને બીજો જમનાના તટપર પત્થરના સ્થંભપર હતો. મી. હયવદન કહે છે કે રાજા અનંગપાલે દીલ્હીમાં આમ કીધું હતું, તથા ચીનાઈ શહેનશાહ યુ–હુએ કીધું હતું તેનું આ અનુકરણ હશે. તે સમયે એ ઇતિહાસ બહુ પ્રસિદ્ધ નહોતો; સંભવિત એ છે કે ઇરાનના નોશીરવાને આદિલે આ પ્રમાણે કીધું હતું તેનું અનુકરણ જહાંગીરે કીધું હશે.

## શિવાજીનો રાજ્યાભિષેક.

**મરાઠા** (પુના) પત્રના સંપાદક મી. એન. સી. કેલ્કર, શિવાજીના રાજ્યાભિષેક સંબંધી લેખ લખતાં કહે છે કે તાપીથી તે કાવેરી પર્યંત એકજ છત્ર તળે દેશને લાવનાર શિવાજી હતો. આ શિવાજીનો દિગ્વિજય હતો. પૃથ્વી માત્ર કાંઈ દિગ્વિજય સારૂ જીતવી જોઇએ એવો પ્રાચીન નિયમ નહોતો. રાજ્યાભિષેક કરવામાં તેનો રાજદ્વારી હેતુ હતો. તેનો હેતુ ક્ષત્રિય રાજા તરીકે ખપવાનો હતો. જન્મે શુદ્ર પણ શિવાજી પોતાના પરાક્રમથી ક્ષત્રિય ગણાવા યોગ્ય ગણાય પરંતુ સંકુચિત વિચારના ધર્માંધ બ્રાહ્મણોએ તેનું ક્ષત્રિયત્વ સ્વીકારવા પાડી ને વેદમંત્રોથી અભિષેક કરવા આનાકાની કરી, ત્યારે કાશીના

સર્વતો પ્રખ્યાત ગંગાભટ્ટને આમંત્રણ કરીને ( ને તેને સમજાવીને ) તેને હાથે રાજ્યાભિષેક કરાવી, શિવાજીએ વાંધો લેનારાઓનાં મુખનુ મર્દન કર્યું. શકે ૧૫૯૬ ના જ્યેષ્ઠ સુદ ૧૩ તથા ગુરૂવારને દિને શિવાજીનો રાયગઢના કીલ્લામાં રાજ્યાભિષેક થયો હતો. મુંજક્રિયા પૂર્વે ચોથને દિને થઈ હતી. આ પ્રસંગે એ પ્રખ્યાત કીલ્લાને સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. પ્રભાતમાં શિવાજીએ મધ્ય હોલમાં પોતાની બેઠક લીધી. તેના આઠ પ્રધાનો આઠે દિશામાં પવિત્ર જળ ભરેલાં એવાં સોનેરી જળ પાત્ર લઇને આગળ પાછળ ઉભા. મુહુર્ત કાલે અક્ષત તથા તે જળનો તેના શિરપર અભિષેક કરવામાં આવ્યો. તે ક્ષણે બ્રાહ્મણો વેદમંત્રોનો ઘોષ કરતા રહ્યા હતા. તોપના બહાર આખો દહાડો થયા કરતા હતા. તે ક્રિયા પછી શિવાજી સુંદર સિંહાસનપર આરૂઢ થયો. તે પછી સોનેથી પોતાનું તુલાદાન કીધું. ૭૦ શેર સોનું તેના વજન બરોબર થયું તે સુપાત્રોને દાન દીધું ! અનેક બીજબાનીઓ પણ અપાઈ. આ રાજ્યાભિષેકમાં અંગ્રેજ, પોર્ટુગીઝ તથા બીજા પરદેશી વેપારીઓને ખાસ આમંત્રણ હતાં. તેઓ ભેટ પણ લાવ્યા હતા. મુંબઇનો ડેપ્યુટી ગવર્નર મી. હેનરી ઓક્ષનડન તથા તેની સાથે બીજા બે અંગ્રેજ વેપારીઓ પણ આ પ્રસંગે હાજર હતા. અભિષેકની એક અઠવાડીયાં પુર્વે, તા. ૧૫ મી મેને દિને તેમને શીવાજી સાથે વેપારી કોલકરાર વિષે ચર્ચા થઈ હતી ને અભિષેક પછી લખત થયું હતું. મોહોમેદનોના સ્વતંત્ર રાજ્ય ગોલકોંડા તરફનો પ્રતિનિધિ પણ આ પ્રસંગે હાજર હતો.



# બાદશાહી ઢંઢેરા.

*"These are the charters of the noble and benignant spirit of Imperial rule, and by that spirit in all my time to come I will faithfully abide."*

KING EMPEROR GEORGE V.

"શહેનશાહી રાજ્યના ઉદાર અને કલ્યાણકર ઉચ્ચાશયને દર્શાવનારા આ ઢંઢેરા છે, અને હું મ્હારા ભવિષ્યના સઘળા રાજ્ય અમલમાં એજ આશયને ખરા દીલથી વળગી રહીશ."

—**શહેનશાહ જ્યૉર્જ પાંચમા.**

## મલિક મુઅઝમ કૈસરે હિંદનું
## બાદશાહી જાહેરનામું.

**મલિક મુઅઝમના રાજ્યાભિષેક મહોત્સવ ઉજવ્યાનું મલિક મુઅઝમના મુલકોમાં જાહેર કરવા બાબત.**

**જ્યૉર્જ, મલિક મુઅઝમ કૈસરે હિંદ.**

અમારા બાદશાહી રાજ્યાભિષેકનો મહોત્સવ સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપા તથા અનુગ્રહથી ઈસ્વી સન ઓગણીસસો અગીઆરના જુન મહિનાની બાવીસમી તારીખે ઉજવવાનો અમારો ઈરાદો અમે અમારા રાજ્યના પહેલા વર્ષમાં ઈસ્વી સન ઓગણીસો દશના જુલાઈ મહિનાની ઓગણીસમી તારીખના તથા નવેમ્બર મહિનાની સાતમી તારીખના અમારા બાદશાહી જાહેરનામામાં પ્રગટ કરી દર્શાવ્યો હતો.

D

અને સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપા તથા અનુગ્રહથી અમે તે મહોત્સવ ગયા જુન મહિનાની તારીખ ૨૨ નેં ગુરૂવારને રોજ ઉજવવાને શક્તિમાન થયા હતા.

અને અમારા રાજ્યના પેહેલા વર્ષમાં ઇસ્વી સન ઓગણીસસો અગીઆરના માર્ચ મહિનાની બાવીસમી તારીખના અમારા બાદશાહી જાહેરનામામાં અમે એવી અમારી ઇચ્છા જાહેર કરી હતી કે સદરહુ મહોત્સવ ઉપર પ્રમાણે ઉજવ્યાનું અમારા હિંદી સામ્રાજ્યમાંની અમારી સમસ્ત પ્રેમાળ પ્રજાને અમે જાતે જાહેર કરવું, અને અમારા ગવર્નરો, લેફ્ટનન્ટ ગવર્નરો તથા અમારા બીજા અમલદારો અને અમારા સંરક્ષણ હેઠળનાં દેશી સંસ્થાનોના રાજા રજવાડાઓ, અમીર ઉમરાવો તથા અમારા હિંદી સામ્રાજ્યના સઘળા પ્રાંતોના પ્રતિનિધીઓને અમારી હજુરમાં તેડવા.

વાસ્તે, આ અમારા બાદશાહી જાહેરનામાથી સદરહુ મહોત્સવ ઉજવ્યાનું જાહેર કરીએ છીએ, તથા દિલ્હીમાં હાલ એકઠા મળેલા અમારા સઘળા અમલદારોને, રાજારજવાડાઓને તથા પ્રજાને અમે શહેનશાહ તથા મલિક મુઅઝમ તરીકે આવકાર આપીએ છીએ, અને ખાત્રી આપીએ છીએ કે જે હિંદી સામ્રાજ્યનાં કલ્યાણ તથા સમૃદ્ધિ માટે અમે જાતુ કાળજી રાખીએ છીએ અને હમેશ રાખ્યા કરીશું તે સામ્રાજ્ય માટે અમે અગાધ પ્રેમ ધરાવીએ છીએ.

અમારા રાજ્યના બીજા વર્ષમાં તારીખ બારમી ડિસેમ્બર ઈસ્વી સન ઓગણીસસો અગીયારને રોજ દિલ્હીમાં અમારા દરબારમાંથી જાહેર કર્યું.

**ઈશ્વર મલિક મુઅઝમ કેસરે હિંદનું રક્ષણ કરો.**

( True translation. )

**SYED SHAMSUDDIN KADRI.**

Oriental Translator to Government.

## નામદાર મહારાણી વિક્ટોરીઆએ—રાજાઓને, ઠાકોરોને અને સમગ્ર હિંદની પ્રજાઓને મોકલાવેલો પેગામ:

### ૧૮૫૮ નો ઢંઢેરો.

"વિક્ટોરીઆ—ઇશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયર્લાંડનાં સંયુક્ત રાજની, તથા તે રાજનાં તાબામાં યુરોપ, એશીઆ, આફ્રિકા, અમેરિકા, અને ઓસ્ટ્રેલેશિઆ આ ખંડો મધ્યે જે વસાહતી, તથા જે ઉપરાજ્યો છે, તે સર્વની મલિકા માયાઝમા તથા ધર્મ સંરક્ષક.

"આજ સુધી હિન્દુસ્તાન માંહેલા મુલકનો રાજ્યકારભાર અમારીવતી ઓનરેબલ ઈસ્ટ ઇંડીઆ કંપની ચલાવતી હતી. તે પોતેજ ચલાવવો એવું કેટલાએક મહત્ત્વના કારણોથી પાર્લામેન્ટ સભામાં એકઠા થયલા "સ્પિરિચ્યુઅલ" તથા "ટેમ્પરલ" લોર્ડ અને કોમન એઓની સલાહથી તથા અનુમતથી અમોએ ઠરાવ્યું છે.

"વાસ્તે અમો હવે આ જાહેરનામાથી જણાવીએ છીએ તથા પ્રસિદ્ધ કરીએ છીએ કે, ઉપર લખ્યા પ્રમાણે સલાહ તથા અનુમત લઇને સદરહૂ રાજકારભાર અમોએ અમારા હાથમાં લીધો છે; અને સદરહૂ મુલક માંહેની અમારી સર્વ રૈયતને ફરમાવીએ છીએ કે, અમારી સાથે તથા અમારા વારસોની સાથે અને અમારા જાય-નિશોની સાથે તમોએ ઇમાનથી તથા ખરેખર પ્રજા ધર્મ પ્રમાણે ચાલવું; અને આજ પછી સદરહૂ મુલકનો રાજકારભાર અમારે નામે તથા અમારી તરફથી ચલાવવા સારૂ, જે જે વખતે જેની જેની નિમણુક અમો કરીએ, તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું.

"અમો અમારા ઘણા વિશ્વાસુ અને ઘણા પ્યારા મંત્રિ નવાબ ચાર્લ્સ જાન વાઇકાઉન્ટ કેનીંગ સાહેબના, ઇમાન તથા યોગ્યતા તથા

શાહાણુપણા ઉપર પૂરો વિશ્વાસ અને ભરૂંસો રાખીને, તેઓને એટલે સદરહૂ વાઇકાઉન્ટ કેનીંગ સાહેબને સદરહૂ મુલકમાં અમારા પહેલા વાઇસિરોય તથા ગવર્નર જનરલ ઠરાવીએ છીએ તથા નીમીએ છીએ; અને અમારે નામે સદરહૂ મુલકનો રાજ્યકારભાર ચલાવવાને, તેમજ એક મુખ્ય સ્ટેટ સેક્રેટરીની મારફતે જે જે હુકમ તથા કાયદા તેઓને વખતો વખત અમારે ત્યાંથી પહોંચે, તે પ્રમાણે હરેક બાબતમાં અમારે નામે તથા અમારી તરફથી વહિવટ કરવાનો તેઓને અધિકાર આપીએ છીએ.

"ઓનરેબલ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ હાલમાં જે જે મુલકી તથા લશ્કરી કામ ઉપર જે જે આસામીઓને નીમેલા છે, તે સર્વને તે તે કામ ઉપર અમે કાયમ કરીએ છીએ. આગળ જેવી અમારી મરજી થશે અને જે કાયદા તથા કાનુન અમે ઠરાવીશું તે પ્રમાણે ફેરફાર થશે.

"અમો હિન્દુસ્તાન માંહેના રાજારજવાડાઓને જાહેર કરીએ છીએ કે તેઓની સાથે ઓનરેબલ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીએ જે તહનામા તથા કરારનામા કર્યા હશે, અથવા જે સદરહુ કમ્પનીના હુકમથી થયા હશે તે સર્વ અમારે કબુલ છે; અને અમો બરાબર પાળીશું; તેજ પ્રમાણે રાજારજવાડાઓએ પણ પોતપોતાની તરફથી તે તહનામા તથા કરારનામા પાળવા જોઇએ.

"અમારૂં જે હાલનું રાજ છે તે વધારવાની અમોને મુદ્દલ ઇચ્છા નથી. અમારા રાજને તથા રાજ્યાધિકારને ધક્કા પહોંચાડવાને કોઈ યત્ન કરશે તો, અમો તેને સજા કર્યા વગર રહીશું નહિ. અને તેજ પ્રમાણે બીજાના મુલકને તથા હક્કને ધક્કો પહોંચે એવી વાત અમો કદી મંજુર કરીશું નહિ. જે પ્રમાણે અમો અમારો અધિકાર, અમારો દરજ્જો અને અમારો મરતબો સંભાળી રાખીએ છીએ, તેજ

પ્રમાણે હિન્દુસ્તાન માંહેના રાજારજવાડાઓનો અધિકાર તથા દરજ્જો અને મરતબો અમો સંભાળી રાખીશું. રાજારજવાડાઓની, તેમજ અમારી રૈયતની, આબાદાની તથા ચઢતી થાય એવું અમો ઇચ્છીએ છીએ; અને એ વાત દેશમાં સ્વસ્થતા તથા સારા પ્રકારની રાજ્ય વ્યવસ્થા હશે તોજ બનશે.

"અમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજ્યધર્મ અમો અવસ્ય માનીએ છીએ, તેજ રાજ્યધર્મ હિન્દુસ્તાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમોએ પાળવા જોઇએ એવું અમો સમજીએ છીએ; અને ઇશ્વરની કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અંતઃકરણથી પાળીશું.

"ખ્રિસ્તિ ધર્મના ખરાપણા ઉપર અમારો પૂરો વિશ્વાસ છે, અને ધર્મના યોગથી જે સમાધાન થાય છે તે સંભારીને અમો ઇશ્વરનો ઉપકાર માનીએ છીએ. એવું છે તોપણ ધર્મ સંબંધી જે અમારા વિચાર છે તેનો અમારી રૈયત પાસે સ્વીકાર કરાવવા બાબત સખ્તી કરવાનો અમને અધિકાર નથી; તેમ તેવી ઇચ્છા પણ નથી. ધર્મ સંબંધી વિચારના અથવા આચરણના સબબથી કોઇની તરફદારી થાય નહિ, કોઇને ઇજા થાય નહિ અને કોઇને દુઃખ થાય નહિ; તેજ પ્રમાણે કાયદાનો આશ્રય સર્વને સમાન રીતે નિષ્પક્ષપાતપણે મળે એવી અમારી આજ્ઞા છે. અમારા સર્વ અધિકારીઓને સખત તાકીદ છે કે અમારી રૈયતની ધર્મ સંબંધી સમજણ, અથવા ભક્તિ વિષે તેઓએ કોઈ પ્રકારે હાથ ઘાલવો નહિ; ઘાલશે તો તેઓની ઉપર અમારી મોટી ગેરમરજી થશે.

"વળી અમારી એવી આજ્ઞા છે કે અમારી રૈયતમાં જે કોઇ વિદ્યાએ કરીને તથા હુંશિયારીએ કરીને અને પ્રમાણિકપણે જે જે સરકારી કામો બરાબર ચલાવવાને લાયક હશે, તે તે કામો અનુકૂળ હશે

તે પ્રમાણે એ દિક્કત અને વગર તરફદારીએ તે લોકોને, ન્યાત અથવા ધર્મ ઉપર નજર રાખ્યા વગર આપવા.

"બાપદાદાથી ચાલતી આવેલી જમીન ઉપર હિન્દુસ્તાનના લોકોના પ્યાર છે તે અમોને માલમ છે અને અમારા ધ્યાનમાં છે. સરકારનું વાજબી લેણું હશે તે લઇને લોકોના જમીન બાબત જે જે હક હશે તે તે તેઓની પાસે સુરક્ષિત રાખવા, અને હરેક બાબતમાં કાયદા ઠરાવતી વખતે તથા તે અમલમાં લાવતી વખતે હિન્દુસ્તાનમાં જે પ્રાચીન હકો તથા વહિવટ તથા રિવાજ ચાલતા આવ્યા હોય તે ઉપર યોગ્ય રીતે નજર રાખવી, એવી અમારી આજ્ઞા છે.

" રાજના લોભી માણસોએ પોતાના દેશના લોકોને ખોટું ખોટું સમજાવીને ફસાવ્યા, અને દંગો કરવાને પ્રવૃત્ત કીધાં; એવા તેઓન કામથી હિન્દુસ્તાનના લોકોને ઇજા અને દુઃખ પ્રાપ્ત થયાં; તેથી અમને ઘણું દુઃખ થયું છે. દંગો કરનારાઓનો પરાજય કરીને દંગો બેસાડી દીધો, તે ઉપરથી અમારૂં સામર્થ્ય સર્વને જાહેર થયું છે; પણ સદરહુ પ્રમાણે ફસેલા લોકોમાંથી જે પાછા યોગ્ય રીતે ચાલવા ઇચ્છે છે તેઓની ઉપર દયા કરીને તેઓના અપરાધની ક્ષમા કરવી એવી અમારી મરજી છે.

" વધારે ખુનરેજી ન થાય તથા હિન્દુસ્તાન માંહેના અમારા મુલકમાં સ્વસ્થતા વહેલી થાય એવા ઇરાદાથી, એક પ્રાંતમાં તો અમારા વાઇસરોય તથા ગવરનર જનરલે આગળ જે દુઃખદાયક દંગા થયા તેમાં જે લોકોએ સરકારની વિરૂદ્ધ ગુન્હા કીધા તેમાંના ઘણાખરા લોકોને કેટલીએક સરતથી ગુન્હાની માફી થશે, એવી આશા દેખાડી છે; અને જેઓના ગુન્હા માફ કરવા લાયક નહિ હશે તેવા ગુન્હેગારોને શી શી સજા થશે, તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદરહૂ તજવીજ

અમારા વાઇસરોય અને ગવરનર જનરલે કરી તે અમારે કબુલ મંજુર છે; અને એ શીવાય વળી અમો જાહેર કરીએ છીએ તે હેઠળ મુજબઃ—

"અંગ્રેજ સરકારની રૈયતનાં ખૂન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેની ઉપર સાબીતી થઇ હોય અથવા થાય, તે ગુન્હેગારો ઉપર દયા કરવી, એ ન્યાય વિરૂદ્ધ છે; પણ તે સિવાય બાકીના સઘળા ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે.

"ખુની ગુનેહગારોને જે લોકોએ જાણી જોઇને આશ્રય આપ્યો હશે, અથવા જેઓ દંગો કરવાને, આગેવાન અથવા પ્રવૃત્તક થયાં હશે તેઓને જીવદાન સિવાય બીજો કાંઇ દિલાસો દેવાતો નથી; પણ એવા માણસો સરકારની સાથે બેઈમાન થવાને શા કારણથી પ્રવૃત્ત થયા; તેનો ગુણદોષે વિચાર તેઓની ઉપર સજા ઠરાવતી વખત કરવામાં આવશે; અને મતલબી માણસે ખોટી વાત ઉઠાવી હોય તે છેકજ અવિચારથી ખરી માનીને જે લોકોએ ગુન્હા કીધા એવું માલમ પડે, તે લોકો બાબત ઘણીજ રહેમ નજર રાખવામાં આવશે.

"સદરહુ માણસો સિવાય જે લોક દંગામાં હોય અને લડાઇ કરતા હોય તેઓ જો પોતપોતાને ઘેર પાછા આવીને સ્વસ્થપણે પોતપોતાનો કામધંધો કરવા માંડશે તો, તેઓએ અમારી વિરૂદ્ધ, અમારા રાજ વિરૂદ્ધ અને અમારા દરજ્જા વિરૂદ્ધ કરેલા સઘળા ગુન્હા વિસરી જઇને કંઇ પણ સરત કર્યા વગર તેઓને માફી તથા ક્ષમા મળશે, એવો અમો આ જાહેરનામાથી દીલાસો આપીએ છીએ.

"ગુન્હાની માફી તથા મહેરબાની કરવા બાબતના જે નિયમ ઉપર લખ્યા છે, તે પ્રમાણે આવતા જાનેવારી મહિનાની ૧ લી તારીખ પહેલાં જે ચાલશે તે સર્વને માફીના તથા મહેરબાનીના સદરહૂ ઠરાવ લાગુ કરવા, એવી અમારી આજ્ઞા છે.

"ઇશ્વરની કૃપાથી જ્યારે હિન્દુસ્તાનમાં સ્વસ્થતા થશે, ત્યારે તે દેશના વેપાર ધંધાને ઉત્તેજન આપવું, લોકોપયોગી અને લોકોના કલ્યાણનાં કામોની વૃદ્ધિ કરવી, અને તે દેશમાં રહેનારી અમારી સર્વ રૈયતનું સારૂં થાય એવી રીતે રાજકારભાર ચલાવવો, એવી અમારી અંતઃકરણથી ઇચ્છા છે. અમારી રૈયતની આબાદાની એજ અમારૂ સામર્થ્ય, તેઓનો સંતોષ તેજ અમારા રાજની દઢતા, અને તેઓની કૃતજ્ઞતા તેજ અમને ઉત્તમ ફળ છે. એવું અમે માનીએ છીએ. રૈયતના કલ્યાણ બાબત અમારી જે આ ઇચ્છા છે, તે પાર પાડવાને શક્તિમાન જે પરમેશ્વર તે અમને તથા અમારા અધિકારીઓને સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે."

## ઈ. સ. ૧૯૦૮ માં મહારાણીશ્રીનાં ૧૮૫૮ ના ઢંઢેરાને ૫૦ વર્ષ થયાં તે સમયે નામદાર શહેનશાહ એડવર્ડે નીચે પ્રમાણેનો પેગામ મોકલ્યો હતો.

### ૧૯૦૮ નો ઢંઢેરો.

૧. અમારાં વ્હાલાં માતુશ્રી તથા આ રાજ્યના સિંહાસન ઉપર અમારી અગાઉ બિરાજમાન થઈ ગયેલાં પરમપૂજ્ય વિક્ટોરીઆ માહારાણીએ, ઈસ્ટ ઈંડીઆ કંપની જે મુલક ઉપર રાજ્યકારભાર ચલાવતી હતી તે મુલક અનેક વજનદાર સબબોને લીધે, પાર્લામેન્ટની સલાહ તથા સંમતિથી, પોતાના હાથમાં લીધો તેને હાલ ૫૦ વર્ષ થયાં છે. તે વખતે ખરી નિષ્ઠાથી માથે લેવામાં આવેલા મહાન કાર્યના સ્મરણાર્થે હિન્દુસ્તાનના રાજારજવાડા તથા લોકોને અભિનંદન આપવા માટે આ પાટોત્સવ અમે યોગ્ય લેખીયે છીએ. તમારી લાંબી તવારીખમાં અરધી સદીની મુદત ઘણીજ ટુંકી ગણાય, તે છતાં આજે

પુરી થતી અરધી સદી તમારા ઐતિહાસીક જમાનામાં એક અતિશય ઝળકાટ ભરેલી યાદગીરી તરીકે રહેશે. હિન્દુસ્તાન દેશ તાજના પ્રત્યક્ષ રાજકારભાર તળે લેવા સંબંધના ઢંઢેરાથી હિન્દનો રાજકારભાર એકત્ર થયો અને તવારીખના એક નવા જમાનાની શરૂઆત થઈ. આ રાજકારભાર ચલાવવાનું કામ ઘણું વિકટ હતું, અને તેની ગતિ કોઇ વખત ધીમી માલુમ પડી હશે, પણ એક બીજાથી ઉલટા વિચારો ધરાવનારી ઘણી કોમોને તેમજ આશરે ત્રીસ કરોડ માણસોને બ્રિટીશ દેખરેખ અને અંકુશ હેઠળ એકત્ર કરવાનું કામ મક્કમપણે તથા જરા પણ અટક્યા સિવાય આગળ વધ્યું છે. ગઇ અડધી સદીની અમારી મહેનત તરફ અમે સ્પષ્ટ દૃષ્ટિએ તથા શુદ્ધ અંતઃકરણથી જોઈ શકીએ છીએ.

૨. માનવી રાજકારભારમાં દરેક જમાનામાં અને દરેક ઠેકાણે જે મુશ્કેલીઓ નડે છે તે મુશ્કેલીઓ હિન્દુસ્તાનમાં પણ દિવસે દિવસે ઉભી થતી ગઈ છે. તે મુશ્કેલીઓ સામે બ્રિટિશ રાજના નોકરોએ મહેનતથી, હિમ્મતથી તથા ધીરજથી તથા ઉંડા વિચારથી અને કદી પણ શિથિલ પડયો ન હોય અથવા ડગમગ્યો ન હોય એવા નિશ્ચયથી બાથ ભીડી છે. ભુલો થઈ હોય તો, અમારા પ્રતિનિધિઓએ તે સુધારવા માટે મહેનત લેવામાં અથવા આત્મભોગ આપવામાં કાંઇ કચાસ રાખી નથી. અધિકારનો દુરૂપયોગ થવાનું પુરવાર કરવામાં આવ્યું હોય તો તે વખતે યોગ્ય ઉપાય કરવાને મજબુત હાથે પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૩. દુકાળ અને મરકીની આફત દૂર કરવાની ગુપ્ત કુનેહ કોઇ પણ સામ્રાજ્યના હાથમાં નથી પણ આ કુદરતી ભયંકર આફતોનું સંકટ ઓછું કરવા માટે અનુભવી અધિકારીઓએ પોતાની કુશળતા તથા એકનિષ્ઠાથી બની શકે તેટલું કર્યું છે. તમારા દેશમાં આગળ

કદી પણ નહીં જણાયલી તેવી લાંબી મુદત સુધી તમે તમારી સરહદની લઢાઇઓની ભયંકર આફ્તોમાંથી બચી જવા પામ્યા છો. તમારા દેશમાં શાન્તિ અખંડ જળવાઇ રહી છે.

૪. સન ૧૮૫૮ ના મહાન્ ઢંઢેરામાં મહારાણી વિક્ટોરીયાના હિન્દુસ્તાનના સુલેહ ભરેલા ઉદ્યોગને ઉત્તેજન આપવાની, સાર્વજનિક ઉપયોગ તથા સુધારણાનાં કામો ખીલવવાની, અને તે દેશના સઘળા લોકોના હિત સારૂ રાજ્યકારભાર ચલાવવાની પોતાની ઉત્કંઠા સંબંધી ઉદાર અભયવચન આપ્યું છે, તમારી ઐહિક સુખ શાન્તિ તથા વૃદ્ધિ કરવા માટે જે યોજનાઓ ખંતથી તૈયાર કરીને અમલમાં મુકવામાં આવી છે અને જે યોજનાએ મહત્વતા અને સાહસના સંબંધમાં અપૂર્વ છે તે યોજનાઓ આ અભયવચન કેટલા ઉત્સાહથી પાળવામાં આવ્યું છે તેનો પ્રત્યક્ષ પુરાવો પૂરો પાડે છે.

૫. ખંડિયા રાજા તથા બીજા રાજકર્તાઓના હક તથા માન મરતબાનું આદરપૂર્વક રક્ષણ કરવામાં આવ્યું છે તથા તે જાળવી રાખવામાં આવ્યા છે; અને તેમની રાજનિષ્ઠા તથા વફાદારી જોઇને તેવી અચળ રહી છે. ધાર્મિક મત અથવા ઉપાસનાને સબબે અમારી રૈયતમાંના કોઈ પણ શખ્સ ઉપર મેહેરબાની બતાવવામાં આવી નથી, તેમજ તેને દુઃખી કે હેરાન થવાનું કાંઈ પણ કારણ આપવામાં આવ્યું નથી. અમારી તમામ રૈયત કાયદાનું રક્ષણ ભોગવતી રહી છે. ખુદ કાયદો પણ ન્યાત જાતને અથવા તો તમારા સમાજમાં સ્થાપિત થયેલા રીવાજો તથા વિચારોને અપમાન કર્યા વગર અમલમાં મુકવામાં આવ્યો છે; તેજ પ્રમાણે તેનું સ્વરૂપ સરળ બનાવવામાં આવ્યું છે અને તે અમલમાં મુકવાનું તંત્ર નવી દુનિયામાં ધીમે ધીમે દાખલ થતી પ્રાચીન કોમોની જરૂરીઆતોને બંધ બેસતું થઇ પડે એવી રીતે ગોઠવવામાં આવ્યું છે.

૬. અમારી સરકારને જે કામ સોંપવામાં આવ્યું છે તેને હાલના તેમજ હવે પછીના ઘણા જમાનાના અસંખ્ય લોકોના નસીબ સાથે નીસબત છે; તેટલા માટે જે ગુન્હા ભરેલાં કાવતરાંઓ કાંઇ પણ સબબ વગર ઉભાં થયાં છે તથા જે કાંઇ પણ ગંભીર નેમ ધરાવતાં નથી તે મજબૂત હાથે દાબી દેવાની અમારી પહેલી ફરજ છે. અમે જાણીએ છીએ કે અમારી હિન્દની પ્રજાનો જે મોટો ભાગ વફાદાર તથા નિમકહલાલ છે તે એવાં કાવતરાંઓ તરફ ધિક્કારની નજરથી જુએ છે, અને આ કાવતરાંઓને સંરક્ષણ અને વ્યવસ્થાની યોજનાના કામમાં આડે આવવા દઇશું નહીં.

૭. આ ઐતિહાસીક વર્ષોત્સવ બાદશાહી રહેમીયત અને મેહેરબાનીની કાંઇ પણ જાણવા જોગ એંધાણી વગર પસાર થવા ન દેવો એવી અમારી ઇચ્છા હોવાથી અમારા તરફથી એવી આજ્ઞા કરવામાં આવે છે કે ૧૯૦૩ ની સાલમાં રાજ્યાભિષેકના સંબંધમાં ભરવામાં આવેલા દરબારના સ્મરણીય પ્રસંગને અનુસરીને, કાયદા વિરૂદ્ધ કરેલા અપરાધો માટે જે જે આસામીઓને અમારી કોર્ટોએ સજા કીધી છે, તેમની સજા માફ કરવી અથવા તેમાં ઓછો વત્તો ઘટાડો કરવો; વળી વિશેષ ઇચ્છા એ છે કે, એવા ગુનેહગારોએ આ દયાના કૃત્યનું સ્મરણ રાખવું અને હવે પછી ગુન્હો ન થાય એવી રીતે તેમણે વર્તવું.

૮. સરકારી અધિકારની તથા સત્તાની જગાઓ પુરવા સંબંધી યોગ્યતા નક્કી કરતી વખતે ન્યાત જાતના તફાવતને કોરાણે મુકવા નિરંતર તજવીજ કરવામાં આવે છે. જેમ જેમ કેળવણી ફેલાતી જાય, અનુભવ પાકો થતો જાય, અને હિન્દુસ્તાનના તિવ્ર બુદ્ધિવાળા તથા યોગ્ય લાયકાતવાળા લોકો જોખમદારીની કીંમત અચ્છી રીતે સમજતા જાય તેમ તેમ સદરહુ બાબતમાં હિન્દુસ્તાનની ચઢતી મક્કમરીતે અને ખાત્રીપૂર્વક થશે એવો અમને સંપૂર્ણ ભરોસો છે અને તેજ હેતુ છે.

૯. પ્રથમથીજ પ્રજાકીય બંધારણનું ધોરણ ધીમે ધીમે દાખલ કરવામાં આવ્યું છે, અને હવે એવો વખત આવ્યો છે કે જ્યારે અમારા વાઇસરોય તથા ગવર્નર જનરલ અને બીજા સલાહકારોના મત પ્રમાણે એ ધોરણ વધારવું એ ડહાપણભરેલું થઇ પડશે. તમારામાંના મોભાવાળા વર્ગના લોકો બ્રિટિશ અમલને લીધે ઉત્પન્ન થયેલા અને ઉત્તેજન પામેલા વિચારો ધરાવે છે તેથી તેઓ શેહેરીઓ તરીકે સરખા હકોની તથા કાયદા બાંધવામાં તથા રાજ્યકારભાર ચલાવવા વધારે હિસ્સો મેળવવાની માગણી કરે છે. એવી માગણી યોગ્ય તજવીજ કરીને કબુલ રાખવામાં આવે તો તેથી હાલની સરકારના અધિકારને તથા અમલને નુકસાન થવાને બદલે સામી મજબુતી મળશે. રાજયકારભાર ચલાવનાર અમલદારોને જે લોકો ઉપર તેઓ રાજ્યકારભાર ચલાવતા હોય તેમની સાથે અને જે લોકો તે રાજ્યકારભાર વિષે પ્રજામતને ચોકસ વલણ આપે છે અને તે પ્રસિદ્ધ કરે છે. તેમની સાથે જો નિયમિત પરિચયમાં આવવાની વધારે તક મળે તો તેથી દેશનો રાજ્યકારભાર ઉલટો વધારે સારી રીતે ચાલશે. આ હેતુ પાર પાડવા માટે જે યોજના હાલ સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવે છે, તે વિષે હાલ તુરત અમે કાંઇ પણ બોલવા માંગતા નથી. તે તમને થોડાજ વખતમાં જણાવવામાં આવશે. અને અમને પુરતી ખાત્રી છે કે તમારા દેશના રાજ્યકારભારની હિતકારક વૃદ્ધિમાં નોંધી લેવાજોગ નિવડશે.

૧૦. અમે અમારા હિન્દના લશ્કરની બહાદુરી તથા વફાદારીની કદર પિછાનીએ છીએ, અને અમે હુકમ કર્યો છે કે તેની લડાયક વૃત્તિ તથા વખાણવાલાયક કવાયત તથા નિમકહલાલીથી સેવા બજાવવાની તેઓની આતુરતા માટે અમારા તરફથી કરવામાં આવતી ભારે પિછાન કાંઇક સંગીન રૂપમાં આવતે નવે વર્ષે બતાવવી.

૧૧. મર્હુમ મહારાણી વિક્ટોરીઆના દિલમાં વ્હાલામાં વ્હાલી નેમ હિન્દનું કલ્યાણ કરવાની હતી. સન ૧૮૭૫ માં અમે હિન્દુસ્તાનની મુલાકાત લીધી ત્યારથીજ અમે એ દેશના રાજાઓના તથા લોકોના લાભ એવી તો પ્રેમપૂર્વક કાળજીથી તપાસતા આવ્યા છીએ કે તેમાં કાળે કરીને કાંઈ પણ ઘટાડો થયો નથી. અમારા વ્હાલા શાહજાદા પ્રિન્સ ઑફ વેલ્સ અને તેમનાં પત્નિ પ્રિન્સેસ ઑફ વેલ્સ તમારા મુલકમાં મુસાફરી કરીને પાછાં ફર્યાં ત્યારથી તમારી ભૂમિ તરફ પ્રેમની લાગણી પેદા થએલી છે, અને ત્યાંના લોકોના કલ્યાણ તથા સંતોષ માટે તેઓ ખરેખરી અને અંતઃકરણપૂર્વકની કાળજી ધરાવે છે. અમારા બાદશાહી કુટુંબ તથા વંશ તરફથી હિન્દુસ્તાન માટે એ રીતે ખંતભરેલી દિલસોજીની જે સાચી લાગણીઓ દેખાડવામાં આવે છે તેજ અહીંના રાજ્યના લોકોની ઉંડી તથા એકત્ર થયેલી ઇચ્છા તથા નેમ નક્કીપણે અને વાસ્તવિક રીતે દર્શાવે છે.

૧૨. જગતના લેખીત ઇતિહાસમાં કોઈ પણ રાજ્ય અથવા શહેનશાહતના રાજ્યકર્તા તેમજ પ્રજાને આજ સુધી કદી પણ નહીં સોંપવામાં આવ્યું હોય એવું મહાભારત અને કીર્તિવાળું કામ પાર પાડવા માટે જે ડહાપણ તથા પરસ્પરની ભલી લાગણીની જરૂર છે તે ડહાપણ અને ભલી લાગણી પ્રભુની કૃપા તથા મદદથી મજબુત થાય એવી અમારી પ્રાર્થના છે.



રાજા રજવાડામાં વખણાતી "બાદશાહી યાકુતી-અનંગ વિલાસ" નામની ઉમદા દવા સરકારમાં રજીસ્ટર થયેલી છે અને તેનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે. નકલીઆતથી સંભાળજો. અમારી બનાવેલ માત્ર રાજકોટમાં અમારા ઔષધાલયમાંજ મળે છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. સંસાર સુખ ભોગવવા માટે દેશી અને યુનાની દવામાં ઉંચામાં ઉંચી દવા જોઈએ તો આ **બાદશાહી યાકુતિ અનંગ વિલાસ** છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી ૧ ના રૂ. ૧૦.

## બાદશાહી યુનાની લેપ.

અમીર ઉમરાવોમાં વખણાતી ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે ગુપ્ત ભાગની નસોને પુરતી તાકાત આપે છે. નબળી પડી ગયેલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માંટે આ લેપ ફતેહમંદ ઈલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાલીદાસ મોતીરામ રાજકોટ—કાઠીયાવાડ

# સુંદર બાલ.

નમુનો મફત.




**એ દરેક સ્ત્રીની મગરૂરી અને આનંદ હોવો જોઇએ, પણ કેટલીક સ્ત્રીઓના બાલ સુંદર છે?**

**બાલ ખરેખર સુંદર હોવાને માટે બાલ નરમ રેશમ જેવા, ચળકતા, વળે એવા નરમ અને પુષ્કળ હોવા જોઇએ.**

## કામીનીઆ ઓઈલ

(રજીસ્ટર્ડ.)

વાપરવાથી અને સંભાળપૂર્વક ધ્યાન આપ્યાથી આ લાંબા વખતથી શોધવામાં આવેલી અને ઘણી કીમતી ગણાયલી બાલની સ્થીતી સહેલાઇથી અને ઝડપથી લાવી શકાય છે.

કામીનીઆ ઓઇલ એ વાળને સુંદર બનાવનારાં સઘળાં તેલમાં પહેલું છે, તેથી જોકે માથાનો વ્યાધી હોય કે ન હોય તોપણ સરવેએ એ તેલનો ઉપયોગ કરવો જોઇએ. એ બાલને એવા નરમ બનાવે છે કે બાલ સહેલાઇથી હાલના જમાનાની કોઈ પણ પ્રખ્યાત ફેશનમાં ગોઠવી શકાય છે.

**તા. ક.—કેટલાક વેપારીઓ હલકા માલમાં સારો નફો મળવાની આશાએ હલકી જાતનું તેલ સારૂં અને સસ્તું છે એમ કહી, આપવાને કોશેષ કરે છે, તે માટે ખરીદતી વખતે કામીનીઆ ઓઇલની સીલબંધ બાટલી ખરીદજો.**

**ધી એંગ્લો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કુંપની.**

નંબર ૧૫૫, જુમામસીદ, મુંબઇ.